શ્રીહરિઃ

# શ્રીગીતાપંચામૃત

Shri Kanaiyalal M. Munshi
With compliments
from
Hanm

6576

વિવેચક :
શાસ્ત્રી કૃષ્ણશંકર દલસુખરામ પાઠક
વેદાન્તાચાર્ય, સાહિત્યતીર્થ





કૃષ્ણનિધિ, નડિયાદ

## પ. ભ. શ્રી. ત્રિકમદાસ દ્વારકાદાસ



જન્મ : સં. ૧૯૪૩ પોષ વદ ૭ તા. ૧૬-૧-૧૮૮૭

પ. ભ. શ્રી. દેવજીભાઈ દામોદર



જન્મ : સં ૧૯૪૪ ના શ્રાવણ વદ ૩

શ્રીહરિઃ

# વિનયાંજલિ

કોઈ પણ ગ્રન્થ પ્રસ્તાવના માગે. પ્રસ્તાવના ગ્રન્થના વિષયનો પરિચય આપી ગ્રન્થમાં પ્રવેશ કરાવે. તે ગ્રન્થ લેખકનો સ્વતંત્ર હોય કે કોઈ પણ અન્ય કવિમનીષીનો લખેલ હોય અને તેનું પ્રકાશન થતું હોય. પરંતુ જિજ્ઞાસાના પોષણ માટે પ્રસ્તાવના આવશ્યક બને છે.

પ્રકાશ પામતા આ સંગ્રહને શ્રીગીતાપંચામૃત નામ આપ્યું છે. સ્વતંત્ર ગ્રન્થોમાંથી એક સંગ્રહ કરીને આ એક પુસ્તકનું પ્રકાશન કર્યું છે.

આ સંગ્રહમાં પાંચ પ્રસંગો લીધા છે તેથી પંચામૃત નામ આપ્યું છે. શ્રી સર્વોત્તમજી, શ્રી સૌન્દર્ય પદ અને શ્રીમદ્ ભગવદ્‌ગીતાજીનો બીજો, બારમો અને પંદરમો અધ્યાય. આ પાંચ અમૃતો આમા પીરસ્યાં છે. ઉપરાંત વલ્લભાષ્ટક પણ અન્વયાર્થ, અનુવાદ તેમજ વિવેચન સાથે આપ્યું છે. તેનો ક્રમ પ્રથમ ગીતાજીના ત્રણ અધ્યાયો, વલ્લભાષ્ટક, સર્વોત્તમ અને શ્રી સૌંદર્ય પદ એમ રાખ્યો છે.

પરમ દયાળ શ્રીગુસાંઈજી મહાપ્રભુજીએ 'શ્રી સર્વોત્તમજી' નામનો ગ્રન્થ લખ્યો છે. એમાં આચાર્યવર શ્રીમદ્ વલ્લભાચાર્ય મહાપ્રભુજીનાં એકસો આઠ નામમંત્ર છે.

મંત્રની શક્તિ અપૂર્વ હોય છે. ઋષિઓએ તપશ્ચર્યા અને ભક્તિપૂર્વક ઉપાસના કરી તે મત્રના દર્શન કર્યાં હોય છે. મંત્રોની વર્ણમાળા ઋષિઓએ ગોઠવેલી નથી હોતી પરંતુ તે મંત્રો સ્વયંસિદ્ધ હોય છે. તપશ્ચર્યાથી તેનું દર્શન કરવાનું હોય છે.

સર્વોત્તમજીમાં આપેલ શ્રી મહાપ્રભુજીનાં એકસો આઠ નામ એ જ પ્રકારે નામમંત્રો છે. આચાર્યશ્રીના સાહિત્યને સમજવામાં મતિમાનોને પણ મુશ્કેલી લાગે. કારણ કે મનોવિશુદ્ધિ વિના એ વાઙ્મયનું હાર્દ સમજવું કઠિન છે.

નિબંધ, સુબોધિનીજી, અણુભાષ્ય, ષોડશગ્રન્થ વગેરે શ્રીમદ્ વલ્લભ મહાપ્રભુજીનું કલાત્મક અને રસાત્મક સાહિત્ય છે. તેના રહસ્યને સ્પષ્ટ કરવામાં અને તેના સુખબોધમાં 'સર્વોત્તમસ્તોત્ર'નો પાઠ પુષ્કળ સહાયક બને છે.

શ્રી સર્વોત્તમ સ્તોત્રનો પાઠ કરતાં શ્રીમદાચાર્ય ચરણનો હૃદયમા કૃપાવિર્ભાવ થાય છે અને સહજ ભાવે આપનુ કથન સમજાય છે આ કારણથી પરમ દયાળુ શ્રી વિઠ્ઠલનાથજીએ આ 'નામસ્તોત્ર' નામનૂ અમૃત પીરસ્યુ છે

આ નામ સ્તોત્રના પ્રત્યેક નામમંત્રો શ્રી મહાપ્રભુજી, શ્રીકૃષ્ણ ભગવાન અને શ્રીમદ્ ભાગવતના દશમ સ્કંધની લીલાઓને વર્ણવે છે

શ્રીમદાચાર્ય ચરણ, ભગવાન શ્રીકૃષ્ણ અને શ્રીમદ્ ભાગવત ત્રણે એક જ તત્ત્વના ત્રણ પૃથક્ સ્વરૂપો છે તેથી આ નામમંત્રો જો ત્રણેના વાચક બને તો તે વાસ્તવિક જ

સર્વોત્તમસ્તોત્રના નામમંત્રોનો અર્થ આ પ્રકારે વિનમ્રભાવથી લખવામા આવ્યો છે મંત્રોના રહસ્યો દુર્બોધ હોય છે જ એ ન્યાયે એક ક્ષમાજલિ વ્યક્ત કરવાની રહે છે કે કોઈ આ વિષયના 'તજ્જ્ઞ' એમા કોઈ પણ સંશોધન સૂચવશે તેને વિનમ્રભાવે સ્વીકારી સુધારી લઈશ કેવલ વિશુદ્ધ ભાવથી કોઈ પણ જાતના આગ્રહ વિના અર્થો લખેલ છે તેમાં થયેલા પ્રમાદને મહા કારુણિક શ્રી મહાપ્રભુજી, શ્રીગુસાંઈજી આચાર્યવર્યો અને તદીયજનો ક્ષમ્ય ગણશે અને માર્ગદર્શન કરશે એવી શ્રદ્ધા સેવુ છે

બીજુ અમૃત શ્રી 'સૌન્દર્યપદ' છે આ પદમા આચાર્ય શ્રી વલ્લભ પ્રભુના સ્વરૂપનો પરિચય આપ્યો છે આ પદનુ નિત્ય અનુસંધાન રાખતા હૃદયમાં શ્રી સ્વામિનીજી, શ્રી ઠાકોરજી અને શ્રી મહાપ્રભુજી એમ ત્રણેનુ સાન્નિધ્ય રહે છે

ત્રીજુ અમૃત 'સાંખ્યયોગ' નામનો ભગવદ્ગીતાનો બીજો અધ્યાય છે ગીતાજીના પ્રથમ છ અધ્યાયનો જે પ્રાણ છે એમ કહીએ તો પણ વાંધો નથી અઢાર અધ્યાયમાં ગીતાજીનો તે સૂત્રાધ્યાય છે ગીતાજીના વિષયનો તે ઉપક્રમ અધ્યાય છે અને અઢારમો ઉપસંહાર અધ્યાય છે અને મધ્યના અધ્યાયો અભ્યાસ અધ્યાયો છે બીજા અધ્યાયના સ્વાધ્યાયથી માનવ સ્થિતપ્રજ્ઞ બને છે

ચોથુ અમૃત ભક્તિયોગ નામનો ભગવદ્ગીતાનો બારમો અધ્યાય છે આ અધ્યાયમા ભક્તના લક્ષણો બતાવ્યાં છે ભગવાનને નિત્ય હૃદયમા રાખવાની સામગ્રીથી આ અધ્યાય ભરપૂર છે વળી નાનો અધ્યાય છે અલ્પબિંદુ આ અધ્યાય અમૃતનુ પિવાય તો પણ હૃદય ભગવાનનુ સિંહાસન બને છે

પંચમ અમૃત 'પુરુષોત્તમ' નામનો પંદરમો અધ્યાય છે આ અધ્યાયમા ભગવાનના સ્વરૂપનુ નિરૂપણ છે ભગવાન પૂર્ણ પુરુષ છે તેમજ પૂર્ણ આનંદમય છે. અધ્યાયનુ ચિંતન કરતાં નિરંતર હૃદયદેશમા ભગવાનનો નિવાસ થાય છે

બીજા અધ્યાયથી સ્થિતપ્રજ્ઞ બની, બારમા અધ્યાયથી હૃદયકમલ પ્રભુનુ મંદિર બનાવી, પંદરમા અધ્યાયના ચિંતનથી પુરુષોત્તમ પ્રભુની હૃદયમંદિરમાં પ્રતિષ્ઠા કરી પૂર્ણઆનંદ પ્રાપ્ત કરાય છે આવા આશયથી શ્રીમદ્ ભગવદ્ગીતાજીમાથી ત્રણ અધ્યાયનો શબ્દાર્થ, અનુવાદ અને અલ્પ વિવેચન સાથે સંગ્રહ કર્યો છે

આ પંચામૃતનુ પરિવેષણ પ. ભ. વૈષ્ણવહૃદય શ્રી વિક્રમદાસ દ્વારિકાદાસ સાલિસિટર અને શ્રી પ. ભ શ્રી દેવજીભાઈના સુમંગલ સુકૃતના નિમિત્તથી થાય છે

નિજ કુટુમ્બમા શ્રી ઠાકોરજીની સેવાને નિજ મસ્તકે પધરાવતા તેઓ આદરણીય પુરુષ હતા એક આદર્શ સોલિસિટર તરીકે જ નહીં પરંતુ એક સફલ અને પ્રમાણિક સાલિસિટર તરીકેનુ તેમનો યશ છે જીવનમા અનેક સુખદુ:ખના પાસાને જેમણે પ્રભુપ્રસાદીરૂપે જ પીધા છે તેમના સ્મરણ સાથે ગ્રન્થને પ્રકટ કરતા ભગવત્સ્મરણનો આનંદ થાય છે

સૌજન્ય ભાવે શ્રી હંસરાજભાઈ અને શ્રી જયરાજભાઈ (જીજીભાઈ)ને યાદ કરુ છુ તેમની દૃષ્ટિ આ ગીતાપંચામૃતથી તૃપ્ત થશે એવી શ્રદ્ધા છે

ભાઈશ્રી ચન્દ્રકાન્ત શાસ્ત્રીને અને મુ શ્રી મણિલાલ ગાંધીને પણ આવા કાર્યમા યાદ કરુ છુ.

પ્રયાગરાજના પાવન તીર્થક્ષેત્રમા આ ગ્રન્થને મૂર્ત કરવામા પણ પ્રભુનો અને શ્રી મહાપ્રભુજીનો અંનુગ્રહ માનુ છુ અને ઉભય ચરણસરોજ પરાગે પ્રણમુ છુ સુજનો નીરક્ષીર ન્યાયે અમૃતપાન કરશે એ શ્રદ્ધાથી વિરમુ છુ

**પ્રયાગરાજ,**
પોષ કૃષ્ણ અમાવાસ્યા
કુંભપર્વ, ૨૧-૧-'૬૬

અતિથિના
ભગવત્સ્મરણ

સાયં કુંજાલયસ્થાસનમુપવિલસત્ સ્વર્ણપાત્રં સુધૌતં
રાજદ્યજ્ઞોપવીતં પરિતનુવસનં ગૌરમમ્ભોજવક્ત્રમ્ ।
પ્રાણાનાયમ્ય નાસાપુટનિહિતકરં કર્ણરાજદ્દ્વિમુક્તં
વન્દેઽર્ધોન્મીલિતાક્ષં મૃગમદતિલકં વિઠ્ઠલેશં સુકેશમ્ ॥

અન્વયાર્થ :–સાયં–કુંજાલયસ્થં–આસનમ્ = સાયંકાલે કુંજાલયમાં આસન પર બિરાજેલા, ઉપવિલસત્–સ્વર્ણપાત્રમ્–સુધૌતમ્ = સમીપમાં સારી રીતે ધોયેલાં સુવર્ણપાત્રથી શોભી રહેલા, રાજત્–યજ્ઞોપવીતમ્ = યજ્ઞોપવીત ધારણ કરેલા, પરિ–તનુ–વસનમ્ = અત્યન્ત સૂક્ષ્મ વસ્ત્ર ધરેલા, ગૌરમ્–અમ્ભોજ–વક્ત્રમ્ = ઉજ્જ્વલ વર્ણ અને કમલ સમાન વદનવાળા, પ્રાણાન્–આયમ્ય = પ્રાણાયામ કરતાં, નાસાપુટ–નિહિત–કરમ્ = નાસિકા પર હાથ રાખેલા, કર્ણરાજત્–દ્વિમુક્તામ્ = શ્રીકર્ણમાં શ્રેષ્ઠ બે મોતીનાં આભૂષણયુક્ત, અર્ધ–ઉન્મીલિત–અક્ષમ્ = અર્ધ મીચેલાં નેત્રવાળા, મૃગમદ–તિલકમ્ = કસ્તૂરીનું તિલક કરેલા, સુકેશમ્ = સુંદર કેશવાળા, વિઠ્ઠલેશમ્ = શ્રી વિઠ્ઠલ પ્રભુને, વન્દે = હું વંદન કરું છું.

અનુવાદ :–સાયંકાલે કુંજાલયમાં આસન પર બિરાજેલા, સમીપમાં સારી રીતે ધોયેલા સુવર્ણપાત્રથી શોભી રહેલા, યજ્ઞોપવીત ધારણ કરેલા, અત્યંત સૂક્ષ્મ વસ્ત્ર ધરેલા, ઉજ્જ્વળ વર્ણ અને કમલ સમાન વદનવાળા, પ્રાણાયામ કરતાં નાસિકા પર શ્રી હસ્ત રાખેલા, શ્રી કર્ણમાં શ્રેષ્ઠ બે મોતીનાં આભૂષણ યુક્ત, અર્ધ મીચેલાં નેત્રવાળા, કસ્તૂરીનું તિલક કરેલા, સુંદર કેશવાળા એવા શ્રી વિઠ્ઠલેશ પ્રભુને વદન કરું છું.

# શ્રીમદ્ ભગવદ્ગીતા

## અધ્યાય ૨ જો

શ્રીમદ્ ભગવદ્ગીતાના પ્રથમ અધ્યાયનું નામ વિષાદયોગ છે. વિષના કરતાં વધુ વિનાશક વિષાદ હોય છે. વિષાદ એટલે ખેદ અથવા શોક કહેવાય. વિષાદ જ્ઞાનતંતુનો નાશ કરે છે. માનવની બધી જ ક્રિયાઓ જ્ઞાનતંતુ ઉપર જ આધારિત છે.

પરમ ભક્ત અને કર્તવ્યશીલ, અનાસક્ત અને પ્રજ્ઞાશીલ અર્જુનને વિષાદ ઘેરી વળે એ સંભાવના ઓછી છે. આસક્તિ અને મોહ વિષાદનાં જે કારણો ગણાય તેનું અસ્તિત્વ પણ અર્જુનમાં ન હોઈ શકે.

તો પણ અર્જુનમાં દેખાતો સ્વજનવિનાશનો વિષાદ એ કોઈ ઈશ્વર-ઇચ્છાનો જ અંકુર લાગે છે. ભગવાનને શરણાગતિ–પ્રપત્તિની એક પરબ માંડવી છે. તે પરબ માંડનાર કોઈ પ્રજ્ઞાશીલ પુણ્ય પુરુષ જોઈએ. 'નર' વિના નારાયણને બીજો પુરુષ કોણ મળે ?

આ કારણથી અર્જુનમાં વિષાદની ઘેરી છાયા ભગવાને મૂકી. સમર્થ અને સુજ્ઞ અર્જુન ઉપર વિષાદનાં વાદળ ફરી વળ્યાં. આખરે રણસંગ્રામમાં હતાશ અને નિરાશ બની બેઠો. 'વિસૃજ્ય સશરં ચાપમ્' ક્ષત્રિયવીરે કદિ શસ્ત્રાસ્ત્ર ત્યજવાં ન જોઈએ તે ત્યજી દીધાં. સ્પષ્ટ પ્રમાણમાં અર્જુનની કર્તવ્ય-વિમુખતા દેખાઈ આવી. નિરુત્સાહે અર્જુનમાં નિવાસ કર્યો, તેથી ભગવાને બીજા અધ્યાયના પ્રારંભથી જ ઉત્સાહ–વિવેકનાં અમૃત પાવા માંડયાં. એક એક ઘૂંટડો પીતાં પીતાં અર્જુનમાં નવચેતન આવશે. અર્જુનની માફક કોઈ-પણ ગીતામૃતનાં ઘૂંટ પાન કરશે તેનો વિષાદ દૂર થશે અને કર્તવ્યપથની મંગલયાત્રા શરૂ કરશે.

ઉપર દર્શાવ્યા પ્રમાણે 'વિસૃજ્ય સશરં ચાપં' સજ્જ કરેલ બાણ સહિત ધનુષ્યને રથની પીઠ ઉપર મૂકતા અર્જુનની સ્થિતિએ ભગવાનમાં કરુણા જાગૃત કરી અને બોલવાનો પ્રારંભ કર્યો.

સંજય ઉવાચ

**તં તથા કૃપયાઽઽવિષ્ટમશ્રુપૂર્ણાકુલેક્ષણમ્ ।**
**વિષીદન્તમિદં વાક્યમુવાચ મધુસૂદનઃ ॥ ૧ ॥**

**અન્વયાર્થ**—તથા=ઉપર દર્શાવ્યા પ્રમાણે, કૃપયા = સ્વજન લાગણીથી, આવિષ્ટમ્ = તરબોળ બનેલા, અશ્રુપૂર્ણ–આકુલ-ઇક્ષણમ્ = અશ્રુ ભરેલાં વિહ્વલ

નેત્રોવાળા અને વિષીદન્તમ્ = ખેદ કરતા, તમ્ = તે અર્જુનને, મધુસૂદનઃ = મધુસૂદન શ્રીકૃષ્ણ, ઇદં વાક્યમ્ = આ વાક્ય, ઉવાચ = બોલ્યા. ૧

અનુવાદ—સ્વજનની મમતાને લીધે ઉપર પ્રમાણે લાગણી ભરેલા મનવાળા અને અશ્રુભર્યાં વિકલ નેત્રોવાળા, ખેદ કરતા તે અર્જુનને મધુસૂદન શ્રીકૃષ્ણ નીચેનાં વચન કહેવા લાગ્યા ૧

**કૃષ્ણપ્રિયા**—આ શ્લોક સંજયનો છે. સંજય વિવેકશીલ પુરુષ છે. સંજયે પ્રથમ અધ્યાયના અંતે અર્જુનની પરિસ્થિતિ વર્ણવી અને કહ્યું કે અર્જુને શોકસાગરમાં પોતાના મનને બૂડાડી દીધું. હવે બીજા અધ્યાયના પ્રારંભમાં, શોકસાગરમાં ડૂબતા અર્જુનના મનને મધુસૂદન ભગવાન બહાર કાઢે છે એવો ઉપક્રમ કરે છે.

'તમ્' સર્વનામ છે. શૌર્યમાં ખ્યાતકીર્તિ વીર અર્જુન પ્રસિદ્ધ છે તેની પ્રસિદ્ધિ દર્શાવતું 'તમ્' પદ છે. એ વિશેષણ છે.

'તથા' અવ્યય છે પૂર્વની હાલત દર્શાવવા માટે આ અવ્યય વાપર્યું છે.

'કૃપયાવિષ્ટમ્'—અર્જુનમાં લાગણીનો આવેશ થયો છે. 'કૃપાશબ્દ' લાગણીવાચક છે નહિ કે દયાવાચક. દયા ઈશ્વરધર્મ છે. અને જે પ્રત્યેકના દુઃખનું નિવારણ કરવા માટે હોય છે. લાગણી તો કેવલ પોતાનાં સગાંસ્નેહીઓની આસક્તિમાંથી જન્મે છે. અર્જુનમાં અસ્થાને અને અકાલે લાગણી જન્મી તેનું પરિણામ એ આવ્યું કે તેની આંખ અશ્રુથી છલકાઈ ઊઠી. મન અને નયન ઉભય શોકનિમગ્ન બની ગયાં લાગણીથી વિવેકનો નાશ થયો. અશ્રુથી શૌર્યનો નાશ થયો. વિષાદથી બુદ્ધિ જડ બની ગઈ.

'ઉવાચ મધુસૂદનઃ'—ત્યારે ભગવાન મધુસૂદનને દયા ઊપજી અને બોલવાનો પ્રારંભ કર્યો. 'મધુસૂદન' શબ્દ ભગવાન માટે ખાસ હેતુપૂર્વક વાપર્યો છે. કર્ણમાંથી ઉત્પન્ન થયેલ 'મધુ' દૈત્ય છે. તે કાનનો દોષ છે. મદ અને વિષાદ એ મહાન દોષો છે. તે આપ્ત જનનાં વાક્યો સાંભળવા નથી દેતા. ભગવાને તે કર્ણગત દોષને દૂર કરવાના છે તેથી મધુસૂદન કહ્યા. આ શ્લોકમાં 'કૃપયા' પદનો અન્વય 'મધુસૂદનઃ કૃપયા ઇદં વાક્યમુવાચ' એવો કરવો સંગત લાગે છે. અર્જુન માટે 'કૃપયાઽઽવિષ્ટમ્' કહેવું યોગ્ય નથી લાગતું. ૧

શ્રીભગવાનુવાચ

## કુતસ્ત્વા કશ્મલમિદં વિષમે સમુપસ્થિતમ્ ।
## અનાર્યજુષ્ટમસ્વર્ગ્યમકીર્તિકરમર્જુન ॥ ૨ ॥

અન્વયાર્થ—અર્જુન !=હે અર્જુન, ત્વા=તને. વિષમે=કવખતે, અસ્થાને, ઈદં કશ્મલમ્=આ અણસમજ, કુતઃ = ક્યાંથી, સમુપસ્થિતમ્ = પેદા થઈ. તારી આ ગેરસમજ અનાર્યજુષ્ટમ્ = સજ્જનસંમત-શાસ્ત્રસંમત નથી. વળી અસ્વર્ગ્યમ્ = સ્વર્ગનો નાશ કરનાર છે, તેમજ અ–કીર્તિકરમ્ = અપકીર્તિ કરાવનાર છે. ૨

અનુવાદ—હે અર્જુન ! તને કવખતે અને અસ્થાને આવી અણસમજ ક્યાંથી ઉત્પન્ન થઈ તારી આ સમજ શાસ્ત્ર–સંત સંમત નથી. વળી સ્વર્ગને નષ્ટ કરનાર છે અને કીર્તિને હણનાર છે. ૨

કૃષ્ણપ્રિયા—ભગવાને અર્જુનને, અર્જુન એવું સંબોધન કરી સૂચવ્યું કે આવો અયોગ્ય ખ્યાલ તારા જેવા નિર્મલશીલને કેમ આવ્યો ?

વિષમે–વળી આ વિચાર કવખતે અને અયોગ્ય સ્થળે ઉત્પન્ન થયો છે. તને જોઈ અન્ય સૈનિક,–સેનાપતિઓને ઉત્સાહ વધે ત્યાં તું તેમને નિરાશ અને નિસ્તેજ બનાવે છે. સમય અને સ્થાન બન્નેની દષ્ટિએ આ વિચાર યોગ્ય નથી.

કુતસ્ત્વા કશ્મલમિદં–ત્વા એટલે તને એવો અર્થ થાય તને એટલે કૃષ્ણસખા, પૃથાતનય, ધર્માનુયાયી, સમર્થ વિજેતા અને શાસ્ત્રમર્મજ્ઞ પુરુષને આ વિચાર જ કેમ આવે, આ વિચાર નથી પરંતુ આ તો તારો 'મનોમલ' છે, કશ્મલ છે.

'અનાર્યજુષ્ટમસ્વર્ગ્યમકીર્તિકરમ્' આ તારા વિચારમાં ત્રણ દોષો છે 'અનાર્યજુષ્ટમ્'–આર્યપુરુષોના અને શાસ્ત્રસિદ્ધાંતથી વિરુદ્ધ તારી સમજ છે. બીજું અસ્વર્ગ્યમ્ – વેદવિરુદ્ધ તારું મન્તવ્ય છે. તેથી પણ તે સ્વર્ગ અને પુણ્યનું નાશક છે. તેમજ અકીર્તિકરમ્–લોકસમાજથી પણ વિરુદ્ધ તારું મન્તવ્ય છે. આમ જોતા વેદ, શાસ્ત્ર અને લોક એ ત્રણેથી વિરુદ્ધ તારી સમજ છે. તેથી તારાં સત્કર્મ, પુણ્ય અને પ્રતિષ્ઠા એ ત્રણેનાં નાશક તારા વચન છે.

આ શ્લોકમાં કહેલ અર્જુન ! સંબોધન અર્જુનજીની શોકવશ મતિ-

નેત્રોવાળા અને વિષીદન્તમ્ = ખેદ કરતા, તમ્ = તે અર્જુનને, મધુસૂદનઃ = મધુસૂદન શ્રીકૃષ્ણ, ઇદં વાક્યમ્ = આ વાક્ય, ઉવાચ = બોલ્યા. ૧

**અનુવાદ**—સ્વજનની મમતાને લીધે ઉપર પ્રમાણે લાગણી ભરેલા મનવાળા અને અશ્રુભર્યાં વિકલ નેત્રોવાળા, ખેદ કરતા તે અર્જુનને મધુસૂદન શ્રીકૃષ્ણ નીચેનાં વચન કહેવા લાગ્યા ૧

**કૃષ્ણપ્રિયા**—આ શ્લોક સંજયનો છે. સંજય વિવેકશીલ પુરુષ છે. સંજયે પ્રથમ અધ્યાયના અંતે અર્જુનની પરિસ્થિતિ વર્ણવી અને કહ્યું કે અર્જુને શોકસાગરમાં પોતાના મનને બુડાડી દીધું. હવે બીજા અધ્યાયના પ્રારંભમાં, શોકસાગરમાં ડૂબના અર્જુનના મનને મધુસૂદન ભગવાન બહાર કાઢે છે એવો ઉપક્રમ કરે છે.

'તમ્' સર્વનામ છે. શૌર્યમાં ખ્યાતકીર્તિ વીર અર્જુન પ્રસિદ્ધ છે તેની પ્રસિદ્ધિ દર્શાવતું 'તમ્' પદ છે. એ વિશેષણ છે.

'તથા' અવ્યય છે પૂર્વની હાલત દર્શાવવા માટે આ અવ્યય વાપર્યું છે.

'કૃપયાવિષ્ટમ્'—અર્જુનમાં લાગણીનો આવેશ થયો છે. 'કૃપાશબ્દ' લાગણીવાચક છે નહિ કે દયાવાચક. દયા ઈશ્વરધર્મ છે. અને જે પ્રત્યેકના દુઃખનું નિવારણ કરવા માટે હોય છે લાગણી તો કેવલ પોતાનાં સગાંસ્નેહીઓની આસક્તિમાંથી જન્મે છે. અર્જુનમાં અસ્થાને અને અકાલે લાગણી જન્મી તેનું પરિણામ એ આવ્યું કે તેની આંખ અશ્રુથી છલકાઈ ઊઠી. મન અને નયન ઉભય શોકનિમગ્ન બની ગયાં લાગણીથી વિવેકનો નાશ થયો. અશ્રુથી શૌર્યનો નાશ થયો. વિષાદથી બુદ્ધિ જડ બની ગઈ.

'ઉવાચ મધુસૂદનઃ'—ત્યારે ભગવાન મધુસૂદનને દયા ઊપજી અને બોલવાનો પ્રારંભ કર્યો. 'મધુસૂદન' શબ્દ ભગવાન માટે ખાસ હેતુપૂર્વક વાપર્યો છે. કર્ણમાંથી ઉત્પન્ન થયેલ 'મધુ' દૈત્ય છે. તે કાનનો દોષ છે. મદ અને વિષાદ એ મહાન દોષો છે. તે આપ્ત જનનાં વાક્યો સાંભળવા નથી દેતા. ભગવાને તે કર્ણગત દોષને દૂર કરવાના છે તેથી મધુસૂદન કહ્યા. આ શ્લોકમાં 'કૃપયા' પરનો અન્વય 'મધુસૂદનઃ કૃપયા ઇદં વાક્યમુવાચ' એવો કરવો સંગત લાગે છે. અર્જુન માટે 'કૃપયાઽઽવિષ્ટમ્' કહેવું યોગ્ય નથી લાગતું ૧

અર્જુન ઉવાચ

કથં ભીષ્મમહં સંખ્યે દ્રોણં ચ મધુસૂદન ।
ઇષુભિઃ પ્રતિયોત્સ્યામિ પૂજાર્હાવરિસૂદન ॥ ૪ ॥

**અન્વયાર્થ**—મધુસૂદન ! હે મધુસૂદન, હે અરિસૂદન = હે શત્રુનાશક ! પૂજાર્હૌ = પૂજવા યોગ્ય, ભીષ્મમ્ ચ દ્રોણમ્ = ભીષ્મપિતામહ અને દ્રોણાચાર્ય સામે, ઇષુભિઃ = બાણોથી, સંખ્યે=સંગ્રામમા, કથમ્ = કેવી રીતે, અહમ્ પ્રતિયોત્સ્યામિ=હું યુદ્ધ કરું. ૪

**અનુવાદ**—હે મધુસૂદન! હે અરિસૂદન! પૂજનીય શ્રીભીષ્મપિતામહ તેમજ ગુરુ દ્રોણાચાર્ય સામે બાણોથી સંગ્રામમાં શી રીતે યુદ્ધ આદરું. ૪

**કૃષ્ણપ્રિયા**—અર્જુનજી આ શ્લોકમા ભગવાનને મધુસૂદન અને અરિસૂદન એવાં બે સંબોધનથી વિનવે છે કે આપ દૈત્યના અને દુશ્મનના નાશક છો, પિતામહ કે પૂજ્ય ગુરુના તો પૂજક છો. પિતામહ ઉગ્રસેનને રાજા બનાવેલા અને ગુરુ સાંદીપનિનાં કાષ્ઠ લાવેલા તો પછી મને શા માટે પિતામહ અને ગુરુ સામે સંગ્રામ ખેલવા પ્રેરો છો ? જેઓના ચરણો પુષ્પોથી પૂજાય, પુષ્પાજંલિ અર્પણ કરતાં પણ આજ્ઞા લેવી પડે તેમના ઉપર શસ્ત્ર-પ્રહાર કેમ થાય ? આપ એમ ન માનશો કે ભયથી હુ યુદ્ધ નથી કરતો, ન તો મને શત્રુનો ભય છે, ન તો મને મિથ્યા લાગણી છે પરતુ મારી પૂજ્ય ભાવના અને ધર્મવૃત્તિ મને યુદ્ધ કરતાં અટકાવે છે અર્જુનની આવી આ શ્લોકમાં દલીલ છે ૪

ગુરૂનહત્વા હિ મહાનુભાવાન્ શ્રેયો ભોક્તું ભૈક્ષમપીહ લોકે ।
હત્વાર્થકામાંસ્તુ ગુરૂનિહૈવ ભુંજીય ભોગાન્ રુધિરપ્રદિગ્ધાન્ । ૫

**અન્વયાર્થ**–મહાનુભાવાન્ = ભીષ્મ, દ્રોણુ વગેરે મહાનુભાવ, ગુરૂન્ = ગુરુજનોને, અહત્વા = ન મારીને, ઇહ લોકે = આ લોકમા, ભૈક્ષ્યમ્ = ભીખીને મેળવેલું, ભોક્તુમ્ = ભોગવવુ, શ્રેયઃ = હિતાવહ છે હિ = ચોક્કસ છે કે ગુરૂન્ = ગુરુજનોને, હત્વા = મારીને, રુધિર–પ્રદિગ્ધાન્ = લોહીથી ખરડાએલા, અર્થકામાન્ = અર્થ અને કામમય, ભોગાન્ = ભોગોને, ઇહ એવ = અહીં જ ભુંજીય = ભોગવીશુ. ૫

મન્દતા નિહાળીને જ્ઞની તુલના દર્શાવવા કરેલ હોય એમ લાગે છે. ૨

## ક્લૈબ્યં મા સ્મ ગમઃ પાર્થ નૈતત્ ત્વય્યુપપદ્યતે ।
## ક્ષુદ્રં હૃદયદૌર્બલ્યં ત્યક્ત્વોત્તિષ્ઠ પરંતપ ॥ ૩ ॥

અન્વયાર્થ—પાર્થ ! હે=અર્જુન ! ક્લૈબ્યમ્=કાયરતાને, મા સ્મ ગમઃ= ન વરીશ. ત્વયિ=તારે માટે, એતત્=કાયરતા ન ઉપપદ્યતે=ન ઘટે. ક્ષુદ્રમ્= તુચ્છ એવી, હૃદય-દૌર્બલ્યમ્=મનની નબળાઈને, ત્યક્ત્વા=ત્યજી દઈને, પરંતપ !=હે પરંતપ અર્જુન ! ઉત્તિષ્ઠ=ઊભો થઈ જા. ૩

અનુવાદ—હે પાર્થ ! તું કાયરતાને ન વરીશ. આવી ભીરુતા તારે માટે ન શોભે. તુચ્છ એવી મનની નબળાઈને ત્યજી દે. હે પરંતપ અર્જુન ! ઊભો થઈ જા. ૩

કૃષ્ણપ્રિયા—ક્લૈબ્યં મા સ્મ ગમઃ પાર્થ ! આ શ્લોકમાં પાર્થ અને પરંતપ એવા બે સંબોધન કર્યાં છે. પાર્થ સંબોધન કરતાં સંકેત કર્યો કે યુદ્ધમાં પરાઙ્‌મુખ થાય તેની જનની લાજે. 'પૃથા' વીર ક્ષત્રિયાણી છે. યાદવ-કુલની કન્યા છે, પાંડવકુલની કુલવધૂ છે. તેના પુત્રને આવી નિર્બળતા ન દીપે. 'ત્વયિ'–પશુપતિને વીરતાથી રીઝવી પાશુપત અસ્ત્ર પ્રાપ્ત કરનાર તારા જેવા અમરવીરને માટે તો કાયરતા કદી ન દીપે.

'ક્ષુદ્ર–હૃદય–દૌર્બલ્યમ્'–કર્તવ્યવિમુખ કરાવતી સ્વજનાસક્તિ હૃદયની દુર્બલતા છે. માનવ કર્તવ્યની વેદી પર કાયમ ક્રિયાશીલ રહેનાર કેશરી સિંહ છે, તેને આસક્તિહરિણી હરાવે તો ઉપહાસ થાય. માટે હે પરંતપ ! સમર્થ તપસ્વી અર્જુન ! મમતામૃગીનો શિકાર કરી વિજયી બની જા. પરંતપ એટલે સમર્થ તપસ્વી અને શત્રુવિજેતા એવા બે અર્થ થાય છે. આસક્તિને જીતે તે તપસ્વી પરંતપ મનાય અને શત્રુને જીતનાર વીર પરંતપ ગણાય.

અર્જુન તું સમર્થ વીર છે તેથી શત્રુથી ભય નથી તો પણ કર્તવ્ય કાજે સજ્જ થા. તેમજ વિવેકી છે તો પણ મમતા ત્યજી સુહૃદ થા, આવા બે આશયથી યુદ્ધ માટે સતેજ થા, આમ ભગવાને અર્જુનને સંબોધ્યા ત્યારે અર્જુન બોલ્યા કે—

અર્જુન ઉવાચ

કથં ભીષ્મમહં સંખ્યે દ્રોણં ચ મધુસૂદન ।
ઇષુભિઃ પ્રતિયોત્સ્યામિ પૂજાર્હાવરિસૂદન ॥ ૪ ॥

અન્વયાર્થ—મધુસૂદન ! હે મધુસૂદન, હે અરિસૂદન = હે શત્રુનાશક ! પૂજાર્હૌ = પૂજવા યોગ્ય, ભીષ્મમ્ ચ દ્રોણમ્ = ભીષ્મપિતામહ અને દ્રોણાચાર્ય સામે, ઇષુભિઃ = બાણોથી, સંખ્યે=સંગ્રામમાં, કથમ્ = કેવી રીતે, અહમ્ પ્રતિયોત્સ્યામિ=હું યુદ્ધ કરું. ૪

અનુવાદ—હે મધુસૂદન! હે અરિસૂદન! પૂજનીય શ્રીભીષ્મપિતામહ તેમજ ગુરુ દ્રોણાચાર્ય સામે બાણોથી સંગ્રામમાં શી રીતે યુદ્ધ આદરું. ૪

કૃષ્ણપ્રિયા—અર્જુનજી આ શ્લોકમાં ભગવાનને મધુસૂદન અને અરિસૂદન એવાં બે સંબોધનથી વિનવે છે કે આપ દૈત્યના અને દુશ્મનના નાશક છો, પિતામહ કે પૂજ્ય ગુરુના તો પૂજક છો. પિતામહ ઉગ્રસેનને રાજા બનાવેલા અને ગુરુ સાંદીપનિનાં કાષ્ઠ લાવેલા. તો પછી મને શા માટે પિતામહ અને ગુરુ સામે સંગ્રામ ખેલવા પ્રેરો છો? જેઓના ચરણો પુષ્પોથી પૂજાય, પુષ્પાંજલિ અર્પણ કરતાં પણ આજ્ઞા લેવી પડે તેમના ઉપર શસ્ત્રપ્રહાર કેમ થાય? આપ એમ ન માનશો કે ભયથી હું યુદ્ધ નથી કરતો, ન તો મને શત્રુનો ભય છે, ન તો મને મિથ્યા લાગણી છે પરંતુ મારી પૂજ્ય ભાવના અને ધર્મવૃત્તિ મને યુદ્ધ કરતાં અટકાવે છે અર્જુનની આવી આ શ્લોકમાં દલીલ છે. ૪

ગુરૂનહત્વા હિ મહાનુભાવાન્ શ્રેયો ભોક્તું ભૈક્ષમપીહ લોકે ।
હત્વાર્થકામાંસ્તુ ગુરૂનિહૈવ ભુંજીય ભોગાન્ રુધિરપ્રદિગ્ધાન્ ॥ ૫

અન્વયાર્થ—મહાનુભાવાન્ = ભીષ્મ, દ્રોણ વગેરે મહાનુભાવ, ગુરૂન્ = ગુરુજનોને, અહત્વા = ન મારીને, ઇહ લોકે = આ લોકમાં, ભૈક્ષ્યમ્ = ભીખીને મેળવેલું, ભોક્તુમ્ = ભોગવવું, શ્રેયઃ = હિતાવહ છે. હિ = ચોક્કસ છે કે ગુરૂન્ = ગુરુજનોને, હત્વા = મારીને, રુધિર-પ્રદિગ્ધાન્ = લોહીથી ખરડાએલા, અર્થકામાન્ = અર્થ અને કામમય, ભોગાન્ = ભોગોને, ઇહ એવ = અહીં જ ભુંજીય = ભોગવીશ. ૫

અનુવાદ—આદરણીય એવા ગુરુજનોને ન મારતાં ભલે આ લોકમાં ભીખીને મેળવેલું ભોગવવું કલ્યાણકર છે. પરંતુ એ ચોક્કસ છે કે જો ગુરુજનોને હણીશ તો રુધિરભીના એવા અર્થકામમય ભોગોને આ લોકમાં જ ભોગવીશ. ૫

કૃષ્ણપ્રિયા—શ્રેયો ભોક્તું ભૈક્ષમપીહ લોકે—અર્જુનજી પોતાની સમજને વિશદરૂપે વર્ણવે છે કે 'મહાનુભાવાન્ ગુરૂન્ અહત્વા—મહાનુભાવ ગુરુ જનોને ન હણવામાં જ હિત છે કદાચ તેમને ન જીતું તો રાજ્યવૈભવો ન મળે અને ધનવૈભવશૂન્ય જીવન જીવવું પડે, તો પણ ભલે ગુરુજન ભલે જીવે, રાજ્ય ભોગવે, હું તો ભિક્ષાન્નમાં જ મંગલ માનીશ કારણ કે ભીષ્મ, દ્રોણ વગેરે 'મહાનુભાવો' છે. મહાનુભાવ એટલે મહાન પ્રતાપવાળા, અથવા મહાન મહિમાવાળા અથવા ભગવાનના પરમ ભક્ત આવા ત્રણ પ્રકારની યોગ્યતાવાળા છે

'હત્વાર્થકામાન્'—અર્જુન બીજો પક્ષ રજૂ કરે છે. પ્રથમ વધ ન કરવાના પક્ષમાં ભિક્ષાટન સિવાય કાંઈ જ હાનિ નથી અને ભિક્ષાન્નમાં હિત છે એમ કહ્યું. હવે જો ગુરુજનનો વધ કરીશ તો પરલોકમાં તો નરકાદિ નક્કી જ છે, પરંતુ આ લોકમાં પણ રુધિરભીંજ્યા સ્થૂલ વૈભવો જ મળવાના છે તેથી સુખ ક્યાંથી મળશે. કોઈને મારી, બાળી, ઠગીને લીધેલું કાયમ ટકતું નથી

'અર્થકામાન્' પદને 'ગુરૂન્' પદના વિશેષણ તરીકે કેટલાક ગણે છે. અને એનો એવો અર્થ થાય છે કે અર્થકામલોલુપવાળા ગુરુઓને જો મારું તો રુધિરખરડ્યા ભોગ જ ભોગવવાના છે તો શા માટે આવું હિંસક કાર્ય કરવું? પરંતુ ગુરુ જનોને અર્થકામલિપ્સુ કહેવા ઠીક નથી લાગતું. ૫

**ન ચૈતદ્વિદ્મઃ કતરન્નો ગરીયો યદ્વા જયેમ યદિ વા નો જયેયુઃ**
**યાનેવ હત્વા ન જિજીવિષામસ્તેઽવસ્થિતાઃ પ્રમુખે ધાર્તરાષ્ટ્રાઃ ॥ ૬**

અન્વયાર્થ—ચ=અને, એતદ્ ન વિદ્મ. = આ બાબત પણ નથી જાણતા કે, નઃ =અમારે માટે, કતરદ્ = બેમાંથી કઈ વસ્તુ હિતાવહ છે. પછી યદ્ વા જયેમ = યદિ અમે જીતીએ કે, યદિ વા = અથવા, નઃ =અમને, જયેયુઃ = તેઓ જીતે તો પણ સમાન છે, કારણ કે— યાન્ = જેમને, હત્વા = મારીને, ન એવ જિજીવિષામઃ = અમે જીવવા જ ચાહના નથી, તે ધાર્તરાષ્ટ્રાઃ =ધૃતરાષ્ટ્ર-પુત્રો, પ્રમુખે = સન્મુખ જ, અવસ્થિતાઃ = ઊભા છે. ૬

અનુવાદ – આ બાબત પણ નથી જાણતા કે અમારે માટે એમાંથી કઈ વસ્તુ હિતાવહ છે. પછી ભલે અમે કૌરવોને જીતીએ કે તેઓ અમને જીતે તો પણ સરખુ જ છે. કારણ કે જેમને હણીને અમે જીવવા જ ચાહતા નથી તે કૌરવો તો સન્મુખ જ ઊભા છે. ૬

કૃષ્ણપ્રિયા—ન ચૈતત્ વિદ્મઃ કતરન્ નઃ ગરીયઃ–આ શ્લોકમાં અર્જુનજી એક પ્રશ્ન ઊભો કરે છે કે યુદ્ધ કે ભિક્ષાન્ન એમાંથી મારે માટે શુ ઉત્તમ છે એનો મને ઉકેલ નથી મળતો. કારણ કે આ પ્રશ્નમાં ક્ષાત્રધર્મ અને પૂજ્ય-પૂજનધર્મ બન્નેનો સંઘર્ષ છે.

કદાચ ક્ષાત્ર ધર્મને મહત્ત્વનો માનીને યુદ્ધ કરાય તો પણ કોઈ એનો અર્થ સરવાનો નથી. યુદ્ધમા કોઈ એક પક્ષ જીતવાનો એ વાત ચોક્કસ છે. બન્ને પક્ષમાંથી કોઈ પણ જીતશે તો પણ નિરર્થક છે જો કૌરવો જીત્યા તો ભિક્ષાન્ન નક્કી જ છે પરંતુ આપ ભગવાન અમારે શિરે બિરાજો છો તેથી અમે જીતીશું તો પણ પરિણામે હાર્યા જ છીએ; કારણ કે સ્વજનના નાશથી મેળવેલો જય પરાજય જ છે ૬

## કાર્પણ્યદોષોપહતસ્વભાવઃ
## પૃચ્છામિ ત્વાં ધર્મસંમૂઢચેતાઃ ।
## યચ્છ્રેયઃ સ્યાન્નિશ્ચિતં બ્રૂહિ તન્મે
## શિષ્યસ્તેઽહં શાધિ માં ત્વા પ્રપન્નમ્ ॥ ૭ ॥

અન્વયાર્થ—કાર્પણ્ય-દોષ-ઉપહત-સ્વભાવ. = સ્વજન લાગણીના દોષથી ક્ષાત્ર સ્વભાવને ખોઈ બેઠેલો, ધર્મ-સમૂઢ-ચેતાઃ = ધર્મનિશ્ચયમાં કિંકર્તવ્યમૂઢ ચિત્તવાળો, ત્વા = હે કૃષ્ણ આપને, પૃચ્છામિ = પુછું છુ, યત્ = જે શ્રેયઃ સ્યાત્ = હિતકર હોય, તત્=તે, નિશ્ચિત મે બ્રૂહિ = નિર્ણયાત્મક રીતે મને કહો. અહ તે શિષ્યઃ = હુ આપનો શિષ્ય છુ, ત્વા પ્રપન્નમ્ = આપને શરણ આવેલ મામ્ શાધિ = મને જ માર્ગદર્શન આપો. ૭

અનુવાદ—સ્વજનની લાગણીના દોષથી હું ક્ષાત્ર સ્વભાવ ખોઈ બેઠેલા ધર્મનિર્ણયમા કિંકર્તવ્યમૂઢચિત્ત બન્યો છું. મારે માટે હિતકર હોય તે કહો, મને નિર્ણીતરૂપે કહો. હુ આપનો શિષ્ય છું. આપને શરણે આવેલ છું. મને માર્ગદર્શન આપો. ૭

કૃષ્ણપ્રિયા—આ શ્લોકમાં અર્જુનજીની શરણાગતિ છે. શરણાગતિ મતિને શાંત અને નિશ્ચિંત બનાવે છે અને જીવનની ઊર્ધ્વગતિ સાધે છે. શરણાગત થયા બાદ ભય ચાલ્યો જાય છે, આશ્રય મળે છે અને બુદ્ધિ નિર્ણયાત્મક દિશામાં પ્રયાણ કરે છે તેથી જ અર્જુન પ્રપત્તિને વરે છે—'કાર્પણ્ય-દોષોપહત-સ્વભાવઃ' અર્જુનજી સ્વીકારે છે કે 'કાર્પણ્ય નામના દોષે' મારી તેજોમયી ક્ષાત્રમતિ લાગણીમયી બની ગઈ છે. પરિણામે નિર્ણયશીલ મતિ નથી રહી. કવખતે અને કુપાત્રે પેદા થતી કરુણા પણ એક દોષ છે. અર્જુનજીને પોતાને અસ્થાને કરુણાધર્મ ઉત્પન્ન થયો છે એવું અનુસંધાન છે તેથી જ તે ભગવાનની શરણાગતિ સ્વીકારે છે. કૃપણ એટલે અજ્ઞાની અથવા અજિતેન્દ્રિય અથવા દીન એવો અર્થ થાય છે.

ધર્મ-સંમૂઢ-ચેતાઃ—અર્જુનજીનું કહેવું છે કે ધર્મ અને અધર્મના સંઘર્ષમાં તો અધર્મનો ત્યાગ કરાય પરંતુ જ્યાં બે સમબલ ધર્મનો સંઘર્ષ ઊભો થાય તો બેમાંથી કયો ધર્મ સ્વીકારવો તે જ મુશ્કેલી છે.

યતાછેયઃ સ્યાત્ નિશ્ચિતમ્ = દ્રોણાદિ પૂજ્ય તરફ આદરવૃત્તિથી અને અહિંસાની ભાવનાથી યુદ્ધમાંથી ઉપરામવૃત્તિ મેળવી કે ક્ષત્રિય તરીકે યુદ્ધને વરવું એ બેમાંથી જે કાંઈ નિર્ણય કરી તેને અનુસરવામાં વાંધો નથી. અર્જુનની આ વાત સાંભળી ભગવાને કહ્યું કે અર્જુન તું સ્વયં શા માટે નિર્ણય નથી લેતો! ત્યારે અર્જુને કહ્યું કે—

'શિષ્યસ્તેઽહં શાધિ માં ત્વાં પ્રપન્નમ્'—હું આપનો શિષ્ય છું. મારે નિર્ણય કરવાનો ન હોય, નિર્ણય આપે જ દર્શાવવાનો છે. આ નિવેદનમાં કેમ છે પાર્થે સખ્યભાવમાંથી શિષ્યભાવમાં આવાને દૈન્યપૂર્વક પ્રપત્તિ સ્વીકારી જેથી ભગવાનમાં કરુણાનો વધુ પ્રાદુર્ભાવ થયો. અને ભગવાને આશ્વાસન તેમજ સમાધાન દેવું શરૂ કર્યું ૭

**નહિ પ્રપશ્યામિ મમાપનુદ્યાત્**
**યચ્છોકમુચ્છોષણમિન્દ્રિયાણામ્ ।**
**અવાપ્ય ભૂમાવસપત્નમૃદ્ધં**
**રાજ્યં સુરાણામપિ ચાધિપત્યમ્ ॥ ૮ ॥**

અન્વયાર્થ—ભૂમૌ = પૃથ્વી ઉપર, ઋદ્ધમ્ = સમૃદ્ધ તેમજ, અસપત્નમ્ = દુશ્મન વગરનું નિષ્કંટક, રાજ્યં = રાજ્યને, અવાપ્ય = પામીને, ચ = તેમજ, સુરાણામ્ અપિ = દેવોના પણ, આધિપત્યમ્ = ઇન્દ્રપદને પામીને, મમ

ઇન્દ્રિયાણામ્ = મારી ઇન્દ્રિયોના, ઉત્–શોષણમ્ = સર્વથા શોષણ કરનાર, શોકમ્ = શોકને, અપનુદ્યાત્ = નિવૃત્ત કરે, યત્ – એવું કાંઈ, નહિ પ્રપશ્યામિ = નથી જોતો. ૮

**અનુવાદ**—આ પૃથ્વી ઉપર સર્વ પ્રકારે સમૃદ્ધ તેમજ શત્રુ-વિનાના સામ્રાજ્યને મેળવું કે દેવલોકના ઇન્દ્રાસનને પામું છતાં મારી ઇન્દ્રિયોના સર્વથા શોષક એવા શોકને શાંત કરે એવું કાંઇ પણ જોતો જ નથી. ૮

**કૃષ્ણપ્રિયા**—આ શ્લોકમાં શોક સમાન કોઈ સર્વભક્ષક અગ્નિ નથી એવું દર્શાવે છે—' ન હિ પ્રપશ્યામિ મમાપનુદ્યાત્'–શોક અસાધારણ અગ્નિ છે, તેનો સ્વભાવ મનુષ્યમાં વસનારી ' સંજીવન ' શક્તિનું શોષણ કરવાનો છે. માનવ જીવે ત્યાં સુધી તેની પ્રત્યેક ઇન્દ્રિયોમાં જીવનશક્તિ જોઈએ બ્રહ્મચર્યથી અને જ્ઞાનથી તે સંજીવન શક્તિ વધે છે. જ્યારે શોક અને સંભોગથી ક્ષીણ થાય છે.

શ્રી અર્જુનજી એ વાતનો એકરાર કરે છે કે અકટક અને ફલદ્રૂપ પૃથ્વીનું સામ્રાજ્ય મળે કે સ્વર્ગનું ઇન્દ્રપદ મળે પરતુ ' શોકનિવારણસામર્થ્ય' તો તેમાં નથી ધન શોકનિવારક નથી, જ્ઞાન અને પ્રેમ એ શોકનિવારણ કરે છે, મારે જો વડીલોનો અને સ્વજનોનો વધ જ કરવાનો હોય તો શોક-શાંતિ ક્યાંથી થશે ! ૮

સંજય ઉવાચ

**એવમુક્ત્વા હૃષીકેશં ગુડાકેશઃ પરંતપ ।**
**ન યોત્સ્ય ઇતિ ગોવિન્દમુક્ત્વા તૂષ્ણીં બભૂવ હ ॥ ૯ ॥**

**અન્વયાર્થ**—પરંતપ = પરમ તેજસ્વી, ગુડાકેશઃ = નિદ્રાવિજયી અર્જુન, હૃષીકેશમ્ = હૃષીકેશ ભગવાનને, એવમ્ ઉક્ત્વા = એ પ્રમાણે કહી, ગોવિન્દમ્ = શ્રીગોવિન્દને, ન યોત્સ્યે = હું યુદ્ધ નહીં કરું એવું કહી, તૂષ્ણીં બભૂવ હ = શાન બની ગયા. ૯

**અનુવાદ**—પરમતપસ્વી નિદ્રાવિજયી અર્જુન હૃષીકેશ ગોવિંદને હું યુદ્ધ નહીં કરું એમ કહી શાંત થઇ બેઠા. ૯

**કૃષ્ણપ્રિયા**—આ શ્લોક સંજયનો છે. ચાલુ પ્રસંગમાં રાજા ધૃતરાષ્ટ્ર ઇંતેજારીપૂર્વક પૂછ્યું કે શું અર્જુન યુદ્ધથી વિરામ પામ્યો ? જો વિરામ

પામ્યો હોય તો ધૃતરાષ્ટ્ર ખૂબ જ રાજી થાય; કારણ કે વિના યુદ્ધે પોતાને રાજ્ય મળી જાય. સંજયે ધૃતરાષ્ટ્રની ઇચ્છાનાં પોષક વાક્યો કહ્યાં.

'ગુડાકેશઃ પરંતપઃ' અર્જુનનાં બે સામર્થ્ય બતાવ્યાં. 'સમાન યોગ્યતામાં મૈત્રી અને સંબંધ શોભે. 'ગુડાકેશ' અર્જુનની પ્રતિષ્ઠા છે. સંયમી અને નિદ્રાવિજેતાને ગુડાકેશ મનાય. ગુડાકેશનો હૃષીકેશ સાથે સંબંધ થઈ શકે. ઇન્દ્રિયોના વિજેતા અને વિશ્વમાત્રની ઇન્દ્રિયોના પ્રેરક શ્રીકૃષ્ણ હૃષીકેશ છે. તેમને પોતાનું નાવ સોંપી દીધું છે. તેઓ ઇન્દ્રિયોને યોગ્ય દોરવણી આપશે અને શોક કાપશે. વળી 'ગોવિન્દ'ને કહ્યું કે હું યુદ્ધ નહીં કરું તેથી ભક્તિ પ્રકટ કરી. વેદના સ્વામી ગોવિન્દ છે તેઓ મધુર વાણીથી શોકમુક્ત ઇન્દ્રિયોને વચનામૃત પાશે. ૯

## તમુવાચ હૃષીકેશઃ પ્રહસન્નિવ ભારત ।
## સેનયોરુભયોર્મધ્યે વિષીદંતમિદં વચઃ ॥ ૧૦ ॥

અન્વયાર્થ—ભારત ! = હે ભારત, ઉભયોઃ = બન્ને, સેનયોઃ = સેનાઓના, મધ્યે = મધ્યમાં, વિષીદંત = શોક કરતા, તમ્ = તે અર્જુનને, પ્રહસન્ ઇવ = જાણે હસતા હોય તેમ, હૃષીકેશઃ = ભગવાન હૃષીકેશ, ઇદં વચઃ ઉવાચ = આ પ્રમાણે વચન કહેવા લાગ્યા. ૧૦

અનુવાદ—હે ભારત ! બન્ને સેનાઓની મધ્યમાં શોક કરતા તે અર્જુનને જાણે હસતા હોય તેમ ભગવાન હૃષીકેશે આ પ્રમાણે વચન કહ્યાં. ૧૦

કૃષ્ણપ્રિયા—તમુવાચ હૃષીકેશઃ–ભગવાન હૃષીકેશને અર્જુનજીએ પ્રશ્ન સોંપ્યો એટલે પ્રત્યુત્તર પણ હૃષીકેશ ભગવાન જ આપે તેથી 'હૃષીકેશ' શબ્દ આ શ્લોકમાં વાપર્યો. ભગવાન અર્જુનની વાતનો કેવલ હસીને જ ખુલાસો કરે છે. તેથી 'પ્રહસન્નિવ' એવું પદ વાપર્યું. અર્જુન તારો પ્રશ્ન કેવલ હસવા જેવો છે. તારા પ્રશ્નમાં શાસ્ત્રતત્ત્વ નથી કેવલ 'લાગણી' જ ભરેલી છે. લાગણી વિવેકવિહોણી બની જાય છે તેથી તેનું સમાધાન શું કરવું એવું 'પ્રહસન્' શબ્દનું તાત્પર્ય છે. 'ઇવ' અવ્યય તેનો ઉપહાસ નથી કરતા પરંતુ દયા પ્રકટ કરે છે એવું સૂચવે છે.

બીજો અધ્યાય સાંખ્યયોગ છે. વિષાદ ભગવદ્ગીતાનો પાયો છે. વિષાદનું એટલે શોકનું નિવારણ જ્ઞાનથી થાય છે. સાંખ્ય શબ્દનો અર્થ જ્ઞાન થાય છે. શોક અને મોહ મનુષ્યના મહાન શત્રુ છે. જીવની કર્તવ્યવિમુખતા અને

વિધર્મપરાયણતા શોક અને મોહથી થાય છે બુદ્ધિમાં બન્નેનો નિવાસ છે. તેનુ નિવારણ આવશ્યક છે ભગવાન શ્રીકૃષ્ણ પ્રથમ જ્ઞાનથી શોકમોહનુ નિવારણ કરી ત્યારબાદ તેમાં ભક્તિસુધાનુ અવતરણ કરશે તેથી અગિયારમા શ્લોકમાં પ્રાથમિક ભૂમિકામા જ્ઞાનનો ઉપદેશ આપે છે

બીજા અધ્યાયમા સાતમા શ્લોકમા અર્જુન પ્રપન્ન થયા ભગવાન છ ઐશ્વર્યવાળા અને સાતમા ધર્મી છે અર્જુનજી ધર્મના સમાધાન માટે ધર્મીને શરણે આવે છે શરણાગત અર્જુનની અગિયાર ઇન્દ્રિયોના શોકાનલની શાંતિ માટે ઇન્દ્રિયાધિપતિ હૃષીકેશ અગીઆરમા શ્લોકથી વચનામૃત વરસાવવાનો આરભ કરે છે

## અશોચ્યાનન્વશોચસ્ત્વં પ્રજ્ઞાવાદાંશ્ચ ભાષસે ।
## ગતાસૂનગતાસૂંશ્ચ નાનુશોચન્તિ પંડિતાઃ ॥ ૧૧ ॥

**અન્વયાર્થ**— અશોચ્યાન્ = શોક કરવા અયોગ્યનો, ત્વ = તુ અનુશોચઃ = શોક કરે છે, ચ = અને વળી પ્રજ્ઞાવાદાન્ = બુદ્ધિવાદોને, ભાષસે = બોલે છે પડિતાઃ = મતિમાન જનો, ગતાસૂન્ = મરેલાનો, ચ = તથા, અગતાસૂન્ = જીવતાઓનો, ન અનુશોચન્તિ = શોક કરતા નથી ૧૧

**અનુવાદ**—ભગવાને કહ્યુ કે અર્જુન તુ શોક ન કરવા જેવાઓનો શોક કરે છે તેમજ બુદ્ધિવાદોને રજૂ કરે છે પરંતુ પડિતજનો મરેલા કે જીવતાનો શોક કરતા નથી. ૧૧

**કૃષ્ણપ્રિયા** – અગીઆરમા શ્લોકથી ત્રેપનમા શ્લોક પર્યન્ત એકધારુ ૪૩ શ્લોકથી શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનના શોકનિવારણ કરવુ આરભ્યુ. અર્જુનજી યુદ્ધવિરામને અહિંસા ધર્મ, અને કરુણા સમજે છે, ભગવાન તે જ વસ્તુને લાગણી અને મોહાવેશ સમજે છે

અર્જુનજી યુદ્ધ રાજ્ય મેળવવાના હેતુથી કરુ છુ એમ સમજ્યા છે ભગવાન રાજ્યપ્રાપ્તિ માટે યુદ્ધમા અર્જુનજીને પ્રેરતા નથી પરતુ અન્યાય, અત્યાચાર, અસત્ય અને પાપ–પાપ નિવારણ માટે જ યુદ્ધ કરવાનુ છે અને ક્ષત્રિય ધર્મ છે એ સિદ્ધાન્ત અર્જુનને સમજાવે છે

યુદ્ધ કરી ભૂમિના ભારભૂત કટકોને દૂર કરી જો પાર્થ વનમાં એકાન્ત વાસ કરી ઈશ્વરચિંતનમાં પરોવાય તો ભગવાનને તેનો વિરોધ નથી કારણ કે 'રાજ્યપ્રાપ્તિ' એ ભગવાનની દૃષ્ટિએ પ્રધાન વસ્તુ નથી પરતુ 'સ્વધર્મ-પાલન' એ જ સિદ્ધાન્ત છે. હવે ભગવાને અર્જુનને હેતુ વાર સમજાવવાનો

આરંભ કર્યો

'અશોચ્યાનન્વશોચઃ' ભીષ્મ, દ્રોણ, કર્ણ, દુર્યોધનાદિનો યુદ્ધમાં કદાચ વિનાશ થાય તો તેમાં શોકને જરા પણ અવસર નથી અધર્મપરાયણ દુર્યોધન છે અને ભીષ્મ વગેરે તેના પોષક છે તેથી તેમને દૂર કરવામાં હિંસા નથી, પાપ નથી તો પછી શોક શા માટે? (૧) યુદ્ધમાં શરીર છોડનારને મોક્ષ મળવાનો છે પછી શોક શા માટે? (૨) યુદ્ધ ક્ષત્રિયના ધર્મ તરીકે થાય છે તેમાં કોઈ પણ મરે તેનો શોક શો? (૩) ભીષ્મ વગેરે આસુરાવેશ છે તેથી તેનો નાશ હિતાવહ છે પછી શોક શો? (૪) યુદ્ધ ભગવાનની જ ઇચ્છાથી થાય છે જે ભલા માટે જ છે પછી શોક શો? (૫)

'પ્રજ્ઞાવાદાન્ ભાષસે'—હે અર્જુન! તારી સમજમાં કેવલ બુદ્ધિવાદ છે શાસ્ત્રનું અનુમોદન નથી

'ગતાસૂન્' પંડિતો સન્માર્ગે ગયેલાનો, મોક્ષ થવાથી શોક નથી કરતા કુમાર્ગગામી જગતને ભારરૂપ હતા તેઓ મરણ પામ્યા તેનો શોક નથી હોતો દુનિયા ખલના ક્લેશમાંથી બચી દેહ ગતાસુ છે તેનો નાશ તો નક્કી છે તેનો શોક શો?

'અગતાસૂન્ નાનુશોચન્તિ'—મનુષ્ય પોતે જીવતો હોય છે ત્યારે મરેલા સ્વજનો શોક કરે છે અને પોતે મરતી વખતે પાછળ રહેનાર 'અગતાસૂન્' જીવનાર સ્વજનોનો શોક કરે છે કે તેમનો નિર્વાહ શી રીતે ચાલશે? પરંતુ પંડિતો એમાંથી એકેયનો શોક નથી કરતા, જેઓ ગયા તેઓ જવાના હતા જ અને રહ્યા તેમને ભગવાન સંભાળનાર છે પછી શોક શાનો? વળી આત્મા 'અગતાસુ' એટલે નિત્ય છે તે મરતો જ નથી તો પછી શોક શાનો? ૧૧

**ન ત્વેવાહં જાતુ નાસં ન ત્વં નેમે જનાધિપાઃ ।**
**ન ચૈવ ન ભવિષ્યામઃ સર્વે વયમતઃ પરમ્ ॥ ૧૨ ॥**

અન્વયાર્થ—તુ = ખરેખર અહમ્ = હું, જાતુ = કદાપિ, ન આસમ્ = ન હતો એમ, એવ ન = નથી જ, ત્વં ન = તું ન હતો એમ નથી, ઇમે જનાધિપાઃ = આ રાજાઓ, ન = ન હતા એમ નથી, ચ એવ = તેમજ, અતઃ પરમ્ = હવે પછી, વયં = આપણે સર્વે = બધા, ન ભવિષ્યામઃ = નહીં હોઈએ એમ પણ, ન = નથી ૧૨

અનુવાદ—ખરેખર હું કદાપિ ન હતો એવું નથી જ. તું પણ હતો એમ નથી જ, આ રાજાઓ ન હતા એમ નથી જ.

હવે પછી આપણે બધા નહીં હોઈએ એમ પણ નથી જ. ૧૨

કૃષ્ણપ્રિયા—ભગવાન આ શ્લોકમાં લીલાની નિત્યતાનું અને આત્માના નિત્યત્વનું પ્રતિપાદન કરે છે. 'નત્વેવાહમ્' ભગવાને અર્જુનને કહ્યું કે કદાચ તારો દેહ છૂટે અને મારા ચરણની સેવાનો લાભ જાય એમ માનીને પણ ચિંતા ન કરીશ. હું, તું અને આ ભીષ્માદિ ત્રણે કાલમાં હોઈશું. આ સર્વ મારી લીલા છે. તેથી તેની ત્રણે કાલમાં સત્તા છે જ. વળી નાશ પામનાર શરીર છે 'આત્મા' તો નિત્ય છે તેને શરીર પુનઃ પ્રાપ્ત થશે માટે સર્વથા નાશની ચિંતાથી નિવૃત્ત થઈ આ યુદ્ધને પણ હરિલીલા અને હરિઇચ્છા સમજી નિશ્ચિન બની જા. ૧૨

## દેહિનોઽસ્મિન્યથા દેહે કૌમારં યૌવનં જરા ।
## તથા દેહાન્તરપ્રાપ્તિર્ધીરસ્તત્ર ન મુહ્યતિ ॥ ૧૩ ॥

અન્વયાર્થ—યથા = જેમ, દેહિનઃ = દેહધારી આત્માને, અસ્મિન્ = આ, દેહે = દેહમાં, કૌમારં = બાલપણ, યૌવનં = યૌવન, જરા = ઘડપણ આવે છે, તથા = તેવી જ રીતે દેહાન્તરપ્રાપ્તિઃ = બીજા દેહની પણ પ્રાપ્તિ થાય છે, તત્ર = તે બાબતમાં, ધીરઃ ન મુહ્યતિ = વિવેકી પુરુષ મોહ પામતો નથી. ૧૩

અનુવાદ—દેહધારી મનુષ્યને આ જ દેહમાં બાલપણ, યૌવન અને ઘડપણ આવે છે તેવી જ રીતે બીજા દેહની પણ પ્રાપ્તિ થાય છે જ. તેથી દેહ છૂટવાની બાબતમાં વિવેકી પુરુષ મોહ પામતો નથી. ૧૩

કૃષ્ણપ્રિયા—અર્જુનના હૃદયમાં એક વિચાર આવ્યો કે આપણે બધા ત્રણે કાલમાં હોઈશુ તે વાત તો બરાબર છે. પરંતુ આજે જે અલૌકિક દેહ મળ્યો છે તેવો દેહ તો ન જ મળે તેમજ આજે જે દેહ છે તેવો પણ દેહ તો ન જ મળે ને! તેના સમાધાન માટે આ શ્લોક છે—

'દેહિનોઽસ્મિન્ યથા દેહે'—ભગવાને પ્રત્યક્ષ દૃષ્ટાંતથી સમાધાન કરવા માંડયું. એક મનુષ્યને બાલપણ પછી યૌવન અને જરાવસ્થાનાં શરીરો મળ્યાં જ કરે છે એ આપણો દેખીતો અનુભવ છે. બીજો દેહ પણ તે જ રીતે મળવાનો છે તેમાં કોઈ સંદેહ નથી. વળી જેને ભગવત્કાર્યમાં કે લોકહિત કાર્યમાં જીવનને સમર્પ્યું છે તેને તો ભગવાન ફરીથી અલૌકિક દેહ

અને મેવાયોગ્ય દેહ આપવાના જ છે; માટે કલ્યાણ માર્ગે ખપી જતા દેહની પણ ચિંતા કરવા જેવી નથી. ૧૩

**માત્રાસ્પર્શાસ્તુ કૌંતેય શીતોષ્ણસુખદુઃખદાઃ ।**
**આગમાપાયિનોઽનિત્યાસ્તાંસ્તિતિક્ષસ્વ ભારત ॥૧૪॥**

અન્વયાર્થ—માત્રાસ્પર્શાઃ = ઇન્દ્રિય વૃત્તિઓના વિષય સાથેના સંબંધો, તુ = તો, શીત-ઉષ્ણ-સુખ-દુઃખદાઃ = ઠંડી, ગરમી, સુખ અને દુઃખ આપનારા હોય છે. આગમ-અપાયિન : = તેમજ આવાગમનવાળા અને અનિત્યાઃ = અનિત્ય છે, માટે, ભારત = હે અર્જુન ! તાન્ = તેમને, તિતિક્ષસ્વ = સહન કર. ૧૪

**અનુવાદ—ઇન્દ્રિયવૃત્તિઓના વિષય સાથેના સંબંધો તો ઠંડી, ગરમી સુખ અને દુઃખને આપનારા હોય છે. તેમ જ તેઓ આવાગમનવાળા હોય છે માટે હે અર્જુન તેમને સહન કર. ૧૪**

કૃષ્ણપ્રિયા—અર્જુનજીએ કહ્યું કે આત્મા નિત્ય છે તે વાત કબૂલ તેમજ દેહ પણ પુનઃ પ્રાપ્ત થશે તેની પણ હા. છતાં સંયોગવિયોગનાં દુઃખ તો થાય જ છે અને તે ઇરાદાપૂર્વક શા માટે ઊભાં કરવાં ? અનિવાર્ય આવી પડે ત્યાં તો કોઈ ઉપાય નથી એના સમાધાનમાં ચૌદમો શ્લોક શરૂ થયો—

'માત્રા સ્પર્શાસ્તુ કૌન્તેય'—ભગવાને અર્જુનને કહ્યું કે સંયોગ-વિયોગ સુખ-દુઃખરૂપ રહેવાના જ. કારણ કે વિષયોના ઇન્દ્રિયની વૃત્તિઓ સાથે સંબંધ થાય ત્યારે જો તે અનુકૂળ છે, ગમતા છે તો સુખરૂપ લાગશે અને જો અણગમતા કે પ્રતિકૂળ છે તો દુઃખરૂપ લાગશે. વળી ઠંડી કે ગરમી સુખરૂપ જ છે કે દુઃખરૂપ જ છે એવું નથી. કોઈ વખત ગ્રીષ્મકાળમાં ઠંડી સુખરૂપ લાગે છે તે શીતકાળમાં ક્લેશરૂપ બને છે. ગરમી માટે પણ તેવું જ છે. સ્વજનના સંયોગ સુખરૂપ ભાસે તો વિયોગ ક્લેશરૂપ લાગે. તેથી વિપરીત અપ્રિયજનના વિયોગ સુખમય લાગે, સંયોગ દુઃખમય લાગે. પરંતુ તે બધા સ્થિર નથી. તેમને કેવળ વિવેકવૃત્તિથી સહી લેવા એ જ એનો સાચો ઉપાય છે.

'માત્રા' શબ્દનો વિષય અને ઇન્દ્રિય એવા બે અર્થ થાય છે. મીયંત ઇતિ માત્રાઃ એટલે વિષયો. मीयत विषया आभिरत्ता मात्राः શબ્દ, સ્પર્શ વગેરે વિષયો જેનાથી જાણી શકાય છે તે ઇન્દ્રિયો કે ઇન્દ્રિયની વૃત્તિઓનું નામ 'માત્રા.' स्पृश्यन्ते इति स्पर्शाः સ્પર્શ શબ્દ સ્પર્શરૂપ વગેરે વિષયો. ૧૪

## યં હિ ન વ્યથયન્ત્યેતે પુરુષં પુરુષર્ષભ ।
## સમદુઃખસુખં ધીરં સોઽમૃતત્વાય કલ્પતે ॥ ૧૫ ॥

અન્વયાર્થ—પુરુષ-ઋષભ = હે શ્રેષ્ઠ પુરુષ ! સમદુઃખસુખં = સુખ-દુઃખમાં સમતાથી રહેનાર, યં ધીરં પુરુષ = જે ધીર પુરુષને, એતે = આ વિષયસ્પર્શો, હિ = ખરેખર, ન વ્યથયન્તિ = ચલિત નથી કરતા, સઃ = અમૃતત્વાય, કલ્પતે = તે પુરુષ મોક્ષપ્રાપ્તિ માટે યોગ્ય બને છે. ૧૫

અનુવાદ—હે પુરુષશ્રેષ્ઠ અર્જુન ! સુખદુઃખમાં સમાનતાથી રહેનાર જે ધીર પુરુષને આ વિષયસ્પર્શો સતાવતા નથી તે પુરુષ મોક્ષનો અધિકારી બને છે. ૧૫

કૃષ્ણપ્રિયા—આ શ્લોકમાં સહનશીલતાનું 'મોક્ષપ્રાપ્તિ' નામનું ફલ દર્શાવે છે—

'પુરુષર્ષભ !' અર્જુનને મહાપુરુષ તરીકે ભગવાન બિરદાવે છે અને કહે છે તારી મોક્ષ સાધવાની સ્વતંત્ર શક્તિ છે, માટે સાધન કરવાની આવશ્યકતા નથી. કારણ કે તું તો પુરુષશ્રેષ્ઠ છું. જે કેવલ 'પુરુષ' પદથી ઓળખાય છે તે સુખદુઃખમાં સમાન ભાવ કેળવી શકે છે અને મોક્ષનો અધિકારી બને છે તો પુરુષશ્રેષ્ઠ તો અનેકને મોક્ષના અધિકારી બનાવી શકે છે. અર્જુન, તારી જિતેન્દ્રિયતા માટે તો ઊર્વશીનો પ્રસંગ પુરાવારૂપે છે. તને વિષયસુખે આકર્ષ્યો ન હતો તેમજ સ્વજનના વિયોગ વેઠી તું પાશુપત અસ્ત્ર માટે તપ કરવા ગયેલ હતો. તેમજ સ્વર્ગમાં શસ્ત્રોને મેળવવા ગયેલ હતો તેથી જ કહું છું કે તું સાવધ છું અને સાવધ રહી સહિષ્ણુ થા. ૧૫

## નાસતો વિદ્યતે ભાવો નાભાવો વિદ્યતે સતઃ ।
## ઉભયોરપિ દૃષ્ટોઽન્તસ્ત્વનયોસ્તત્ત્વદર્શિભિઃ ॥ ૧૬ ॥

અન્વયાર્થ—અસતઃ = અસત્ વસ્તુની–લૌકિક વસ્તુની, ભાવઃ = સત્તા ન વિદ્યતે = નથી હોતી; તેમજ સતઃ = સત્પદાર્થનો, અભાવઃ = નાશ, ન વિદ્યતે = નથી, અનયોઃ ઉભયોઃ = આ બન્નેનો, અપિ = પણ, અન્તઃ = તફાવત, તત્ત્વદર્શિભિઃ = તત્ત્વવેત્તાઓએ, તુ = તો, દૃષ્ટઃ = જોયેલ છે. ૧૬

અનુવાદ—અનિત્ય વસ્તુનુ કદી અસ્તિત્વ નથી હોતું તેમજ સત્પદાર્થનો કદી નાશ નથી હોતો આ બન્નેના વચમાનો તફાવત તત્ત્વવેત્તાઓએ તો જોયેલ છે. ૧૬

કૃષ્ણપ્રિયા—આ શ્લોકદ્વારા નિત્ય–અનિત્ય વસ્તુનો તફાવત સમજાવે છે– 'અસતઃ ભાવઃ ન' જે વસ્તુ લૌકિક છે તે અલૌકિક નથી થતી. તેમજ જે વસ્તુ અસત્ છે તે સત્ નથી થઈ શકતી. દેહ નાશવાન છે તે નિત્ય નથી. સુખદુઃખાદિ ઉત્પત્તિ–નાશવાળાં છે માટે તે પણ કાયમનાં નથી. તેથી તેમાં આસક્તિ કે મમતા વ્યર્થ છે

'સતઃ અભાવઃ ન' જે વસ્તુ અલૌકિક છે તે કદી નષ્ટ થતી નથી. આત્મા, આનંદ, સત્ છે તેનો કદી નાશ નથી હોતો

'ઉભયોઃ અપિ અન્તઃ' સત્, અસત્ અને નિત્ય અને અનિત્યનો તફાવત 'તત્ત્વજ્ઞ' પુરુષોએ જાણેલ છે.

તાત્પર્ય કે ભગવત્સેવા પ્રાણી માત્રમા ભગવદ્‌ભાવ, આદિ નિત્ય સુખરૂપ છે તેનો અભાવ નથી. અને સંસારસુખો અને વિષયસામગ્રી કદી નિત્ય નથી. ૧૬

**અવિનાશિ તુ તદ્વિદ્ધિ યેન સર્વમિદં તતમ્ ।**
**વિનાશમવ્યયસ્યાસ્ય ન કશ્ચિત્કર્તુમર્હતિ ॥ ૧૭ ॥**

અન્વયાર્થ—યેન = જે ભગવાનથી, ઇદં સર્વં તતમ્ = આ સર્વ વિશ્વ વ્યાપ્ત છે, તત્ = તે તત્ત્વને જ, અવિનાશિ તુ = અવિનાશી જ, વિદ્ધિ = જાણ, અસ્ય અવ્યયસ્ય = આ વધઘટ વગરના અવિનાશીનો, વિનાશં કર્તુમ્ = વિનાશ કરવા, કશ્ચિત્ ન અર્હતિ = કોઈપણ સમર્થ નથી. ૧૭

અનુવાદ—જે ભગવાનથી આ સર્વ વિશ્વ વ્યાપ્ત છે. તે સત્–તત્ત્વને અવિનાશી જાણ. વૃદ્ધિ–ક્ષય વિનાના આ અવિનાશીનો વિનાશ કરવા કોઈ સમર્થ નથી. ૧૭

કૃષ્ણપ્રિયા—આ શ્લોકમાં અવિનાશી વસ્તુ ભગવાન છે એ વાત સમજાવે છે—'અવિનાશી તુ તત્ વિદ્ધિ' અવિનાશીનુ લક્ષણ કર્યું કે 'જે સર્વ પદાર્થમાં વ્યાપ્ત–ઓતપ્રોત છે તે અવિનાશી કહેવાય.' સામાન્ય દૃષ્ટાન્ત તરીકે ઘડામાં માટી વ્યાપ્ત છે તેનો કોઈ નાશ કરી શકતુ નથી તેવી જ રીતે સમસ્ત વિશ્વ ભગવાનથી વ્યાપ્ત છે. સ્થાવર–જંગમ સમસ્ત વિશ્વ ભગવાનથી સભર ભર્યું છે. કોઈ પણ એવી શક્તિ નથી કે તે ભગવાનને દૂર કરી શકે.

તાત્પર્ય કે ભગવાન, બ્રહ્મ, આત્મા, આ અવિનાશી તત્ત્વો છે તેમનો કોઈ પણ નાશ ન કરી શકે. ૧૭

અન્તવન્ત ઇમે દેહા નિત્યસ્યોક્તાઃ શરીરિણઃ ।
અનાશિનોઽપ્રમેયસ્ય તસ્માદ્યુધ્યસ્વ ભારત ॥ ૧૮ ॥

અન્વયાર્થ—નિત્યસ્ય = નિત્ય, અનાશિનઃ = નાશરહિત, તેમજ—અપ્રમેયસ્ય = પ્રમાણુથી ન સમજાય તેવા, શરીરિણઃ = દેહધારી આત્માના, ઇમે દેહાઃ = આ દેહો, અંતવંતઃ ઉક્તાઃ = નાશવાન કહ્યા છે, તસ્માત્ = તેથી, ભારત = હે ભારત ! યુદ્ધસ્વ = તું યુદ્ધ કર. ૧૮

અનુવાદ—નિત્ય, નાશરહિત તેમજ ઇન્દ્રિયોથી ન ગ્રહણ કરી શકાય એવા દેહ ધારણ કરતા આત્માના આ દેહો નાશવંત છે; માટે હે ભારત ! તેમના નાશની ચિંતા ત્યજી દઈને યુદ્ધ કર. ૧૮

કૃષ્ણપ્રિયા—ઉપરના શ્લોકમાં આત્માનુ અવિનાશીપણું વર્ણવી દેહનું વિનાશીપણું વર્ણવે છે—

'નિત્યસ્ય'—આત્મા જન્મ અને મરણથી રહિત છે તેથી તે નિત્ય છે. તેથી જીવાત્માને માયાના સંબંધથી પ્રાપ્ત થયેલા નજરે દેખાતા આ દેહો નાશવન્ત છે. આપણી નજરે દેહોનો નાશ થતો જોઈએ છીએ. પરંતુ ભગવાનના અને લીલાસ્થ ભગવદીય જીવોના વિગ્રહો નિત્ય છે એવુ ઉત્તરાર્ધમાં કહે છે.

'અનાશિનઃ અપ્રમેયસ્ય' વિનાશરહિત તેમજ પ્રત્યક્ષ વગેરે પ્રમાણોથી અને ઇન્દ્રિયોથી કદી પણ ગ્રહણ ન કરાતા ભગવાનના અને ભગવદીયોના દેહો નિત્ય છે. માટે ભીષ્મ વગેરેની નાશચિંતા ત્યજી દઈ સંકોચ વિના યુદ્ધ કર. ૧૮

ય એનં વેત્તિ હન્તારં યશ્ચૈનં મન્યતે હતમ્ ।
ઉભૌ તૌ ન વિજાનીતો નાયં હન્તિ ન હન્યતે ॥૧૯॥

અન્વયાર્થ—યઃ = જે, એનં = આ આત્માને, હન્તારં = મારનાર તરીકે, વેત્તિ = માને છે, ચ = તથા, યઃ = જે, એનં = આ આત્માને, હતમ્ = નષ્ટ થયેલ, મન્યતે = માને છે, તૌ ઉભૌ = તે બન્ને, ન વિજાનીતઃ = સાચું જાણતા નથી, અયં = આ આત્મા, ન હન્તિ = નથી મારતો, ન હન્યતે = નથી મરાતો. ૧૯

અનુવાદ—જે આ આત્માને મારનાર તરીકે માને છે અને જે એ આત્માને નાશ થએલ માને છે તે બન્ને સાચું જાણતા

નથી. આ આત્મા નથી મારતો કે નથી મરાતો. ૧૯

કૃષ્ણપ્રિયા—હવે એક એનું સમાધાન કરે છે કે કોઈ કોઈને મારતું નથી, પરંતુ ભગવાનની ઇચ્છાથી જ સર્વ કાર્ય થાય છે—

'ય એનં વેત્તિ હન્તારં'—હું મારું છું, આ મને મારે છે આ બન્ને અણસમજ છે કારણકે જીવ કોઈને જિવાડવા પણ સમર્થ નથી તેમજ મારવા પણ સમર્થ નથી. પરંતુ સર્વ નિયામક ભગવાન જ છે. માટે ભીષ્મનો ન તો અર્જુન નાશ કરે છે કે ન તો ભીષ્મ નાશ પામવાના છે. કારણ કે મારનાર દેહને મારે છે અને આત્માને માર્યો એમ સમજે છે એ જ અણસમજ છે.

તાત્પર્ય કે કોઈ પણ વ્યક્તિ વૈરભાવથી એમ માને કે હું આને મારીશ અને જેને મારવામાં આવ્યો તે એમ સમજે કે મને આણે માર્યો એ બન્ને ભ્રાન્તિમાં છે. સર્વ કંઈ કાલસ્વરૂપે ભગવાન જ કરે છે. નૈયાયિકો આત્માનું કર્તૃત્વ સ્વીકારે છે તેથી આત્માને હણનાર ગણે છે. ચાર્વાક આત્માનું વિનાશીપણું સ્વીકારે છે, તે બન્નેના મન્તવ્યનો ઉત્તર આપવા માટે આ શ્લોક છે. ૧૯

**ન જાયતે મ્રિયતે વા કદાચિન્નાયં ભૂત્વા ભવિતા વા ન ભૂયઃ ।**
**અજો નિત્યઃ શાશ્વતોઽયં પુરાણો ન હન્યતે હન્યમાને શરીરે ॥૨૦**

અન્વયાર્થ—અયં = આ આત્મા, કદાચિત્ = કદી પણ, ન જાયતે = જન્મતો નથી, વા = અથવા (ન) મ્રિયતે = મરતો પણ નથી, વા = તથા ન ભૂત્વા = પૂર્વે ન હોઈને, ભૂયઃ = ફરીથી, ન ભવિતા = ઉત્પન્ન થતો નથી, અયં = આ આત્મા, અજઃ = અજન્મા, નિત્યઃ = નિત્ય, શાશ્વતઃ = સર્વકાલ રહેનાર અને પુરાણઃ = પુરાતન છે. શરીરે હન્યમાને = શરીર હણાય છતાં, ન હન્યતે = હણાતો નથી ૨૦

અનુવાદ—આ આત્મા કદી પણ જન્મતો નથી અથવા મરણ પામતો નથી તથા પૂર્વે ન હોઈને ફરીથી ઉત્પન્ન થતો નથી. આ આત્મા અજ, નિત્ય, સર્વકાલ રહેનાર અને પુરાતન છે. શરીર નાશ પામે છતાં તે નાશ પામતો નથી. ૨૦

કૃષ્ણપ્રિયા—'આત્મા નિત્ય છે એને છ પ્રકારના વિકારો કદી હોતા નથી'—એનું નિરૂપણ કરે છે—

'જાયતે, અસ્તિ, વર્ધતે, વિપરિણમતે, અપક્ષીયતે, વિનશ્યતિ' આ છ વસ્તુને છ વિકારો માન્યા છે. જન્મે છે, અમુક સ્થળે રહે છે, વધે છે, બદલાય

છે, ક્ષીણ થાય છે, નાશ પામે છે–આ છ અવસ્થાઓ શરીરને સંભવે છે તેમ આત્માને સંભવે નહીં. એ જ વાતની સ્પષ્ટતા કરી કે—

ન જાયતે વા મ્રિયતે–આત્માનો જન્મ નથી હોતો. બાળકનો જન્મ થયો બોલીએ છીએ તે બાળકના દેહનો માનેલ છે, આત્માનો નથી માન્યો. સૂર્યનો ઉદય માનીએ છીએ તે જેમ ભ્રમ છે; કારણ કે તે આથમતો જ નથી પણ દૂર હોવાથી દેખાતો નથી; તે જ રીતે આત્મા નિત્ય અને ચેતનરૂપ હોવાથી જન્મે પણ નહીં અને મરે પણ નહીં. તેથી કહ્યું કે ન મ્રિયતે તે જન્મે નહીં, માટે મરે પણ નહીં. જાયતે વિનશ્યતિ નામના બે વિકારનો નિષેધ કર્યો

'નાયં ભૂત્વા ભવિતા વા ન ભૂયઃ' કદાચ એવી શંકા થાય કે માનવ જન્મ્યો તે પહેલાં ન હતો અને છાણમાટીના સંયોગથી વીંછી જન્મ્યો તેમ પંચભૂતના સંયોગે આત્મા જન્મ્યો તો તે વાત પણ બરાબર નથી. તેના સમાધાન માટે કહ્યું કે આ પૂર્વે ન હતો અને ફરીથી આ થયો એવું નથી. કારણ કે તે—'શાશ્વતઃ'–ત્રણે કાલમાં રહેલ છે. દેહ વિલય પામે ત્યારે પણ તે ભગવાનમાં જ રહેલ છે તેમજ નિરંતર એક જ સ્વરૂપ છે. શાશ્વત શબ્દથી ક્ષય નથી થતો એમ સૂચવ્યું તેથી 'અપક્ષીયતે' નામના વિકારનો નિષેધ કર્યો. પુરાણઃ એટલે આત્મા સનાતન છે તેથી 'વર્દ્ધતે' વૃદ્ધિ નામના વિકારનો નિષેધ કર્યો.

ન હન્યતે શરીર નાશ પામે કે તેમાં ફેરફાર થાય તો પણ આત્મામાં ફેરફાર થતો નથી એવું સૂચવીને 'વિપરિણમતે' નામનો વિકાર નથી થતો એમ કહ્યું. આ શ્લોકમાં આત્મા છ પ્રકારના વિકારથી રહિત છે એવું પ્રતિપાદન કર્યું. ૨૦

## વેદાવિનાશિનં નિત્યં ય એનમજમવ્યયમ્ ।
## કથં સ પુરુષઃ પાર્થ કં ઘાતયતિ હન્તિ કમ્ ॥ ૨૧ ॥

અન્વયાર્થ —પાર્થ = હે અર્જુન !, યઃ = જે, એન = આ આત્માને, અવિનાશિનં = અવિનાશી, નિત્યં = નિત્ય, અજં = અજન્મા, અવ્યયમ્ = વિકાર વિનાનો, વેદ = જાણે છે. સઃ પુરુષઃ = તે પુરુષ, કં હન્તિ = કોને હણે છે, તથા કથમ્ = કેવી રીતે, અને કં ઘાતયતિ = કોને હણાવે છે ? ૨૧

અનુવાદ—હે પાર્થ ! જે પુરુષ આ આત્માને અવિનાશી, નિત્ય, અજન્મા અને અવિકારી તરીકે જાણે છે તે પુરુષ કોને

મારશે કે કેવી રીતે કોના દ્વારા મરાવશે. ૨૧

**કૃષ્ણપ્રિયા**—ઉપરના શ્લોકમાં આત્માનું નિત્યત્વ તર્ક અને પ્રમાણ સાથે વિસ્તારપૂર્વક વર્ણવ્યું અને આ શ્લોકમાં એ વિષયનો સંક્ષેપમાં ઉપસંહાર કરે છે—

'વેદાવિનાશિનં નિત્યં'—ભગવાનના હૃદયમાં અર્જુન માટે વધુ મમત્વ જાગ્યું. અને કહ્યું કે હે અર્જુન ! જે આત્માને અવિનાશી, નિત્ય, અજન્મા, અવિકારી એવા ચાર ધર્મવાળો સમજે છે, તેના હૃદયમાં સ્વયં વિવેક આવે છે. મારી તને ભલામણ છે કે આ સમજને હૃદયમાં તું પણ સ્થિર કરી લઈશ તો પછી યુદ્ધમાં શત્રુનો વધ કર્યા પછી પણ ન કોઈ કોઈને મારનાર છે કે ન કોઈ કોઈને મરાવનાર છે.

અવિનાશી એટલે વિશેષ વિકાર વિનાના; નિત્ય એટલે સદા એકરૂપ, અજ એટલે જન્મમૃત્યુરહિત; અવ્યય એટલે નાશરહિત આત્માને ઓળખવો. ૨૧

**વાસાંસિ જીર્ણાનિ યથા વિહાય**
**નવાનિ ગૃહ્ણાતિ નરોઽપરાણિ ।**
**તથા શરીરાણિ વિહાય જીર્ણા-**
**ન્યન્યાનિ સંયાતિ નવાનિ દેહી ॥ ૨૨ ॥**

**અન્વયાર્થ**—યથા = જેમ, નરઃ = મનુષ્ય, જીર્ણાનિ = જૂનાં, વાસાંસિ= વસ્ત્રોને, વિહાય = ત્યજીને, અપરાણિ = બીજાં, નવાનિ = નવાં વસ્ત્રો, ગૃહ્ણાતિ = પહેરે છે, તથા = તેમ, દેહી = જીવાત્મા, જીર્ણાનિ શરીરાણિ વિહાય= જૂનાં શરીરોને ત્યજીને, અન્યાનિ નવાનિ = બીજાં નવાં શરીરો, સંયાતિ = પામે છે. ૨૨

અનુવાદ—જેમ મનુષ્ય જીર્ણ થએલાં વસ્ત્રોને ત્યજીને બીજાં નવાં વસ્ત્રો ધારણ કરે છે તેમ જીવાત્મા પણ જીર્ણ થઈ ગએલ શરીરોને ત્યજીને અન્ય નવા શરીરો સ્વીકારે છે. ૨૨

**કૃષ્ણપ્રિયા**—આ શ્લોકમાં ઉપર કહેલ બાબતને દૃષ્ટાન્તથી સમજાવે છે—

'વાસાંસિ જીર્ણાનિ યથા વિહાય'—કદાચ અર્જુન એમ માને કે આત્મા નિત્ય છે તેનો વધ નથી થતો તે વાત સત્ય છે, પરંતુ આત્માની સાથે દેહ તો રહેલ છે. અને તે દેહો ભગવાને પોતાની ક્રીડા માટે બનાવ્યા છે, તેથી તેમનો નાશ કરવામાં અપરાધ કેમ નહીં લાગે ? એના સમાધાનમાં કહ્યું કે

જીર્ણ શરીર જીર્ણ વસ્ત્ર જેવા છે જેમા ઇન્દ્રિયશૈથિલ્ય આવ્યુ અને લોક, દેશ વડીલ કે હરિસેવા માટે તે યોગ્ય ન રહ્યુ તો 'તનુ નવત્વ' આવશ્યક છે ભગવાન યુદ્ધને નિમિત્ત બનાવી પુન 'નૂતન કાય' આપવા વિચારે છે માટે આ યુદ્ધ તો વસ્ત્રભૂષાપરિધાન નેપથ્ય છે તેમા શોક શો? ૨૨

## નૈનં છિન્દન્તિ શસ્ત્રાણિ નૈનં દહતિ પાવકઃ ।
## ન ચૈનં ક્લેદયન્ત્યાપો ન શોષયતિ મારુતઃ ॥ ૨૩ ॥

અન્વયાર્થ—એન = આ આત્માને, શસ્ત્રાણિ ન છિન્દતિ = શસ્ત્રો છેદના નથી તેમજ એન = આ આત્માને, પાવક. ન દહતિ = અગ્નિ બાળતો નથી ચ = વળી, એન = આ આત્માને, આપ = પાણી, ન ક્લેદયન્તિ = ભીંજવી શકતા નથી, મારુત = પવન, ન શોષયતિ = સૂકવી શકતો નથી ૨૩

અનુવાદ—આ આત્માને શસ્ત્રો છેદી શકતા નથી તેમજ એને અગ્નિ બાળી શકતો નથી. વળી એને પાણી પલાળી શકતા નથી કે પવન સૂકવી શકતો નથી ૨૩

કૃષ્ણપ્રિયા—ઉપરના શ્લોકમાં દૃષ્ટાન્તથી સમજાવ્યુ કે 'આત્મા' વસ્ત્રોની માફક કલેવર બદલે છે અને તે આનદનો વિષય છે એમાં જરા પણ નારાજ થવા જેવુ નથી હવે ૨૧ મા શ્લોકમા આત્માને અવિનાશી, નિત્ય, અજ અને અવ્યય એવા ચાર ધર્મવાળો બતાવ્યો તેનુ આ શ્લોકથી સમર્થન કરે છે—

'નૈન છિન્દન્તિ શસ્ત્રાણિ'—પથ્થર જેવો ઘન પદાર્થ નથી તેથી તે છેદી શકાય નહીં

'નૈન દહતિ પાવક' આત્મા લાકડા જેવો શુષ્ક પદાર્થ નથી તેથી બાળી શકાય નહીં

'ન ચૈન ક્લેદયન્ત્યાપ'—આત્મા માટી જેવો પદાર્થ નથી તેથી તેને પલાળી શકાય નહીં

'ન શોષયતિ મારુત'—આત્મા જલ જેવો દ્રવ પદાર્થ નથી તેને વાયુ સૂકવી શકે નહીં

આ પ્રકારે આત્મા અવિનાશી, વિકારશૂન્ય, ક્ષયરહિત અને જન્મ-રહિત છે માટે નિત્ય છે, એમ સિદ્ધ કરી પછીના શ્લોકમાં તાત્પર્ય કહે છે ૨૩

અચ્છેદ્યોઽયમદાહ્યોઽયમક્લેદ્યોઽશોષ્ય એવ ચ ।
નિત્યઃ સર્વગતઃ સ્થાણુરચલોઽયં સનાતનઃ ॥ ૨૪ ॥

અન્વયાર્થ—અયમ્ = આ આત્મા, અચ્છેદ્યઃ = છેદવો અશક્ય, અયમ્ = આ આત્મા, અદાહ્યઃ = બાળવો અશક્ય, અક્લેદ્યઃ = પલાળવો અશક્ય, ચ એવ = તથા, અશોષ્યઃ = સૂકવવો અશક્ય છે. અયં = આ આત્મા, નિત્યઃ = નિત્ય, સર્વગતઃ = સર્વવ્યાપી, સ્થાણુઃ = સ્થિર સ્વભાવ, અચલઃ = સર્વદા એકરૂપ અને સનાતનઃ = અનાદિ છે. ૨૪

અનુવાદ—આ આત્મા છેદી શકાતો નથી, બાળી શકાતો નથી, પલાળી શકાતો નથી. સૂકવી શકાતો નથી. એ નિત્ય છે સર્વગત છે, સ્થિરસ્વભાવ છે. સર્વદા એકરૂપ છે અને અનાદિ છે. ૨૪

કૃષ્ણપ્રિયા—' અચ્છેદ્યઃ '—આત્મા છેદરહિત, દાહરહિત, આર્દ્રતારહિત અને શોષરહિત છે માટે તે 'નિત્યઃ' નિત્ય છે. જે ન કપાય, ન બળાય, ન પલાળાય, ન સુકવાય તે નિત્ય છે. જેમ આકાશ પણ નિત્ય છે. 'સર્વગતઃ' —તે નિત્ય હોવાથી સર્વમાં રહેલ છે. 'સ્થાણુ' તે સર્વગત છે માટે સ્થિર છે. 'અચલઃ'—વળી સ્થિર છે તેથી તે અચલ હોવાથી આત્મા 'સનાતનઃ' સિદ્ધ થયો. ખારા પાણીમાં રહેલી ખારાશ ખારા જલમાં ફેરફારવાળી નથી થતી તેથી તે નિત્ય છે વળી તે સર્વ જલમાં વ્યાપકરૂપે રહેલી છે. તે અવિચલ છે. તેથી સદા ખારા જલમાંથી જ મીઠું મેળવાય છે આ નજરે દેખાતું સ્થૂલ દૃષ્ટાન્ત છે. આત્મા તો અત્યંત સૂક્ષ્મ છે તેથી તે વેદથી સમજાય છે. ૨૪

અવ્યક્તોઽયમચિંત્યોઽયમવિકાર્યોઽયમુચ્યતે ।
તસ્માદેવં વિદિત્વૈનં નાનુશોચિતુમર્હસિ ॥ ૨૫ ॥

અન્વયાર્થ—અયમ્ = આ આત્મા, અવ્યક્તઃ = ઇન્દ્રિયથી દેખાય નહિ તેવો, અયમ્ = આ આત્મા, અચિંત્યઃ = મનથી વિચારી ન શકાય તેવો, અને અયમ્ = આ આત્મા, અવિકાર્યઃ = છ વિકારથી રહિત = અવિકારી, ઉચ્યતે = કહેવાય છે. તસ્માત્ = માટે, એનમ્ = એ આત્માને, એવં = એવો, વિદિત્વા = જાણીને, અનુશોચિતુમ્ = તેની પાછળ શોક કરવો, ન અર્હસિ = યોગ્ય નથી. ૨૫

અનુવાદ—આ આત્મા ઇન્દ્રિયથી દેખી શકાતો નથી, મન-બુદ્ધિથી વિચારી શકાતો નથી તેમ જ છ પ્રકારના વિકારોથી રહિત કહેવાય છે તેથી આ આત્માને એવો સમજીને, તેની પાછળ શોક કરવો યોગ્ય નથી. ૨૫

કૃષ્ણપ્રિયા—હવે પ્રકરણનો ઉપસંહાર કરતાં ભગવાન શ્રીકૃષ્ણ કહે છે કે—હે અર્જુન અગિયારમા શ્લોકથી પચીસમા શ્લોક સુધી દેહ અને આત્મા સર્વકાલ અને સર્વ વસ્તુમાં છે, નિત્ય છે. તેના નાશની ચિંતા ન કરીશ. આત્માના ત્રણ મુદ્દા ધ્યાનમાં લઈ લે એટલે સહજમાં સમજ પડશે.

'અવ્યક્તઃ' આત્મા લૌકિક ઇન્દ્રિયોથી ગ્રાહ્ય નથી, કારણ કે તે અવ્યક્ત છે. જેમ પથ્થરમાં સુગંધ છે પણ તેની ગંધ નાકથી લેવાતી નથી તેમાં વિધિ કરવો પડે છે, તેમ ભગવાનનું રૂપ જોવું હોય તો આ લૌકિક આંખ કામમાં ન આવે.

'અચિન્ત્યઃ'—મનથી પણ તે પામી શકાય તેવો નથી, કારણકે તે બુદ્ધિથી પર છે. જો ત્યાં બુદ્ધિ ન જઈ શકે તો મન ક્યાંથી જાય?

અવિકાર્યઃ—વળી તે વિકારરહિત છે, જેમ કે કસ્તૂરીમાં કોઈ દિવસ વિકાર થાય અને દુર્ગન્ધ આપે એવું સંભવતું જ નથી તેમ આત્મા સર્વદા સદાનંદ રૂપ જ છે. માટે આ રીતે આત્માના નિત્યપણાનો ખ્યાલ કરી એના નાશ થવાની ચિંતા ત્યજી સ્વકર્મનિષ્ઠ બની જા. ૨૫

**અથ ચૈનં નિત્યજાતં નિત્યં વા મન્યસે મૃતમ્ ।**
**તથાપિ ત્વં મહાબાહો નૈનં શોચિતુમર્હસિ ॥ ૨૬ ॥**

અન્વયાર્થ—અથ ચ = વળી જો, એનં = આ આત્માને, નિત્યજાતં = સદા જન્મનારો, વા = અથવા, નિત્યં મૃતમ્ = સદા મરનારો, મન્યસે = તું માને, તથાપિ = તોપણ, મહાબાહો = હે મહાબાહુ અર્જુન! ત્વમ્ = તું, એનમ્ = એ આત્માનો, શોચિતુમ્ = શોક કરવાને, ન અર્હસિ = યોગ્ય નથી. ૨૬

અનુવાદ—વળી જો આ આત્માને સદા જન્મનાર અથવા નિત્ય મરનાર તું માને તોપણ હે મહાબાહુ અર્જુન, તું એ આત્માની બાબતમાં શોક કરવાને યોગ્ય નથી. ૨૬

કૃષ્ણપ્રિયા—હવે ભગવાન મતાંતર ભાવાથી પણ અર્જુનને શોક ન કરવા સૂચવે છે—

'અથ ચૈનં નિત્ય જાતં'—ભગવાને કહ્યું કે અર્જુન ! આત્મા નિત્ય છે માટે એ નાશ નહી પામે, એ સમજ મુજબ શોક ન કરવો એ વાત તને સમજાવી. પરંતુ એકાદ ક્ષણ એમ પણ માની લે કે 'આત્મા નિત્ય જન્મે છે અને નિત્ય નાશ પામે છે' આવા મતની દષ્ટિએ પણ શોક કરવાની જરૂર નથી.

હે અર્જુન ! તું મહાબહુ છું. વીર પુરુષોને મહાબાહુ કહેવાય. તેઓ તો વિશ્વમાં ખપી જવા માટે જ જન્મ્યા છે. તેમજ વિશ્વરક્ષા માટે જ અવતર્યા છે. ૨૬

**જાતસ્ય હિ ધ્રુવો મૃત્યુર્ધ્રુવં જન્મ મૃતસ્ય ચ ।**
**તસ્માદપરિહાર્યેઽર્થે ન ત્વં શોચિતુમર્હસિ ॥ ૨૭ ॥**

અન્વયાર્થ—હિ = કારણ કે, જાતસ્ય = જન્મેલાનું, મૃત્યુઃ = મરણ, ધ્રુવઃ = નક્કી છે, ચ = અને, મૃતસ્ય = મરેલાનો, જન્મ = જન્મ, ધ્રુવં = નક્કી છે. તસ્માત્ = માટે, અપરિહાર્યે અર્થે = ટાળવાને અશક્ય એવા આ વિષયમાં, શોચિતું = શોક કરવાને, ત્વમ્ = તું, ન અર્હસિ – યોગ્ય નથી. ૨૭

અનુવાદ—કારણ કે જન્મેલાનું મરણ સુનિશ્ચિત છે, તે જ રીતે મરણ પામેલનો જન્મ પણ નક્કી જ છે. માટે ન ટાળી શકાય એવી બાબતમાં શોક કરવાને તું યોગ્ય નથી. ૨૭

કૃષ્ણપ્રિયા—ઉપરના શ્લોકમાં આત્માને વિનાશી માનીને પણ શોક ન કરવો એમ કહ્યું. હવે શોક શાથી ન કરવો તેનું કારણ દર્શાવે છે—

'જાતસ્ય હિ ધ્રુવો મૃત્યુઃ'—કદાચ મનમાં એક વાત રહી જાય કે આ દેહ અત્યંત સુંદર હોય અને સમૃદ્ધિ હોય તે ચાલ્યાં જાય પછી તો ચિંતા થાય ને ? તેનો ઉત્તર આપ્યો કે જે જન્મ લે છે તે મરે છે અને મરે છે તે જન્મે છે ત્યારે પૂર્વમાં પ્રારબ્ધ સાથે જ હોય છે અને તે તેને મળવાનાં જ છે, પછી શોક શાનો ? કારણ કે આપણે 'જે વસ્તુ અનિવાર્ય છે તેને ફેરવી શકશું જ નહીં. શરીરનાં જન્મ-મરણ અનિવાર્ય છે તેને બદલી નહીં શકીએ. તું યુદ્ધ નહીં કરે તો પણ તેઓ મરશે જ તો વિચક્ષણ પુરુષે તેની વ્યથા શા માટે કરવી ? કારણ કે કાલ કે ઈશ્વર સમર્થ છે. તેના નિયમન પ્રમાણે થનાર જન્મ-મરણનાં બંધારણ કેમ ફેરવી શકાશે !

આ શ્લોકનું તાત્પર્ય મૃત્યુ વિજયના પુરુષાર્થના નિષેધ માટે નથી;

જ્ઞાનભક્તિ દ્વારા મૃત્યુને તરી જવાય છે તેનો વિરોધ નથી, પરંતુ નાશ પામતા દેહની પાછળ થતા શોકના નિવારણ માટે છે. ૨૭

**અવ્યક્તાદીનિ ભૂતાનિ વ્યક્તમધ્યાનિ ભારત ।**
**અવ્યક્તનિધનાન્યેવ તત્ર કા પરિદેવના ॥ ૨૮ ॥**

**અન્વયાર્થ**—ભારત = હે ભારત! ભૂતાનિ = પ્રાણીમાત્ર, અવ્યક્તાદીનિ = આદિકાળમાં-ઉત્પત્તિપૂર્વે સૂક્ષ્મરૂપે, વ્યક્તમધ્યાનિ = મધ્યમાં પ્રકટ, અવ્યક્ત-નિધનાનિ એવ = મરણ પછી અપ્રકટ જ હોય છે, તત્ર = તે બાબતમાં, પરિદેવના કા = શોક શો? ૨૮

**અનુવાદ**—હે ભારત! પ્રાણીમાત્ર આરંભમાં સૂક્ષ્મરૂપ હોય છે, મધ્યમાં પ્રકટ દેખાય છે અને અન્તમાં પાછાં અપ્રકટ હોય છે, આ બાબતમાં શોક શો? ૨૮

**કૃષ્ણપ્રિયા**—પુનઃ આ શ્લોકમાં મૃત્યુ શી વસ્તુ છે તેનું સમાધાન કરે છે—

'અવ્યક્તાદીનિ ભૂતાનિ' જે જેમાંથી જન્મે છે તે તેમાં લય પામે છે. અક્ષરમાંથી આ સમસ્ત ભૂતો ઉત્પન્ન થયાં છે. ઉત્પત્તિની પૂર્વમાં અવ્યક્ત હતાં, ફરીથી તે વ્યક્તરૂપે દેખાયાં. પાછાં તે જ્યાંથી સરજાયા હતાં તેમાં સમાયાં, પછી શા માટે શોક કરવો?

તાત્પર્ય કે જે જે ભગવાનમાંથી ઉત્પન્ન થયા છે, તે તે ભગવાનમાં સમાઈ જશે અને જે અક્ષરમાંથી ઉત્પન્ન થયાં હશે તે તેમાં લીન થશે તેમાં શોક શા માટે? ૨૮

**આશ્ચર્યવત્પશ્યતિ કશ્ચિદેનમાશ્ચર્યવદ્વદતિ તથૈવ ચાન્યઃ ।**
**આશ્ચર્યવચ્ચૈનમન્યઃ શૃણોતિ શ્રુત્વાઽપ્યેનં વેદ ન ચૈવ કશ્ચિત્ ॥**

**અન્વયાર્થ**—કશ્ચિત્ = કોઈ, એનમ્ = આ આત્માને, આશ્ચર્યવત્ પશ્યતિ = આશ્ચર્યરૂપ જુએ છે, તથા એવ ચ = ત્યારે વળી, અન્યઃ = બીજો કોઈ (એને) આશ્ચર્યવત્ વદતિ = આશ્ચર્યરૂપ કહે છે, ચ = અને, અન્યઃ = બીજો, એનમ્ = આ આત્માને, આશ્ચર્યવત્ શૃણોતિ = આશ્ચર્ય સાથે સાંભળે છે, ચ = અને, કશ્ચિત્ = કોઈ, એનમ્ = આ આત્માને, શ્રુત્વા અપિ = સાંભળવા છતાં પણ, ન એવ વેદ = સમજતો જ નથી. ૨૯

અનુવાદ—કોઈ આ આત્માને આશ્ચર્યરૂપ જુએ છે, ત્યારે વળી કોઈ અન્ય એને આશ્ચર્યરૂપ વર્ણવે છે અને અન્ય આ આત્માને આશ્ચર્ય સહિત સાંભળે છે. જ્યારે કોઈ એ આત્માને સાંભળવા છતાં પણ સમજતા જ નથી. ૨૯

કૃષ્ણપ્રિયા—આ શ્લોકમાં 'આત્મસ્વરૂપ' સમજવું કઠિન છે એવું નિરૂપણ કરે છે—

'આશ્ચર્યવત્પશ્યતિ કશ્ચિદેનમ્' અને આશ્ચર્યરૂપ જુએ છે.' એવો વાક્યનો સામાન્ય અર્થ થાય. આ આખા શ્લોકમાં 'એનમ્' સર્વનામથી સમસ્ત પ્રપંચ અથવા આત્મા એમ બે વસ્તુનું ગ્રહણ થાય છે. વળી આત્મા એટલે જીવાત્મા—પરમાત્મા બ્રહ્મ અને ભગવાન એ બધા જ લેવાય છે.

તેથી આ આત્માનું સ્વરૂપ કેવું છે? તેને કોઈ આશ્ચર્ય તરીકે જુએ છે; કારણ કે તે નિત્ય છે અને અવ્યક્ત છે તો પણ તે જીવાત્મા તરીકે જન્મ વગેરે સ્વીકારે છે. જો તે ભગવાન છે તો અવતાર લે છે. અને અવ્યક્ત છે તો પણ દેખાય છે. ઇન્દ્રિયો નથી છતાં બોલે છે—ચાલે છે. પૂર્ણ છે, તૃપ્ત છે છતાં ગુરુકુલમાં ભણે છે અને સુદામાના તાંદુલ આરોગે છે. ગોપીજનનાં મહીડાં લૂટે છે.

આ સર્વ વિચારતાં આત્મતત્ત્વને જે કોઈ જે રીતે કંઈ જુએ છે, વર્ણવે છે અને વિવિધ રીતે કે જે રીતે સાંભળે છે અને વર્ણવે છે તે સર્વ આશ્ચર્યરૂપ છે, કારણ કે જોવા, સાંભળવા, કહેવા છતાં એને સમજવો અત્યંત કઠિન છે, કારણ કે જ્યાં અક્કલ, અનુમાન, આંખ વગેરે ન ચાલે, ન નિર્ણય કરી શકે, તેનું નામ જ આશ્ચર્ય. કેવલ ભગવત્કૃપા—આત્મકૃપા થાય તેમજ તે સમજાય છે. ૨૯

**દેહી નિત્યમવધ્યોઽયં દેહે સર્વસ્ય ભારત ।**
**તસ્માત્ સર્વાણિ ભૂતાનિ ન ત્વં શોચિતુમર્હસિ ॥૩૦॥**

અન્વયાર્થ—ભારત = હે ભારત! સર્વસ્ય = સર્વના, દેહે = શરીરમાં રહેલો, અયમ્ = આ, દેહી = આત્મા, નિત્યં = સદા, અવધ્યઃ = હણાય નહિ એવો છે, તસ્માત્ = તેથી, ત્વં = તું, સર્વાણિ ભૂતાનિ = સર્વ પ્રાણીઓનો, શોચિતું = શોક કરવા માટે, ન અર્હસિ = યોગ્ય નથી. ૩૦

અનુવાદ—હે ભારત! સર્વના શરીરમાં રહેલો આ આત્મા

સદા અવધ્ય છે, તેથી તું સર્વ પ્રાણીમાત્રનો શોક કરવા યોગ્ય નથી ૩૦

**કૃષ્ણપ્રિયા**—ઉપરના શ્લોકમાં અર્જુનને લાગ્યું કે આ સમસ્ત પ્રપંચ કે આત્માને કોઈ યથાર્થ નથી જાણતુ તેમજ ભગવાન પણ આવુ જ કહે છે તો પછી એની બાબતમા શુ સમજવું એવી ચિંતા થવા લાગી એટલે ભગવાને ચિંતા ટાળવા આગળ કહેવાનુ શરૂ કર્યું કે હે અર્જુન!

'દેહી નિત્યમવધ્યઃ'—આ શ્લોકમાં ભારત! એવુ સબોધન કરે છે. હે અર્જુન તુ મેધાવી છું તારે ક્ષોભ કરવાની જરૂર નથી, તને સમજાયું છે કે સર્વ પ્રાણીઓનો આત્મા અવધ્ય છે દરેકના દેહ જ જન્મે છે આત્મા નથી જન્મતા તેથી તેઓ નાશ નથી પામતા માટે તેમનો શોક નથી સંભવતો.

તેથી હવે હું તને આત્મતત્ત્વનુ, દેહનુ, જન્મ-મરણનું વધુ વિવેચન ન કરતાં એક જ વાક્ય કહું છુ કે તુ બુદ્ધિમાનને ન શોભે એવો શોક લઈ બેઠો છે તેને મૂકી દે ૩૦

## સ્વધર્મમપિ ચાવેક્ષ્ય ન વિકમ્પિતુમર્હસિ ।
## ધર્મ્યાદ્ધિ યુદ્ધાચ્છ્રેયોઽન્યત્ ક્ષત્રિયસ્ય ન વિદ્યતે ॥૩૧॥

**અન્વયાર્થ**—ચ = વળી, સ્વધર્મમ્ = પોતાના ક્ષત્રિયધર્મને, અવેક્ષ્ય= વિચારીને, અપિ = પણ, વિકંપિતુ = યુદ્ધથી શિથિલ થવા, ન અર્હસિ = તુ યોગ્ય નથી, હિ = કારણ કે, ધર્મ્યાત્ = ધાર્મિક યુદ્ધથી વધુ, અન્યત્ = બીજું કાંઈ પણ, ક્ષત્રિયસ્ય = ક્ષત્રિયનુ, શ્રેય. = કલ્યાણ, ન વિદ્યતે = છે જ નહિ ૩૧

**અનુવાદ**—વળી પોતાના ક્ષત્રિયધર્મની દષ્ટિએ પણ યુદ્ધથી શિથિલ થવા યોગ્ય નથી, કારણ કે ધાર્મિક યુદ્ધથી વધુ બીજુ કાંઈ પણ ક્ષત્રિયનું કલ્યાણ છે જ નહીં ૩૧

**કૃષ્ણપ્રિયા**—૧૧ થી ૩૦ શ્લોક સુધી ભગવાને તત્ત્વદષ્ટિએ ચર્ચા કરી અર્જુનને કર્તવ્યશીલ રહેવા અને શોકમુક્ત થવા સમજાવ્યુ હવે સ્વધર્મના ધોરણે અર્જુનને કર્તવ્યતત્પર થવા અને ચિંતામુક્ત થવાનો ખ્યાલ આપે છે—

'સ્વધર્મમપિ ચાવેક્ષ્ય'—ક્ષત્રિયનો ધર્મ શાસન, ખલકંટકનિવારણ, પ્રજામા ધર્મનુ સ્થાપન વગેરે છે તે ધર્મો પણ વેદથી નક્કી થયેલા છે વેદની આજ્ઞા નિર્દોષ અને સર્વના કલ્યાણને સાધનારી છે આ દષ્ટિએ પણ યુદ્ધ કરવુ આવશ્યક છે. આ યુદ્ધ નથી પરંતુ ધર્માચરણ છે. દરદીના શરીર ઉપર

શસ્ત્રક્રિયા કરનારો તબીબ શરીરના સડેલા-વધેલા ભાગોને કાપે છે ત્યાં ક્રૂરતા નથી પરંતુ કલ્યાણપૂર્ણ કર્તવ્ય છે જો તેને અયોગ્ય રીતે દયા આવે તો રોગીને અન્યાય થશે. તે પ્રમાણે અર્જુન! તારે પણ પૃથ્વીદેવીના દિવ્ય દેહ ઉપરનાં આ દૂષિત અંગોને દૂર કરવાનાં છે તે વેદઆજ્ઞાનું પાલન છે. તેનો અમલ કરવો તે જ તારું શ્રેયસ્ છે. ૩૧

**યદૃચ્છયા ચોપપન્નં સ્વર્ગદ્વારમપાવૃતમ્ ।**
**સુખિનઃ ક્ષત્રિયાઃ પાર્થ લભન્તે યુદ્ધમીદૃશમ્ ॥ ૩૨ ॥**

અન્વયાર્થ—પાર્થ ! = હે પાર્થ ! યદૃચ્છયા ચ = અનાયાસે જ, ઉપપન્નં = સાંપડેલું યુદ્ધ એ તો, અપાવૃતં = ખુલ્લાં, સ્વર્ગદ્વારં = સ્વર્ગનું દ્વાર છે, ઈદૃશં = આવું, યુદ્ધમ્ = યુદ્ધ, સુખિનઃ ક્ષત્રિયાઃ = ભાગ્યશાળી ક્ષત્રિયો, લભન્તે = મેળવે છે. ૩૨

અનુવાદ—હે પાર્થ ! અનાયાસે સાંપડેલ આ યુદ્ધ તો આપોઆપ ઊઘડેલ સ્વર્ગનું દ્વાર છે. આવું યુદ્ધ તો ભાગ્યશાળી ક્ષત્રિયો મેળવે છે. ૩૨

કૃષ્ણપ્રિયા—ભગવાન કહે છે કે પાર્થ ! આ યુદ્ધને તેં નિમંત્રણ નથી કર્યું, પરંતુ તે તારાં દ્વાર ખખડાવતું તારે દ્વારે આવ્યું છે. યુદ્ધ પણ સ્વતંત્ર નથી આવ્યું તે 'યદૃચ્છયા' હરિઇચ્છાથી આવ્યું છે. તારે માટે જ નહીં સર્વ માટે કલ્યાણનું દ્વાર ખૂલ્યું છે. આમાં મારનાર અને મરનાર સર્વનું મંગલ જ થવાનું છે. જેઓ મરશે તેઓ યુદ્ધમાં મરતાં સ્વર્ગ પામશે. આગળ અધર્મ કરતાં અટકશે અને પૃથ્વીની પીડા દૂર થશે જેઓ મારશે તેઓને પૃથ્વીમાંથી અધર્મ અને અધર્મીને દૂર કરવાનું પુણ્ય અને યશ મળશે.

'પાર્થ !' શબ્દ ભગવાને કુન્તીની કૂખ ન લાજે અને પૃથ્વીનાં દુઃખ ભાગે એવા કાર્ય કરવાના આશયથી અર્જુન માટે વાપર્યો છે. ૩૨

**અથ ચેત્ત્વમિમં ધર્મ્યં સંગ્રામં ન કરિષ્યસિ ।**
**તતઃ સ્વધર્મં કીર્તિં ચ હિત્વા પાપમવાપ્સ્યસિ ॥૩૩॥**

અન્વયાર્થ—અથ = આમ છતાં, ચેત્ = જો, ત્વં = તું, ઇમં ધર્મ્યં સંગ્રામં = આ ધાર્મિક યુદ્ધ, ન કરિષ્યસિ = નહિ કરે, તતઃ = તો, સ્વધર્મં = સ્વધર્મને, ચ = અને, કીર્તિં = કીર્તિને, હિત્વા = ગુમાવીને, પાપં = પાપને, અવાપ્સ્યસિ = પામીશ. ૩૩

અનુવાદ—આમ છતાં હે અર્જુન! જો તું આ ધાર્મિક યુદ્ધ નહીં આદરે તો સ્વધર્મ તેમજ કીર્તિને ગુમાવીશ. તેમજ પાપને પામીશ. ૩૩

કૃષ્ણપ્રિયા—" સ્વધર્મં કીર્તિં ચ હિત્વા પાપમવાપ્સ્યસિ "—કોઈ પણ વ્યક્તિ પોતાના કર્તવ્યનો ત્યાગ કરે તો તેને ત્રણ દોષ લાગે છે એવી સ્પષ્ટતા કરતાં ભગવાન કહે છે કે અર્જુન! યુદ્ધનો ત્યાગ કરવાથી ક્ષાત્રધર્મનો ત્યાગ એક પ્રથમ દોષ લાગશે. તદુપરાંત " કાયર " છું એવી કાયમની અપકીર્તિ લાધશે. એ બે દોષ કરતાં ત્રીજો મહાન દોષ " પાપ " લાગશે. કારણ કે ખલ પુરુષો જીવશે, જગતને સતાવશે. તેમને તું સમર્થ છતાં નહીં દૂર કરે તેનો દોષ તને લાગશે. ૩૩

## અકીર્તિં ચાપિ ભૂતાનિ કથયિષ્યન્તિ તેઽવ્યયામ્ ।
## સંભાવિતસ્ય ચાકીર્તિર્મરણાદતિરિચ્યતે ॥ ૩૪ ॥

અન્વયાર્થ—ચ = વળી, ભૂતાનિ = સામાન્યજનો, તે = તારી, અવ્યયામ્ = કાયમ માટેની, અકીર્તિં = અપકીર્તિને, અપિ = પણ, કથયિષ્યન્તિ = ગાશે, ચ = નિશ્ચય છે કે, સંભાવિતસ્ય = પ્રતિષ્ઠિત મનુષ્યને, અકીર્તિઃ= અપકીર્તિ, મરણાત્ = મરણ કરતાં, અતિરિચ્યતે = વધુ દુઃખકર્તા છે ૩૪

અનુવાદ—વળી સામાન્ય જન તારી કાયમ માટે અપકીર્તિને પણ ગાશે એ નિશ્ચિત છે કે પ્રતિષ્ઠિત મનુષ્યને અપકીર્તિ મરણ કરતાં પણ વધુ દુઃખકર્તા છે. ૩૪

કૃષ્ણપ્રિયા—" કદાચ અર્જુન કે અન્ય એમ માને કે " પાપ "ને તમે મોટો દોષ માનો છો ને! ભલે માનો. તેનાથી પરલોકનો નાશ થવાનો છે તેથી તેનો ભય શો? તેના ઉત્તરમાં શ્લોક કહ્યો કે—

અકીર્તિં ચાપિ—હે અર્જુન અપકીર્તિ ગાનાર જો સમાન કક્ષાના હોય કે આપણાથી મહાન હોય તો શરમ ઓછી આવશે પરંતુ ' ભૂતાનિ ' દુનિયામાં તદ્દન ' કાયર ' મનાતા કાયમની અપકીર્તિ ગાશે અર્જુન કહે કે ભલેને ગાય શું ચિંતા છે, તો ઉત્તર આપે છે કે—

' સંભાવિતસ્ય ચાકીર્તિઃ ' વિશ્વમાં કોઈ પણ ક્ષેત્રમાં પ્રતિષ્ઠિત થયા બાદ કલંકિત થવુ તે કરતાં મરણ વધુ શ્રેષ્ઠ છે, એમ ભગવાને કહ્યું. અને વધુમાં

કહ્યું કે અર્જુન ! અપકીર્તિ આવ્યા પછી તેની વ્યથા સમજાય છે. આજે નહીં સમજાય. ૩૪

**ભયાદ્રણાદુપરતં મંસ્યન્તે ત્વાં મહારથાઃ ।**
**યેષાં ચ ત્વં બહુમતો ભૂત્વા યાસ્યસિ લાઘવમ્ ॥૩૫॥**

અન્વયાર્થ—મહારથાઃ = મહારથીઓ, ત્વાં = તને, ભયાત્ = ભયને લીધે, રણાત્ = રણમાંથી, ઉપરતં = ખસી ગયેલ, મંસ્યન્તે = માનશે, ચ = અને, યેષાં = જેઓમાં, ત્વં = તું, બહુમતઃ ભૂત્વા = બહુમાન્ય થયો છે, તેઓમાં તું લાઘવં યાસ્યસિ = હલકો પડીશ. ૩૫

અનુવાદ—મહારથીઓ તને યુદ્ધમાંથી ભયભીત થઈ ખસી ગએલ માનશે. વળી જેઓમાં તું બહુમાન્ય બન્યો છું, તેઓમાં પણ તું હલકો પડીશ. ૩૫

કૃષ્ણપ્રિયા—અર્જુન વિચક્ષણ હતો. તેને મનમાં વિચાર્યું, 'તુચ્છ' માનવ અપકીર્તિ ગાય તેની દરકાર શી. તેમના શબ્દોથી જગતમાં હિંમત નથી હોતી. સમાજમાં તેમને કોઈ જાણતું નથી. તુચ્છનો નિંદક સ્વભાવ છે પછી ગભરાવા જેવું નથી ત્યારે ભગવાને કહ્યું કે અર્જુન !—

'મંસ્યન્તે ત્વાં મહારથાઃ' મહારથી ગણાતા વીરો એમ જ કહેશે કે કર્ણની સામે ટકવાની તાકાત ન હતી તેથી સાધુતાનો ડોળ કરી સંગ્રામનો ત્યાગ કર્યો. ખરે આ અપવાદ અસહ્ય ગણાશે. તદુપરાંત—

'યેષાં ચ ત્વં બહુમતઃ'—એક વાર તું તારા સ્વજનોમાં–કુટુંબીઓમાં ખૂબ સન્માન મેળવી ચૂક્યો છું તેમાં પણ ઊતરી પડીશ. ૩૫

**અવાચ્યવાદાંશ્ચ બહૂન્વદિષ્યન્તિ તવાહિતાઃ ।**
**નિન્દન્તસ્તવ સામર્થ્યં તતો દુઃખતરં નુ કિમ્ ॥૩૬॥**

અન્વયાર્થ—ચ = અને, તવ = તારા, અહિતાઃ = શત્રુઓ, તવ = તારા, સામર્થ્યં નિન્દન્તઃ = બળની નિંદા કરતા કરતા, બહૂન્ = ઘણાં, અવાચ્યવાદાન્ = ન બોલવા જેવાં વચનો, વદિષ્યન્તિ = બોલશે, તતઃ = તેથી, દુઃખતરં નુ કિમ્ = વધારે દુઃખ શું ? ૩૬

અનુવાદ – વળી તારા શત્રુઓ તારા બળની નિંદા કરતાં કરતાં ન બોલવા જેવાં વચનો બોલશે, તેથી વધારે તારે માટે દુઃખદાયક શું હશે. ૩૬

કૃષ્ણપ્રિયા—વદિષ્યન્તિ તવાહિતાઃ-કેવલ કુટુંબીજનોમાં જ તું ઊતરી પડીશ એટલું જ નહીં પરંતુ સદા તારાં છિદ્રોને શોધતા તારા શત્રુઓ પણ તારી અનેક પ્રકારે નિન્દા કરશે તે આજે તને નહીં સમજાય પરંતુ જ્યારે તું સાંભળીશ ત્યારે તને ખ્યાલ આવશે. એ વખતનું દુઃખ અસહ્ય હશે. ૩૬

**હતો વા પ્રાપ્સ્યસિ સ્વર્ગં જિત્વા વા ભોક્ષ્યસે મહીમ્ ।**
**તસ્માદુત્તિષ્ઠ કૌંતેય યુદ્ધાય કૃતનિશ્ચયઃ ॥ ૩૭ ॥**

અન્વયાર્થ—વા = અગર જો યુદ્ધ કરતાં, હતઃ = તું હણાયો તો, સ્વર્ગં = સ્વર્ગને, પ્રાપ્સ્યસિ = પામીશ, વા = અથવા, જિત્વા = તું જીત્યો તો, મહીમ્ = પૃથ્વીને, ભોક્ષ્યસે = ભોગવીશ, તસ્માત્ = માટે, કૌન્તેય = હે અર્જુન ! યુદ્ધાય = યુદ્ધ કરવાના, કૃતનિશ્ચયઃ = નિશ્ચયવાળો થઈ, ઉત્તિષ્ઠ = ઊભો થા. ૩૭

અનુવાદ—અગર જો યુદ્ધ કરતાં તું હણાશે તો સ્વર્ગને પામીશ, અને જો તું વિજેતા થઈશ તો પૃથ્વીને ભોગવીશ. માટે કૌન્તેય ! યુદ્ધ માટે નિશ્ચયવાળો બની ઊભો થઈ જા. ૩૭

કૃષ્ણપ્રિયા—'હતો વા પ્રાપ્યસિ સ્વર્ગમ્'—મરણદુઃખ અને અપકીર્તિ એ બન્નેમાં અપકીર્તિ સહ્ય નથી. જે જીવન પર્યન્ત મરેલાં જેવાં જ રાખશે, તેના કરતાં યુદ્ધ કરવુ વધુ ઉત્તમ છે. તેમાં દેહ છૂટવાથી સ્વર્ગ મળશે. યુદ્ધમાં વિજયી થતાં પૃથ્વીનું સામ્રાજ્ય અને પ્રતિષ્ઠા મળશે. વળી સ્વધર્મરક્ષા થશે.

'તસ્માદુ ત્તિષ્ઠ કૌંતેય'—હે અર્જુન યુદ્ધ માટે સજ્જ થા. તું 'કૌંતેય' છું. કુન્તી માતાએ પતિના અભાવમાં તમને વીર વિચક્ષણ અને શીલસમ્પન્ન બનાવ્યા છે તે માતાની કૂખ અને કીર્તિ ના લાજે તે માટે યુદ્ધના નિશ્ચય ઉપર આવી જા. ૩૭

**સુખદુઃખે સમે કૃત્વા લાભાલાભૌ જયાજયૌ ।**
**તતો યુદ્ધાય યુજ્યસ્વ નૈવં પાપમવાપ્સ્યસિ ॥ ૩૮ ॥**

અન્વયાર્થ—સુખ-દુઃખે = સુખ અને દુઃખ, લાભ-અલાભૌ = લાભ અને હાનિ, જય-અજ્યૌ = જય અને પરાજયને, સમે કૃત્વા = સમાન ગણી, તતઃ = પાછી, યુદ્ધાય = યુદ્ધ કરવા માટે, યુજ્યસ્વ = તું જોડાઈ જા; એવં = એ પ્રમાણે કરવાથી, પાપમ્ = પાપને, ન અવાપ્સ્યસિ = તું પામીશ નહિ. ૩૮

અનુવાદ—સુખ અને દુઃખ, લાભ અને હાની, જય અને પરાજય બન્નેને સમાન ગણી પછી યુદ્ધ માટે તું જોડાઈ જા. એ પ્રમાણે કરવાથી તું પાપને પામીશ નહીં. ૩૮

કૃષ્ણપ્રિયા—'સુખદુઃખે સમે કૃત્વા' સુખ અને દુઃખ બન્ને ક્ષણિક છે, બન્ને અનિવાર્ય છે. બન્ને આવશે અને જશે. તે સમયે સમતોલ થવું. સુખ આવે છલકાવું નહીં, દુઃખ આવે સુકાવું નહીં. સુખ જતાં રડવું નહીં, દુઃખ જતાં હસવું નહીં પરંતુ બન્ને સ્થિતિમાં સમતોલપણે રહેવું.

'લાભાલાભૌ' લાભ અને હાનિમાં પણ વિવેકી રહેવું. આત્મલાભ અને ભગવત્પ્રાપ્તિ વિના કોઈ મહાન લાભ નથી કીર્તિહાનિ, સમયહાનિ, કર્તવ્યહાનિ અને ભગવત્સેવાસ્મરણહાનિ વિના કોઈ મોટી હાનિ નથી.

'જયાજયૌ' જય અને પરાજય બન્નેમાં સમદૃષ્ટિથી રહેવું. યુદ્ધમાં પોતાની સંપૂર્ણ શક્તિ અને પ્રાણ સમર્પણ કરવાં એ જ વિજય છે અને યુદ્ધથી વિમુખ થવું એ જ પરાજય છે.

'નૈવં પાપમવાપ્સ્યસિ'—અર્જુન ! ઉપરની સમજ પ્રમાણે યુદ્ધ કર, પાપ નહીં લાગે. ૩૮

**એષા તેડભિહિતા સાંખ્યે બુદ્ધિર્યોગે ત્વિમાં શૃણુ ।**
**બુદ્ધ્યા યુક્તો યયા પાર્થ કર્મબન્ધં પ્રહાસ્યસિ ॥૩૯॥**

અન્વયાર્થ—તે એષા બુદ્ધિઃ સાંખ્યે અભિહિતા = મેં તને આ મન્તવ્ય, સાંખ્યયોગનું સમજાવ્યું, તુ = હવે, યોગે = કર્મયોગ વિષેનું, ઇમમ્ = આ જ્ઞાન, શૃણુ = સાંભળ, યયા બુદ્ધ્યા યુક્તઃ = જે જ્ઞાનનો આશ્રય લેવાથી, પાર્થ = હે પાર્થ, કર્મબન્ધં = કર્મના બંધનને, પ્રહાસ્યસિ = સંપૂર્ણપણે નાશ કરીશ. ૩૯

અનુવાદ—હે પાર્થ મેં તને આ જ્ઞાનમાર્ગનું મન્તવ્ય સમજાવ્યું. હવે કર્મયોગનું મન્તવ્ય કહું છું તે સાંભળ. જે જ્ઞાનનો આશ્રય લેવાથી કર્મના બંધનનો સંપૂર્ણપણે નાશ કરીશ.

કૃષ્ણપ્રિયા—'એષા તેડભિહિતા સાંખ્યે'—આ પ્રમાણે ભગવાને અગીઆરમા શ્લોકથી આરંભી ૩૮મા શ્લોક સુધી 'સાંખ્યબુદ્ધિ' વર્ણવી. આત્મા અને દેહનો વિવેક જેમાં સમજાવાય તે સાંખ્યશાસ્ત્ર છે. આત્મા નિત્ય છે દેહ અનિત્ય છે, એ વિવેક તત્ત્વજ્ઞાનની રીતે સમજાવી ભગવાનને કહ્યું અર્જુન !

યુદ્ધ કરવામાં દોષ નથી. છતાં તને જો જ્ઞાનની દૃષ્ટિએ સંતોષ ન થાય તો કર્મયોગની રીતે પણ તને સમજાવું એમ કહી આરંભ કર્યો કે—

'યોગે ત્વિમાં શૃણુ'–કર્મયોગમા શું મન્તવ્ય છે તે પણ કહું છું હે પાર્થ ! કર્મયોગની નિષ્ઠા પણ સમજીશ તો તને તે દૃષ્ટિએ પણ કર્મબન્ધ લાગશે નહીં કારણકે કર્મયોગમાં સર્વકર્મ ભગવત્પ્રીત્યર્થ થાય છે તેમજ ફલાશા વિના થાય છે ૩૯

## નેહાભિક્રમનાશોઽસ્તિ પ્રત્યવાયો ન વિદ્યતે ।
## સ્વલ્પમપ્યસ્ય ધર્મસ્ય ત્રાયતે મહતો ભયાત્ ॥૪૦॥

**અન્વયાર્થ**—ઇહ = આ યોગમાં, અભિક્રમનાશઃ = આરંભેલ કર્મનો નાશ, ન અસ્તિ = નથી, પ્રત્યવાય = આરંભેલ અધૂરુ રહે તો દોષ, ન વિદ્યતે = નથી, અસ્ય ધર્મસ્ય = આ ધર્મનું, સ્વલ્પં અપિ = થોડું પણ આચરણ, મહતઃ ભયાત્ = મોટા ભયથી, ત્રાયતે = બચાવે છે ૪૦

**અનુવાદ**—આ યોગમાં આરંભેલ કર્મનો નાશ નથી, આરંભેલ અધૂરું રહી જાય તો દોષ નથી. આ ધર્મનુ અલ્પ પણ આચરણ મોટા ભયમાંથી મુક્ત કરે છે. ૪૦

**કૃષ્ણપ્રિયા**—'નેહાભિક્રમનાશોસ્તિ'–કર્મયોગમાં અનેક પ્રત્યવાય એટલે દોષો રહેલા છે જેમકે વિધિ પ્રમાણે ન થવાથી દોષ લાગે છે આરંભેલ કર્મ પૂર્ણ થતાં નથી તો બીજો દોષ લાગે છે, ઘણા શ્રમે અને લાંબા કાળે તે સાધ્ય છે ત્યાં સુધી શક્તિ અને શ્રદ્ધા ટકતા નથી આવી અનેક મુશ્કેલીઓ કર્મમાર્ગમા છે આવી કર્મમાર્ગની મુશ્કેલીના સમાધાન માટે કહ્યુ કે—

'નેહાભિક્રમનાશોસ્તિ' જે કર્મ ભગવદાજ્ઞાથી, ધર્મની આજ્ઞાથી અને ફલથી આશાથી, કે ફલના ત્યાગથી આરંભ્યુ હોય છે તેમાં કોઈ દોષ લાગતો નથી સત્કર્મનુ ફલ મળવાનુ છે તેથી ફલાશાને વાંધો આવતો નથી જે કર્મ ફલાશા ત્યજીને કર્યું છે તેના કર્મની અપૂર્ણતા જ રહેતી નથી તેને તો કેવલ કર્મ જ કરવાનુ છે ધર્મના આદેશથી કર્મ આરંભ્યુ છે તેને તો ધર્મપાલન જ પુણ્યકર્મ છે અને ભગવદાજ્ઞાથી કર્મ કરનારને તો કોઈ જ પ્રત્યવાય નથી

'સ્વલ્પમપ્યસ્ય ધર્મસ્ય' ધર્મવિમુખ થવા કરતાં તો અલ્પાંશમાં પણ આચરેલ સ્વધર્મ મોટા ભયમાંથી મુક્ત કરે છે ૪૦

## વ્યવસાયાત્મિકા બુદ્ધિરેકેહ કુરુનંદન ।
## બહુશાખા હ્યનંતાશ્ચ બુદ્ધયોઽવ્યવસાયિનામ્ ॥૪૧॥

અન્વયાર્થ—કુરુનંદન = હે અર્જુન ! ઇહ = આ માર્ગમાં, વ્યવસાયાત્મિકા = નિશ્ચયવાળી, બુદ્ધિઃ = બુદ્ધિ, એકા હિ =,એક જ હોય છે, અવ્યવસાયિનાં = નિશ્ચય વિનાઓની, બુદ્ધયઃ = બુદ્ધિઓ, બહુશાખાઃ = ઘણા પ્રકારની, ચ = અને, અનંતાઃ = અનંત હોય છે. ૪૧

અનુવાદ—હે અર્જુન ! આ ભક્તિમાર્ગમાં ભગવદાજ્ઞા પ્રમાણે ચાલવું એવી નિશ્ચયાત્મક બુદ્ધિ એક જ હોય છે. નિશ્ચય વિનાઓની બુદ્ધિઓ ઘણા પ્રકારની અને અનંત હોય છે. ૪૧

કૃષ્ણપ્રિયા—'કુરુનંદન ! '–ભગવાન આ શ્લોકમાં કુરુનંદન શબ્દથી સંબોધન કરે છે. કુરુરાજા પરમ ભગવદીય હતા. તેમના કુલમાં તારો જન્મ છે. તારા ચારિત્રથી તું કુલને આનંદ આપનાર છે. તેથી હે સુપુત્ર એક મહત્ત્વની વાત કહું છું–

'વ્યવસાયાત્મિકા બુદ્ધિઃ એકા' જ્ઞાનમાર્ગ અને કર્મમાર્ગ બન્નેમાં નિશ્ચયાત્મિકા એક બુદ્ધિ હોવી જોઈએ. એ નિશ્ચય શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે હોવો જોઈએ. શાસ્ત્રની આજ્ઞા ભગવાનની જ આજ્ઞા છે. ભગવાનની આજ્ઞા પ્રમાણે ચાલનાર અન્તર્મુખ હોય છે. તેને પ્રત્યેક પ્રકારે શાન્તિ હોય છે. જે વ્યક્તિ નિશ્ચય મતિવાળી નથી તે કેવી હોય છે તે ઉત્તરાર્દ્ધથી કહે છે—

'બહુશાખા અનન્તાશ્ચ'–ફલપ્રાપ્તિની આશાથી કર્મનું આચરણ કરનારની બુદ્ધિઓને અનેક શાખાઓ હોય છે, ફલસિદ્ધિ માટે જુદાં જુદાં અનુષ્ઠાનો, સાધનો, બતાવ્યાં હોય છે. મતિ તેમા મૂંઝાય છે, એક સાધન શરૂ કર્યું ફલ ન દેખાયું તો તે પડતું મૂકી બીજું આરંભશે આમ અનિશ્ચિત બુદ્ધિઓનો અંત નથી અને શાખાઓનો પણ અંત નથી. વળી કર્મના આચરણમાં કદી કંઈ દોષ થયો તો પ્રત્યવાય લાગશે. એના કરતાં નિષ્કામબુદ્ધિથી કે ભગવદ્દિચ્છાથી એક જ નિર્ણયવાળી મતિથી જ કાર્ય કરતાં પરમ સુખ પ્રાપ્ત થાય છે. ૪૧

**યામિમાં પુષ્પિતાં વાચં પ્રવદન્ત્યવિપશ્ચિતઃ ।**
**વેદવાદરતાઃ પાર્થ નાન્યદસ્તીતિ વાદિનઃ ॥ ૪૨ ॥**
**કામાત્માનઃ સ્વર્ગપરા જન્મકર્મફલપ્રદામ્ ।**
**ક્રિયાવિશેષબહુલાં ભોગૈશ્વર્યગતિં પ્રતિ ॥ ૪૩ ॥**

અન્વયાર્થ—પાર્થ–હે પાર્થ ! વેદવાદરતાઃ = વેદની ફળશ્રુતિમાં પ્રેમ

રાખનારા, કામાત્માનઃ = સકામ કર્મ કરનાર પુરુષો, સ્વર્ગ–પરાઃ = સ્વર્ગને જ પુરુષાર્થ માનનારા, અન્યત્ ન અસ્તિ ઇતિ વાદિનઃ = બીજી કાંઈ ઉત્તમ વસ્તુ છે જ નહિ એમ કહેનારા, અવિપશ્ચિતઃ = અવિવેકી પુરુષો, જન્મ–કર્મ–ફલ–પ્રદામ્ = જન્મ, કર્મ તથા ફળને આપનારી તેમજ, ભોગ–ઐશ્વર્ય-ગતિમ્ = ભોગ તેમજ ઐશ્વર્યની પ્રાપ્તિને, પ્રતિ = માટે, ક્રિયા-વિશેષ-બહુલાં= કર્મમાર્ગની અનેક પ્રકારની ક્રિયાઓનું વર્ણન કરનારા, ઈમામ્ = આ, યામ્= જે, પુષ્પિતાં = ફૂલ જેવી શોભતી, વાચમ્ = વાણીને, પ્રવદન્તિ = મુખ્યત્વે બોલ્યા કરે છે. ૪૨, ૪૩

અનુવાદ—હે અર્જુન! વેદે દર્શાવેલી ફલશ્રુતિમાં પ્રેમ રાખનારા, સકામ કર્મ કરનારા, સ્વર્ગને પરમ પુરુષાર્થ માનનારા, તે વિના અન્ય કાંઈ નથી એમ કહેનારા અવિવેકી પુરુષો છે તેઓ તો જન્મ, કર્મ અને ફલને આપનારી તેમજ ભોગ અને ઐશ્વર્યની પ્રાપ્તિ માટે કર્મમાર્ગની અનેક પ્રકારની ક્રિયાઓનું વર્ણન કરનારી ફલ વિનાના પુષ્પના જેવી રોચક વાણીને જ બોલ્યા કરે છે. ૪૨, ૪૩

કૃષ્ણપ્રિયા—હવે ત્રણ શ્લોકોથી નિશ્ચય વિનાની બુદ્ધિવાળાઓની શી પરિસ્થિતિ હોય છે તેનું નિરૂપણ કરે છે—

'યામિમાં પુષ્પિતાં વાચં'—હ્રદયના ભાવથી ભગવાન 'પાર્થ!' સંબોધનકપૂર્વક વાતની રજૂઆત કરે છે. યથાર્થ માર્ગે જાય તેને 'પાર્થ' કહેવાય. વિવિધ પ્રકારનાં સાધનોનું અનુષ્ઠાન અને વિવિધ પ્રકારના ફલની લાલસા એ યથાર્થ માર્ગ નથી; પરંતુ સર્વ કર્મ અને સર્વ ફળનું ભગવત્-સમર્પણ એ એક જ યથાર્થ માર્ગ છે એવું તાત્પર્ય 'યામિનાં પુષ્પિતાં વાચમ્' આ વાક્યથી કહે છે.

'પુષ્પિતાં વાચમ્' એટલે વૃક્ષ ઉપર ખૂબ જ પુષ્પો આવે એમ રમણીય લાગે પરંતુ ફળ કાંઈ ન દેખાય તેવી રીતે સકામ દૃષ્ટિથી જે 'વચનો' સાંભળવામાં આવે તે પણ એવાં જ રમણીય વાક્યો છે. તે વાક્યોને કહેનાર માટેનો અભિપ્રાય બતાવે છે–તેઓ પાંચ પ્રકારના મન્તવ્ય ધરાવે છે—

'વેદ–વાદરતાઃ'—તેઓ વેદનાં ફલવાચક વાક્યોમાં રસવાળા છે. ઉપરાંત અવિપશ્ચિતઃ' એટલે પૂર્ણ સમજણ વિનાના છે. 'નાન્યદસ્તિ ઇતિ વાદિનઃ' વળી સકામ કર્મ

ત્માનઃ' એટલે તેઓના ચિત્તનો ફલની આશાએ જ કબજો કર્યો છે-'સ્વર્ગપરાઃ' એટલે તેઓ સ્વર્ગને જ મોક્ષ માનનારા છે. તેનું પરિણામ શું આવે છે તે ઉત્તરાર્દ્ધથી કહ્યું.

'જન્મ-કર્મ-ફલ-પ્રદામ્'-તેઓ સતત ઉત્તમ જન્મ મળે, ઉત્તમ કર્મ મળે અને ઉત્તમ ફળ મળે એવી જ ઇચ્છાઓમાં રમે છે. તેમજ તેની સિદ્ધિ માટે પુષ્કળ શ્રમસાધ્ય, પુષ્કળ અર્થસાધ્ય તેમજ વિપુલ સમયસાધ્ય ક્રિયાઓમાં અટવાય છે ભોગ અને ઐશ્વર્ય એમનાં ધ્યેય બની જાય છે. તેની શી સ્થિતિ થશે તે નીચેના શ્લોકથી વર્ણવે છે—૪૨, ૪૩

## ભોગૈશ્વર્યપ્રસક્તાનાં તયાપહૃતચેતસામ્ ।
## વ્યવસાયાત્મિકા બુદ્ધિઃ સમાધૌ ન વિધીયતે ॥ ૪૪ ॥

અન્વયાર્થ—તયા = ફલશ્રુતિવાળી વાણીથી, અપહૃત-ચેતસામ્ = આકર્ષાએલ ચિત્તવાળા, અને ભોગ-ઐશ્વર્ય-પ્રસક્તાનામ્ = સુખભોગ અને ઐશ્વર્યમાં આસક્ત થએલાઓની, સમાધૌ = ભગવચ્ચિંતનમાં-સમાધિમાં, વ્યવસાયાત્મિકા = નિશ્ચયવાળી, બુદ્ધિઃ = બુદ્ધિ, ન વિધીયતે = થતી નથી. ૪૪

અનુવાદ—ફલશ્રુતિવાળી વાણીથી આકર્ષાએલા અને સુખ ભોગ અને સમૃદ્ધિમાં આસક્તિવાળાઓની ભગવચ્ચિંતનમાં નિશ્ચયવાળી મતિ થતી નથી. ૪૪

કૃષ્ણપ્રિયા—હવે ફલમાં આસક્ત થનારની મતિ સ્થિર થતી નથી એમ કહે છે—

'વ્યવસાયાત્મિકા બુદ્ધિઃ સમાધૌ ન વિધીયતે'—આ શ્લોકમાં 'સમાધિ' શબ્દનો એક અર્થ અન્તઃકરણ થાય છે. બીજો ચિત્તની એકાગ્રતા થાય છે. તેમજ ત્રીજો અર્થ ભગવચ્ચિંતન એવો થાય છે. બુદ્ધિ સ્થિર ન થવાનું કારણ સુખસમ્પત્તિની લાલસા છે; કારણ કે તેને મેળવ્યા પછીથી કીર્તિની કામના અને ભોગની કામનાઓ વધે છે અને ચિત્તની શાંતિ ઘટે છે. ૪૪

## ત્રૈગુણ્યવિષયા વેદા નિસ્ત્રૈગુણ્યો ભવાર્જુન ।
## નિર્દ્વન્દ્વો નિત્યસત્ત્વસ્થો નિર્યોગક્ષેમ આત્મવાન્ ॥૪૫॥

અન્વયાર્થ—વેદાઃ = કર્મફલવાચક વેદો, ત્રૈગુણ્ય વિષયાઃ = ત્રિગુણાત્મક વિષયવાળા છે, માટે અર્જુન = હે અર્જુન ! નિસ્ત્રૈગુણ્યઃ = ત્રણે ગુણોથી રહિત – નિર્ગુણ, નિર્દ્વન્દ્વઃ = દ્વન્દ્વો વિનાનો, નિત્ય-સત્ત્વસ્થ = નિત્ય ધૈર્યનિષ્ઠ,

નિર્યોગક્ષેમઃ = યોગક્ષેમથી રહિત, આત્મવાન્ = આત્મનિષ્ઠ, ભવ = થા. ૪૫

**અનુવાદ**—સકામ કર્મનું વિધાન કરનારા વેદો ત્રિગુણાત્મક ફળવાળા છે, માટે હે અર્જુન ! ત્રિગુણાતીત, સુખદુઃખ દ્વન્દ્વથી પર, નિત્યસત્વસ્થિતિવાળો, યોગક્ષેમની ચિંતાથી રહિત અને આત્મનિષ્ઠ બની જા. ૪૫

**કૃષ્ણપ્રિયા**—' ત્રૈગુણ્યવિષયાવેદાઃ ' સકામ કર્મનું પ્રતિપાદન કરનાર વેદવાક્યો ત્રિગુણાત્મક છે. તેઓ જીવના સ્વભાવ પ્રમાણે કર્મનું વિધાન કરે છે અને તે પ્રમાણે ફળનું પણ વિધાન કરે છે. પરંતુ હે અર્જુન ! તારે માટે તો તે યોગ્ય નથી. મને લાગે છે કે તું ગુણાતીત થા એ વધુ યોગ્ય છે.

' નિસ્ત્રૈગુણ્યો ભવ '—કર્મના ફળની આશા ન કરવી, અથવા ભગવાનની પ્રેરણાથી અને ભગવાનને અર્પણ કરવાની બુદ્ધિથી કર્મનુ આચરણ કરવું એ જ ગુણાતીત અવસ્થા છે.

' નિર્દ્વંદ્વો ભવ ' આવી ગુણાતીત સ્થિતિને સંભાળવા માટે સુખદુઃખ, રાગદ્વેષ, હાનિલાભનાં દ્વન્દ્વોથી પર થા.

' નિત્યસત્વસ્થઃ ' નિર્દ્વન્દ્વ થવા માટે ' નિત્યસત્વસ્થઃ ' નિત્ય સત્ત્વ ગુણવાળો થા રજોગુણ કે તમોગુણનો જેના ઉપર આવેશ ન હોય તેવા સત્ત્વ ગુણવાળા થવુ.

' નિર્યોગક્ષેમઃ ' યોગક્ષેમની ચિંતાથી પર થા. દાંત આપનાર જ ચાવણું આપે છે

' આત્મવાન્ ભવ ' મનોનિગ્રહવાળો થા આ શ્લોકમાં અર્જુનને ગુણાતીત, (૧) દ્વન્દ્વરહિત, (૨) નિત્ય સત્વવાળો, (૩) યોગક્ષેમની ચિંતાથી પર (૪) અને આત્મવાન્, (૫) થવાનુ વિધાન કર્યું છે. ૪૫

**યાવાનર્થ ઉદપાને સર્વતઃ સંપ્લુતોદકે ।**
**તાવાન્સર્વેષુ વેદેષુ બ્રાહ્મણસ્ય વિજાનતઃ ॥ ૪૬ ॥**

**અન્વયાર્થ**—ઉદપાને = નાના જળાશયમાં, યાવાન્ અર્થઃ = સ્નાનપાન વગેરે જેટલો અર્થ સરે છે, તાવાન્ = તેટલો અર્થ, સર્વતઃ – સંપ્લુતઉદકે = ચારે બાજુથી ભરેલા જળાશયમાં સરે છે. તે જ પ્રકારે, સર્વેષુ વેદેષુ = સઘળા વેદોમાં જે ફળ કહેલ છે તે સમસ્ત ફળ, વિજાનતઃ = બ્રહ્મસ્વરૂપને જાણનાર, બ્રાહ્મણસ્ય = બ્રહ્મનિષ્ઠને સિદ્ધ થાય છે, ૪૬

અનુવાદ—નાના જલાશયમાં સ્નાન, પાન વગેરે જેટલો અર્થ સરે છે તેટલો અર્થ ચારે બાજુથી ભરેલા મોટા જલાશયમાં સહેજે સરે છે. તે જ પ્રકારે સર્વ વેદોમાં જે કર્મફળો કહેલ છે તે સર્વ બ્રહ્મસ્વરૂપ જાણનાર બ્રહ્મનિષ્ઠને સિદ્ધ થાય છે. ૪૬

કૃષ્ણપ્રિયા—'યાવાનર્થઃ ઉદપાને'—અનેક નાના જલાશયમાં સ્નાન-પાન વગેરે જે જે કાર્ય સરે છે તે એક અગાધ સરોવરમાં સિદ્ધ થાય છે. તો પછી વધુ શ્રમસાધ્ય કાર્ય શું કામ કરવાં! અને અનેક જલાશયોમાં શું કામ જવું?

'તાવાન્ સર્વેષુ વેદેષુ બ્રાહ્મણસ્ય વિજાનતઃ' ઉપરના દૃષ્ટાન્તથી સમજાવે છે કે બ્રહ્મજ્ઞાન સમ્પાદન કરી લેવાથી સંપૂર્ણ આનંદની પ્રાપ્તિ થાય છે તો પછી પુષ્કળ શ્રમ કરી અનેક સકામ કર્મ કરી અલ્પ ફળ પાછળ શું કામ શક્તિનો વ્યય કરવો? ૪૬

કર્મણ્યેવાધિકારસ્તે મા ફલેષુ કદાચન ।
મા કર્મફલહેતુર્ભૂર્મા તે સંગોઽસ્ત્વકર્મણિ ॥ ૪૭ ॥

અન્વયાર્થ—હે અર્જુન! તે = તારો, કર્મણિ એવ = કર્મમાં જ, અધિકારઃ = અધિકાર છે, ફલેષુ = કર્મના ફળમાં, કદાચન મા = કોઈ વખત પણ કામના ન હો તેથી, કર્મ–ફલ–હેતુઃ = કર્મફળમાં નિમિત્ત, મા ભૂઃ = થઈશ નહિ તેમજ અકર્મણિ = કર્મ ન કરવામાં, તે સંગઃ = તારી પ્રીતિ, મા અસ્તુ = થાવ નહિ. ૪૭

અનુવાદ—હે અર્જુન! તારો કર્મમાં જ અધિકાર છે. તારી કર્મફળની કદાપિ કામના ન હો. તેથી કર્મફળમાં નિમિત્ત ન બનીશ. તેમજ કર્મ છોડી દેવામાં પણ તારી પ્રીતિ ન થાવ. ૪૭

કૃષ્ણપ્રિયા—ઉપરના શ્લોકમાં શ્રમસાધ્ય અને સકામ કર્મ કરવાની મના કરી ત્યારે અર્જુનના મનમાં થયું કે પછી ભગવાન મને કર્મ માટે શું કામ પ્રેરે છે? તેના ઉત્તર માટે આ શ્લોક આરંભ્યો કે—

'કર્મણ્યેવાધિકારઃ' અર્જુન! તારે કર્મ અનિવાર્ય છે. પરંતુ 'મા ફલેષુ' કર્મના ફળની આશા નથી કરવાની. મારી આજ્ઞાથી તારે કાર્ય કરવાનું છે ત્યાં તારે સ્વતંત્ર વિચાર નથી કરવાનો. વળી 'આ મારું અને તારું' એવી અહંમતિ હોય ત્યાં સુધી કર્મ કરવું જ રહ્યું. પણ ફલલાભની વાંછાથી

દૂર રહેવું.

'મા કર્મફલહેતુર્ભૂઃ' ફળના ઉદ્દેશથી કર્મ ન કરવું પરંતુ સ્વધર્મ સમજી કર્મ કરવું જેથી ફળના નિમિત્ત બનાતું નથી. જો ફળ સાથે મતલબ નથી તો કર્મ શા માટે કરવાં તેનો ઉત્તર આપ્યો કે—

'મા તે સંગોઽસ્ત્વકર્મણિ'–સ્વધર્મ પ્રમાણે જે કર્મ કરવાનાં હોય તેમાં ઉદાસીન ન થવું. ૪૭

**યોગસ્થઃ કુરુ કર્માણિ સંગં ત્યક્ત્વા ધનંજય ।**
**સિદ્ધ્યસિદ્ધ્યોઃ સમો ભૂત્વા સમત્વં યોગ ઉચ્યતે ॥૪૮॥**

**અન્વયાર્થ**—ધનંજય = હે ધનંજય, યોગસ્થઃ = ભગવત્પરાયણ થઈ, સંગં ત્યક્ત્વા = કર્તાપણાનું અભિમાન તથા ફળની ઇચ્છાનો ત્યાગ કરીને, સિદ્ધિ-અસિદ્ધ્યોઃ = સફળતા કે નિષ્ફળતામાં, સમઃ ભૂત્વા = સમભાવવાળો થઈ, કર્માણિ કુરુ = કર્મો કર, સમત્વં = સમભાવ એ જ, યોગઃ ઉચ્યતે = યોગ કહેવાય છે. ૪૮

**અનુવાદ**—હે ધનંજય! ભગવત્પરાણ બની, કર્મફળનો સંગ ત્યજી દઈ, સફળતા કે નિષ્ફળતામાં સમભાવવાળો થઈ કર્મનું આચરણ કર. સમભાવને જ યોગ કહ્યો છે. ૪૮

કૃષ્ણપ્રિયા—'કર્મના ફળમાં સંગ કરવો, કર્મમાં ઉદાસીન ન થવું' આવી બે બાબત કેમ બને? તેના ઉત્તરમા આ શ્લોક આપ્યો કે—

'યોગસ્થઃ કુરુ કર્માણિ'–હે ધનંજય! જરા ધ્યાનથી સાંભળ. એક તો તું મારી વિભૂતિ છું તેથો તું તેમ કરવા સમર્થ છું. વળી તું 'યોગસ્થ' બની જા. યોગસ્થ થવું એટલે ભગવત્પરાયણ થવું ભગવત્પરાયણે ભગવદાજ્ઞા જ પાળવાની હોય છે પરંતુ ફળ સામે જોવાનું હોતું નથી. વળી 'યોગસ્થ' થવું એટલે 'સમત્વ'બુદ્ધિવાળા થવું.' બુદ્ધિનુ સમતોલપણું કોને કહેવાય એનો ઉત્તર ઉત્તરાર્ધમાં આપ્યો કે—

'સિદ્ધ્યસિદ્ધ્યોઃ સમો ભૂત્વા'–સફળતા ને નિષ્ફળતા તરફ નજર ન કરવી એનું નામ 'સમત્વ' મનાય છે. અને એવી 'સમતુલા એ જ યોગ ગણાય છે. ૪૮

**દૂરેણ હ્યવરં કર્મ બુદ્ધિયોગાદ્ધનંજય ।**
**બુદ્ધૌ શરણમન્વિચ્છ કૃપણાઃ ફલહેતવઃ ॥ ૪૯ ॥**

અન્વયાર્થ—ધનંજય = હે ધનંજય, કર્મ = સકામ કર્મ, બુદ્ધિયોગાત્ = સમત્વ બુદ્ધિથી–નિષ્કામ કર્મ કરતાં અથવા ભાગવદર્પણ બુદ્ધિથી કરેલ કર્મ કરતાં, હિ = ખરેખર, દૂરેણ અવર = અતિ ન્યૂન યોગ્યતાવાળાં છે. માટે બુદ્ધૌ = સમત્વ બુદ્ધિનું અથવા બુદ્ધિ માટે ભગવાનનું, શરણં અનુ–ઇચ્છ= શરણ લે. ફલહેતવઃ = ફલની ઇચ્છાવાળા, કૃપણાઃ = અતિ દીન હોય છે. ૪૯

અનુવાદ—હે ધનંજય! સમત્વબુદ્ધિથી કે ભગવાનને સમર્પણ બુદ્ધિથી આચરેલ કર્મ, સકામ કર્મ કરતાં અત્યંત ન્યૂન યોગ્યતાવાળાં માન્યાં છે. માટે સમત્વ બુદ્ધિ માટે ભગવાનને શરણે જા. કારણ કે ફળની અભિલાષાવાળા અત્યંત દીન હોય છે. ૪૯

કૃષ્ણપ્રિયા—'દૂરેણ હ્યવરં કર્મ' સમત્વ બુદ્ધિથી કે ભગવન્નિષ્ઠ થઈ કર્મ કરવામાં આવે તે જ ઉત્તમ છે. તેવાં કર્મ સામે સકામ કર્મ તો અત્યંત તુચ્છ છે. પરંતુ 'સમત્વ'યોગ મેળવવા બુદ્ધિમાં ભગવાનને પધરાવવા જોઈએ આપોઆપ સમતોલપણું આવશે. હવે ફળની લાલસાવાળાની અવદશા સમજાવે છે—

'કૃપણાઃ ફલહેતવઃ'—ફલની લાલસા બુદ્ધિને ગરીબ બનાવી દે છે, મનમાં દુર્બળતા લાવે છે તેઓ ભગવાનમાં પ્રેમ નથી કરી શકતા. ભગવાનમાં પ્રેમ વિના સમબુદ્ધિ મળતી નથી. ૪૯

**બુદ્ધિયુક્તો જહાતીહ ઉભે સુકૃતદુષ્કૃતે ।**
**તસ્માદ્યોગાય યુજ્યસ્વ યોગઃ કર્મસુ કૌશલમ્ ॥૫૦॥**

અન્વયાર્થ—બુદ્ધિયુક્તઃ = સમત્વ બુદ્ધિવાળો મનુષ્ય, સુકૃત–દુષ્કૃતે = પુણ્ય અને પાપ, ઉભે = બન્નેને, ઇહ = આ લોકમાં–આ જન્મમાં, જહાતિ= છોડી દે છે, તસ્માત્ = તેથી, યોગાય = સમત્વ બુદ્ધિરૂપ યોગ માટે, યુજ્યસ્વ= મારી સાથે જોડાઈ જા, કર્મસુ = કર્મ કરવામાં, કૌશલમ્ = કૌશલ્ય–ચાતુર્ય, એ જ–યોગઃ = બુદ્ધિયોગ છે. ૫૦

અનુવાદ—હે અર્જુન! સમત્વ બુદ્ધિવાળો મનુષ્ય પુણ્ય અને પાપ બન્નેને આ લોકમાં છોડી દે છે. તેથી સમત્વ બુદ્ધિવાળા યોગ માટે તત્પર થા. કર્મમાં કુશળતા એનું જ નામ યોગ ૫૦

કૃષ્ણપ્રિયા—સમત્વબુદ્ધિ મેળવવાનો ફાયદો સમજાવે છે—

'બુદ્ધિયુક્તો જહાતીહ'—જ્યારે સમત્વબુદ્ધિ સિદ્ધ થાય છે ત્યારે તે

સુકૃત તો અવશ્ય કરે છે અને તેને સુકૃત કરવાનાં હોય છે જ, પરંતુ તે સ્વર્ગાદિ ફળની ભાવનાથી સુકૃત નથી કરતો. વળી બુદ્ધિયુક્ત બનનાર દુષ્કૃતનો પણ ત્યાગ કરે છે, માટે તેને બુદ્ધિયુક્ત થવું અનિવાર્ય છે એમ ઉત્તરાર્ધથી કહે છે—

'તસ્માદ્ યોગાય યુજ્યસ્વ'—સમત્વબુદ્ધિ માટે ભગવાન સાથે જોડાઈ જવું. તાત્પર્ય કે ભગવાન જે રીતે પ્રસન્ન થાય તે રીતનો પ્રયત્ન કરી પ્રભુનો યોગ સાધી તેમની કૃપાથી 'બુદ્ધિયોગ' મેળવવો.

'યોગઃ કર્મસુ કૌશલમ્'—'કર્માચરણમાં કુશલતા એનું જ નામ યોગ.' કુશલતાથી કર્મ કરતા રહેવું અને ફલ આવે તે ભગવાનને સોંપી દેવું એનું નામ કર્મકુશલતા. ૫૦

**કર્મજં બુદ્ધિયુક્તા હિ ફલં ત્યક્ત્વા મનીષિણઃ ।**
**જન્મબંધવિનિર્મુક્તાઃ પદં ગચ્છંત્યનામયમ્ ॥ ૫૧ ॥**

**અન્વયાર્થ**—હિ = કારણ કે, બુદ્ધિયુક્તાઃ = સમત્વ બુદ્ધિવાળા, મનીષિણઃ = જ્ઞાની પુરુષો, કર્મજં = કર્મથી ઉત્પન્ન થતા, ફલં = ફલનો, ત્યક્ત્વા = ત્યાગ કરીને, જન્મબંધ–વિનિર્મુક્તાઃ = જન્મરૂપ બંધનમાંથી મુક્ત થઈ, અનામયં = નિર્ભય એવા, પદં = ભગવત્પદને, ગચ્છન્તિ = પામે છે.

**અનુવાદ**—કારણ કે સમત્વબુદ્ધિવાળા જ્ઞાની પુરુષો કર્મથી ઉત્પન્ન થતા ફળનો ત્યાગ કરીને જન્મના બંધનમાંથી મુક્ત થઈ નિર્ભય પદને પામે છે ૫૧

**કૃષ્ણપ્રિયા**—સમત્વબુદ્ધિનું પ્રકરણ ચાલે છે. ઉપરના શ્લોકમાં 'યોગઃ કર્મસુ કૌશલમ્' ભગવાનને કર્મનું ફળ અર્પી દેવું એને કુશલતા કહી. આવા કુશલ પુરુષોને કેવી સિદ્ધિ મળે છે તે વર્ણવે છે—

'કર્મ જં બુદ્ધિયુક્તાઃ' સમબુદ્ધિવાળા વાસ્તવિક રીતે મનીષી પુરુષો છે. 'મનીષી' એટલે શાસ્ત્રના તત્ત્વને જાણનાર પુરુષો. તેઓ સમજે છે કે કર્મનું ફળ ભોગવનારને જન્મ–મૃત્યુની પરંપરા લાગુ પડે છે કારણકે કર્મનુ ફળ દેહપ્રાપ્તિ છે. પરંતુ નિષ્કામ કર્મ કરે છે અથવા ફળ ભગવાનને અર્પણ કરી દે છે તે તો અનામય પદને પામે છે. મુક્તિ અને ભગવત્પદપ્રાપ્તિને 'અનામય' પદ કહે છે. ૫૧

**યદા તે મોહકલિલં બુદ્ધિર્વ્યતિતરિષ્યતિ ।**
**તદા ગંતાસિ નિર્વેદં શ્રોતવ્યસ્ય શ્રુતસ્ય ચ ॥ ૫૨ ॥**

અન્વયાર્થ—યદા = જ્યારે, તે = તારી, બુદ્ધિઃ = બુદ્ધિ, મોહ-કલિલં = મોહરૂપી કાદવને, વ્યતિતરિષ્યતિ = સંપૂર્ણ રીતે તરી જશે, તદા = ત્યારે, શ્રોતવ્યસ્ય ચ શ્રુતસ્ય = સાંભળવા યોગ્ય અને સાંભળેલાં નાના પ્રકારનાં વેદ વાક્યોથી, નિર્વેદં = ઉપરામવૃત્તિ-ઉદાસીનભાવ, ગંતાસિ = પામીશ. ૫૨

અનુવાદ—તારી બુદ્ધિ મોહરૂપી કીચડને સંપૂર્ણ રીતે તરી જશે ત્યારે સાંભળવા યોગ્ય અને સાંભળેલાં નાનાં પ્રકારનાં વેદ-વાક્યોના શ્રવણમાં ઉદાસીનતા આવશે. ૫૨

કૃષ્ણપ્રિયા—'યદા તે મોહકલિલં' મોહ એટલે ઇષ્ટવિયોગ અને અનિષ્ટસંયોગથી ઉત્પન્ન થતા દુઃખના પરિણામે થનારી ચિત્તની અસ્વસ્થતા. ચિત્તની એ અસ્વસ્થ દશા મનુષ્યનાં સ્વરૂપધર્મ અને કર્તવ્યનો નાશ કરે છે. આ મોહના કીચડને સમત્વબુદ્ધિથી તરી જવાય છે કારણ કે ફળની ઇચ્છા નથી રહેતી એટલે મોહને અવસર જ ન રહ્યો. વળી સકામ ભાવના ન રહી તો તે અંગેનાં સાહિત્યને સાંભળવાની વૃત્તિ પણ નહીં થવાની. તેમજ જે વાક્યો સાંભળ્યાં છે તેનો અમલ કરવાનો વિચાર પણ થશે નહીં એ જ મોટો લાભ છે ૫૨

## શ્રુતિવિપ્રતિપન્ના તે યદા સ્થાસ્યતિ નિશ્ચલા ।
## સમાધાવચલા બુદ્ધિસ્તદા યોગમવાપ્સ્યસિ ॥ ૫૩ ॥

અન્વયાર્થ—શ્રુતિવિપ્રતિપન્ના = વેદનાં અનેક પ્રકારનાં વાક્યો સાંભળી દ્વિધામાં પડેલી, તે = તારી, બુદ્ધિઃ = બુદ્ધિ, યદા = જ્યારે, નિશ્ચલા = સંશય રહિત થઈને, સમાધૌ = ભગવત્સ્વરૂપમાં, અચલા = સ્થિર, સ્થાસ્યતિ = રહેશે, તદા = ત્યારે, યોગં=સમત્વ બુદ્ધિયોગને, અવાપ્સ્યસિ–તું પામીશ. ૫૩

અનુવાદ—વેદોનાં વિવિધ પ્રકારનાં વાક્યોના શ્રવણથી સંશયમાં પડેલી તારી મતિ જ્યારે સંશય વિનાની ભગવાનના સ્વરૂપમાં સ્થિર થશે ત્યારે સમત્વબુદ્ધિયોગને તું પામીશ. ૫૩

કૃષ્ણપ્રિયા—'શ્રુતિવિપ્રતિપન્ના તે યદા સ્થાસ્યતિ નિશ્ચલા'—વેદોમાં અનેક પ્રકારનાં વાક્યો છે. એનો વિરોધ ન આવે એવી રીતે સમન્વય કરી અર્થ કરવો કઠિન છે. તેમજ અનેક પ્રકારનાં ફળ દર્શાવનાર વાક્યોને સાંભળવાથી પણ બુદ્ધિ અટવાય છે. કયું કર્મ વધારે મોટું ફળ આપે એવા વિચારોમાં તે પડી જાય છે અને નિર્ણય ઉપર નથી આવતી. આવી સ્થિતિમાં મુકાયેલી બુદ્ધિ 'શ્રુતિવિપ્રતિપન્ના' કહેવાય છે. તાત્પર્ય, જુદાં જુદાં ફળ-

દર્શક વચનો સાંભળી વિમાસણમાં પડેલી અને નિર્ણયે ન આવતી મતિ જ્યારે 'સમાધૌ' ભગવચ્ચિંતનમાં લાગે છે ત્યારે જ સમબુદ્ધિ અથવા સ્થિતપ્રજ્ઞ થવાય છે.

આ શ્લોકમાં દર્શાવેલા 'સમાધૌ' શબ્દના અનેક અર્થ થાય છે, સમાધિમાં એટલે આત્મામાં, ભગવચ્ચિતનમાં, બ્રહ્મદર્શનમાં સ્થિર થાય છે ત્યારે જ સ્થિતપ્રજ્ઞ થવાય છે. આ રીતે આ શ્લોકથી 'સ્થિતપ્રજ્ઞ'નાં લક્ષણ શરૂ થાય છે. ૫૩

સ્થિતપ્રજ્ઞ પ્રકરણના અઢાર શ્લોકો છે. એક એક શ્લોક એક એક અધ્યાયના તાત્પર્યનો સંગ્રાહક સૂત્રરૂપ છે અને અઢાર અધ્યાયોનાં તેમાં ભાષ્યો છે.

## સ્થિતપ્રજ્ઞનાં લક્ષણ

અર્જુન ઉવાચ

**સ્થિતપ્રજ્ઞસ્ય કા ભાષા, સમાધિસ્થસ્ય કેશવ !**
**સ્થિતધીઃ કિં પ્રભાષેત, કિમાસીત વ્રજેત કિમ્ ॥૫૪॥**

અન્વયાર્થ—કેશવ = હે કેશવ ! સ્થિતપ્રજ્ઞસ્ય = સ્થિતપ્રજ્ઞનાં, ભાષા= વ્યાખ્યા, કા = શી ? સમાધિસ્થસ્ય = સમાધિમાં રહેલા સ્થિતપ્રજ્ઞની પણ શી ઓળખાણ ? સ્થિતધીઃ = સ્થિતપ્રજ્ઞ, કિં પ્રભાષેત = કેવી રીતે બોલે છે ? કિં આસીત = કેવી રીતે બેસે છે ? કિં વ્રજેત = કેવી રીતે ચાલે છે ? તે મને કહો. ૫૪

અનુવાદ—હે કેશવ ! સમાધિમાં રહેલા અને સમાધિમાં ન રહેલા સ્થિતપ્રજ્ઞનાં લક્ષણો શું ? તથા સ્થિતપ્રજ્ઞ કેવી રીતે બોલે છે ? કેવી રીતે બેસે છે ? કેવી રીતે ચાલે છે અર્થાત્ કેવી રીતે કર્મો કરે છે, તે કહો. ૫૪

કૃષ્ણપ્રિયા— પૂર્વના શ્લોકમાં જ 'સ્થિતપ્રજ્ઞ'નો પ્રસ્તાવ થયો છે. અર્જુનજી સ્થિતપ્રજ્ઞની ઓળખાણ, રીતભાત વગેરે સમજવા ચાહે છે તેથી આ શ્લોકમાં પાંચ પ્રશ્ન પૂછે છે—

'સ્થિતપ્રજ્ઞસ્ય કા ભાષા'—સ્થિતપ્રજ્ઞની ઓળખાણ શી ! ભાષાનો અર્થ લક્ષણ, વ્યાખ્યા, ઓળખાણ, પરિચય વગેરે થાય છે. એનું તાત્પર્ય કે કેવાં લક્ષણથી તે ઓળખાય ? નિશ્ચલ બુદ્ધિવાળાને કેમ ઓળખવો ? (૧)

'સમાધિસ્થસ્ય કા ભાષા' તે સમાધિદશામાં હોય ત્યારે તેની કેવી પરિસ્થિતિ હોય છે? (૨)

'સ્થિત ધીઃ કિં પ્રભાષેત'—સમાધિમાંથી બહાર આવ્યા બાદ કેવી વાતો કરે અથવા નિશ્ચલ મતિવાળો કેવી વાતો કરે? (૩)

'કિમ્ આસીત?' તે સ્થિતપ્રજ્ઞ કેવી રીતે બેસે ઊઠે? (૪)

'વ્રજેત કિમ્?' તેમજ સ્થિતપ્રજ્ઞ કેવા વ્યવહાર કરે અને કેવી રીતે જીવે? (૫)

તાત્પર્ય—આમ જોતાં આ શ્લોકમાં પાંચ પ્રશ્ન છે. પરંતુ મુદ્દાની વાત એટલી જ છે કે એક સમાધિમાં રહેલ અને બીજો સમાધિમાંથી બહાર આવેલ એવા બે પ્રકારના સ્થિતપ્રજ્ઞ હોય છે. તો બન્ને સ્થિતિના સ્થિતપ્રજ્ઞની ઓળખાણ, વાણી, વર્તન અને જીવનવ્યવહાર કેવાં હોય છે? તેવા ચાર પ્રશ્નો થાય.

હવે અર્જુનના આ ચાર પ્રશ્નોના ભગવાન અનુક્રમે ઉત્તર આપે છે. તેમાં પ્રથમ સ્થિતપ્રજ્ઞનું લક્ષણ કહે છે—

ભગવાન ઉવાચ

**પ્રજહાતિ યદા કામાન્ સર્વાન્ પાર્થ મનોગતાન્ ।**
**આત્મન્યેવાત્મના તુષ્ટઃ સ્થિતપ્રજ્ઞસ્તદોચ્યતે ॥ ૫૫ ॥**

અન્વયાર્થ—પાર્થ = હે પાર્થ! યદા = જ્યારે, મનોગતાન્ = મનમાં રહેલા, સર્વાન્ = બધા, કામાન્ = અભિલાષોને–કામ સંકલ્પવિકલ્પોને, પ્રજહાતિ = સર્વથા ત્યજી દે છે અને, આત્મના = આત્મા વડે, આત્મનિ = આત્મામાં જ, તુષ્ટઃ = તૃપ્ત થાય છે, તદા = ત્યારે, તે સ્થિતપ્રજ્ઞઃ = સ્થિતપ્રજ્ઞ ઉચ્યતે = કહેવાય છે. ૫૫

અનુવાદ—હે પાર્થ! જ્યારે પુરુષ મનમાં રહેલી બધી ઇચ્છાઓને સર્વ રીતે છોડે છે અને આત્મામાં જ આત્મા વડે તૃપ્ત થાય છે, ત્યારે તે 'સ્થિતપ્રજ્ઞ' કહેવાય છે ૫૫

કૃષ્ણપ્રિયા—૫૪ મા શ્લોકમાં પૂછેલા પ્રશ્નોનો ક્રમવાર ઉત્તર આપવાનો આ શ્લોકથી આરંભ કરે છે. સ્થિતપ્રજ્ઞની ઓળખાણ શી હશે એ પ્રશ્નનો આમાં સ્પષ્ટ ઉલ્લેખ છે—

'પાર્થ'—અર્જુનજીને 'પાર્થ' સંબોધન કર્યું. ભક્તિ અને શીલ એ બે માતાનો વારસો છે. કુન્તીમાતાએ અર્જુનને આપ્યો છે. ભક્તિ–શીલ–

સમ્પન્ન પુરુષ જ ' મનોગત વાસનાઓને ત્યજી શકે છે.' ભગવાને શ્રદ્ધાપૂર્વક કહ્યું, અર્જુન તારે માટે ' વાસનાવિજય ' સહજ વસ્તુ છે, કારણ કે તું ' પાર્થ ' છું. હવે સાંભળ, સ્થિતપ્રજ્ઞ કોને કહેવાય અને સ્થિતપ્રજ્ઞ શી રીતે થવાય. સિદ્ધપુરુષમાં જે લક્ષણો હોય છે તે સાધકને સાધનો બને છે.

' પ્રજહાતિ '–સ્થિતપ્રજ્ઞનાં મુખ્ય બે લક્ષણ એ છે કે જ્યારે તે હૃદયમાં રહેલ સમસ્ત ઇચ્છાઓનો સંપૂર્ણ રીતે ત્યાગ કરે છે ત્યારે તે સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. ઇચ્છાઓનું મનમાં રટણ થયા કરે એટલે બુદ્ધિ સ્થિર થાય નહીં, ઇચ્છા પ્રમાણે ક્રિયાઓ ચાલ્યા કરે અને ઇષ્ટ-અનિષ્ટ ફળ ભોગવી તે દુઃખી થયા કરે. તેથી તેને પ્રથમ ઇચ્છાઓનું સર્વથા નિવારણ કરવું ત્યારબાદ તેણે—

આત્મન્યેવાત્મના તુષ્ટ થવું. એ તેનું બીજું કર્તવ્ય છે. પરમાત્મામાં પોતાના મનને પરોવવું કે પરબ્રહ્મમાં પોતાના મનને પરોવવું ત્યાંથી જ પરમાનંદ મળશે. આ ભૂમિકા જેમાં દેખાય તેને સ્થિતપ્રજ્ઞ કહેવાય. અને સ્થિતપ્રજ્ઞ થવું હોય તેને ' ઇચ્છાઓનો ત્યાગ ' અને ' ભગવાનમાં મનોનિવેશ ' આ બે સ્થિતિ મેળવવી. ૫૫

**દુઃખેષ્વનુદ્વિગ્નમનાઃ સુખેષુ વિગતસ્પૃહઃ ।**
**વીતરાગભયક્રોધઃ સ્થિતધીર્મુનિરુચ્યતે ॥ ૫૬ ॥**

**અન્વયાર્થ**—દુઃખેષુ = દુઃખોમાં, અનુદ્વિગ્નમનાઃ = ઉદ્વેગ વગરનો–સ્વસ્થ મનવાળો, સુખેષુ = સુખોમાં, વિગતસ્પૃહઃ = સ્પૃહા વગરનો, વીતરાગ–ભય–ક્રોધઃ = રાગ, ભય અને ક્રોધ એ ત્રણેથી સર્વથા રહિત એવો, મુનિઃ = મનનશીલ પુરુષ, સ્થિતધીઃ = સ્થિતપ્રજ્ઞ, ઉચ્યતે = કહેવાય છે. ૫૬

**અનુવાદ**—દુઃખોમાં જે સ્વસ્થ મનવાળો, સુખોમાં સ્પૃહા વિનાનો અને રાગ, ભય અને ક્રોધથી સર્વથા રહિત એવો મનનશીલ પુરુષ સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. ૫૬

**કૃષ્ણપ્રિયા**—આ ૫૬મા શ્લોકમાં ' સ્થિતપ્રજ્ઞ 'નું પુનઃ લક્ષણ અથવા સ્વરૂપ કહે છે. સ્થિતપ્રજ્ઞમાં ચાર લક્ષણો જોવામાં આવે છે તે ચાર ચરણમાં કહે છે. તેનું પ્રથમ લક્ષણ પ્રથમ પાદમાં છે કે—

' દુઃખેષ્વનુદ્વિગ્નમનાઃ '—શારીરિક, માનસિક, આર્થિક વગેરે જે દુઃખો આવે તેને પ્રભુપ્રસાદી સમજીને વેઠે પણ મનને અકળાવા ન દે. આ પ્રથમ લક્ષણ છે.

'સુખેષુ વિગતસ્પૃહઃ'—ન હોય તે સુખો કે સુખોની સામગ્રી મેળવવાની કદી ઇચ્છા ન કરે અને જે સુખસામગ્રી હોય તેને ભોગવવાની વૃત્તિ ન કરે. આ બીજું લક્ષણ છે.

'વીતરાગભયક્રોધઃ'—વળી તે 'વીતરાગ' બને. એટલે રાગ, ભય અને ક્રોધથી મુક્ત થઈ જાય. દુઃખ દૂર કરવાની અને સુખ મેળવવાની ઇચ્છાનું નામ રાગ. સુખસમ્પત્તિ–સ્વજન ચાલ્યાં જવાની ચિંતાનું નામ ભય. ઇચ્છાની આડે આવનાર કે ઇચ્છાથી વિરુદ્ધ ચાલનાર ઉપર ગુસ્સો તે ક્રોધ. આ ત્રીજું લક્ષણ.

'મુનિઃ'—નિરંતર મનનશીલ રહે, યોગ્યાયોગ્યનો પૂર્ણ વિચાર કરીને જ વર્તન કરે. આ ચોથું લક્ષણ છે. આવાં ચાર લક્ષણવાળો 'સ્થિતધીઃ' કહેવાય છે. ૫૬

## યઃ સર્વત્રાનભિસ્નેહસ્તત્તત્પ્રાપ્ય શુભાશુભમ્ ।
## નાભિનન્દતિ ન દ્વેષ્ટિ તસ્ય પ્રજ્ઞા પ્રતિષ્ઠિતા ॥૫૭॥

અન્વયાર્થ—યઃ = જે, સર્વત્ર = સર્વ સંસારમાં, અનભિસ્નેહઃ = મમત્વરહિત છે તેમજ, તત્–તત્ = તે તે, શુભ–અશુભમ્ = શુભ કે અશુભને, પ્રાપ્ય = પામીને, ન અભિનન્દતિ = પ્રશંસા કરતો નથી કે, ન દ્વેષ્ટિ = દ્વેષ કરતો નથી, તસ્ય = તેની, પ્રજ્ઞા = બુદ્ધિ, પ્રતિષ્ઠિતા = અતિશય સ્થિર છે. ૫૭

અનુવાદ—જે સંસારના પદાર્થોમાં મમતાથી રહિત છે તેમ જ શુભ કે અશુભ સ્થિતિને પામીને નથી હરખાતો કે નથી શોક કરતો તેની બુદ્ધિ અતિશય સ્થિર છે. ૫૭

કૃષ્ણપ્રિયા—૫૭મા શ્લોકમાં 'સ્થિતધીઃ કિં પ્રભાષેત' એ પ્રશ્નનો ઉત્તર આપે છે તેની તે ત્રણ કક્ષાઓ બતાવી છે ત્રણ ચરણોમાં ક્રમે કરીને આવરી.

'યઃ સર્વત્રાનભિસ્નેહઃ'—ભગવચ્ચરણ વિના કોઈ પણ પદાર્થમાં જરા પણ પ્રીતિ વિનાનો, વળી ભગવદીય જનમા ભગવત્પ્રીતિ માટે જ પ્રીતિ કરનારો.

'તત્તત્પ્રાપ્ય શુભાશુભમ્ નાભિનન્દતિ'—શુભ આવે તો અત્યંત હર્ષમાં આવી જઈ પ્રશંસા ન કરવા લાગે આવતાં સુખને અત્યંત આદર કરવા ન લાગે.

'ન દ્વેષ્ટિ'—અશુભ કે અનિષ્ટ કોઈ પ્રસંગ કે પદાર્થ આવી પડે તો ન રડે, ન નીંદે કે અકળાય આ તેની વાણીથી સમજાય. તે એટલું જ બોલે કે ભગવદિચ્છા અથવા ભગવત્પ્રસાદ. ૫૭

યદા સંહરતે ચાયં કૂર્મોઽઙ્ગાનીવ સર્વશઃ ।
ઇન્દ્રિયાણીન્દ્રિયાર્થેભ્યસ્તસ્ય પ્રજ્ઞા પ્રતિષ્ઠિતા ॥ ૫૮ ॥

અન્વયાર્થ—ચ = અને વળી, કૂર્મઃ = કાચબો, અંગાનિ ઇવ = જેમ પોતાનાં અંગોને, સંહરતે = સંકેલે છે, તેમ અયમ્ = આ સ્થિતપ્રજ્ઞ પુરુષ, યદા—જ્યારે, સર્વશઃ = સર્વબાજુથી, ઇન્દ્રિયાણિ = ઇન્દ્રિયોને. ઇન્દ્રિયાર્થેભ્યઃ = ઇન્દ્રિયોના વિષયોમાંથી, સંહરતે = પાછી વાળી લે છે, (ત્યારે) તસ્ય = તેની, પ્રજ્ઞા = બુદ્ધિ, પ્રતિષ્ઠિતા = સંપૂર્ણ સ્થિર થઈ જાણવી. ૫૮

અનુવાદ—જેમ કાચબો પોતાનાં અંગોને ચારે બાજુથી સંકોચી લે છે તેમ આ સ્થિતપ્રજ્ઞ પુરુષ જ્યારે પોતાની સર્વ ઇન્દ્રિયોને સર્વ વિષયોમાંથી પાછી સમેટી લે છે ત્યારે તેની બુદ્ધિ સ્થિર રહે છે એમ જાણવું. ૫૮

કૃષ્ણપ્રિયા—હવે 'કિમાસીત' પ્રશ્નનો પ્રત્યુત્તર શરૂ થાય છે—

'યદા સંહરતે ચાયમ્'—સ્થિતપ્રજ્ઞ શી રીતે થવું અને સ્થિતપ્રજ્ઞે શી રીતે રહેવું એ બન્ને બાબતો આ શ્લોકમાં સમજાવે છે. કાચબો હાથપગ તેની પીઠ નીચે બહાર રાખે છે. જરા પણ ભય લાગતાં જલદી ઢાલ નીચે લઈ લે છે.

મનુષ્યે પણ એ વાત ખૂબ ધ્યાનમાં લેવી. ઢાલ જેવું ભગવાનનું ચરણ છે તેમાં પ્રત્યેક ઇન્દ્રિયોને સંતાડી દેવી. જરા પણ વિષય તરફ એકાદ ઇન્દ્રિય વળી તો ભય પેદા થશે જ. ભગવત્સ્વરૂપ અભય છે, ત્યાં સેવામાં રાખી મૂકવાથી સર્વથા નિર્ભય થવાશે. જો તે આ પ્રકારે ઇન્દ્રિયોને ઈશ્વરમાં વાળશે તો જ તેની 'મતિ સ્થિર રહેશે.' ૫૮

વિષયા વિનિવર્તન્તે નિરાહારસ્ય દેહિનઃ ।
રસવર્જં રસોઽપ્યસ્ય પરં દૃષ્ટ્વા નિવર્તતે ॥ ૫૯ ॥

અન્વયાર્થ—નિરાહારસ્ય = ઉપવાસ કરનાર, દેહિનઃ = મનુષ્યના, વિષયાઃ = સંસારના વિષયો, વિનિવર્તન્તે = નિવૃત્ત થઈ જાય છે પરંતુ રસવર્જમ્ = વિષયભોગ વૃત્તિ જતી નથી, પરંતુ પરં દૃષ્ટ્વા = પરમાત્માનો સાક્ષાત્કાર થવાથી, અસ્ય = ઉપવાસીની, રસઃ = વિષયભોગ માટેની આસક્તિ, અપિ = પણ, નિવર્તતે = નિવૃત્ત થાય છે. ૫૯

અનુવાદ—ઉપવાસ કરનાર પુરુષની વિષયભોગશક્તિ નષ્ટ

થવા છતાં, તેની વિષયોને ભોગવવાની વૃત્તિ નષ્ટ થતી નથી, પરંતુ પરમાત્માનો સાક્ષાત્કાર થવાથી આ ઉપવાસીની તે આસક્તિનો પણ લોપ થાય છે. ૫૯

કૃષ્ણપ્રિયા—ઉપરના શ્લોકમાં ઇન્દ્રિયોને ઈશ્વર તરફ વાળવાનું કહ્યું. ત્યારે એક વિચાર આવ્યો કે આપણે જો તેને વ્રતવાળી કે તપસ્વિની બનાવીએ અને તે માટે ઉપવાસ વગેરે સાધન કરીએ તો ચાલે કે કેમ? તેનો ઉત્તર આપ્યો—

'વિષયા વિનિવર્તન્તે નિરાહારસ્ય'—વાસનાઓ કેવલ ઇન્દ્રિયોમાં નથી હોતી. તેનું નિવાસસ્થાન 'મન' છે. ઉપવાસથી અશક્તિ આવે છે અને ભોગશક્તિ ક્ષીણ થાય છે. પરંતુ ભોગવૃત્તિ તો જતી નથી. જ્યારે દેહ શક્તિમાન થશે ત્યારે ઇચ્છા ક્રિયાવાળી બનશે જ. વળી કાયમ ઉપવાસાદિ વ્રત જ કરીએ તો અશક્તિને લીધે ભોગો નહીં ભોગવાય. પરંતુ ભોગરુચિ મનમાં રહ્યા જ કરશે, તો શું કરવું ત્યારે કહ્યું કે—

'રસોપ્યસ્ય પરં દૃષ્ટ્વા નિવર્તતે'—રસ એટલે આસક્તિ પણ 'રસરૂપ ભગવદ્દર્શનથી જ નિવૃત્ત થશે માટે 'રસો વૈ સઃ' ભગવાનમાં જ તન્મય થવું ૫૯

## યતતો હ્યપિ કૌન્તેય પુરુષસ્ય વિપશ્ચિતઃ ।
## ઇન્દ્રિયાણિ પ્રમાથીનિ હરન્તિ પ્રસભં મનઃ ॥ ૬૦ ॥

અન્વયાર્થ—કૌન્તેય = હે કૌન્તેય, યતતઃ = પ્રયત્ન કરનાર, વિપશ્ચિતઃ વિવેકી, પુરુષસ્ય = પુરુષના, અપિ = પણ, મનઃ = મનને, પ્રમાથીનિ = વલોવી નાખનારી, ઇન્દ્રિયાણિ = ઇન્દ્રિયો, પ્રસભમ્ = બલાત્કારે, હિ = જરૂર, હરન્તિ= લઈ જાય છે. ૬૦

અનુવાદ—હે કૌંતેય! પ્રયત્ન કરનાર વિવેકી પુરુષના પણ મનને વલોવી નાખનારી ઇન્દ્રિયો ખરેખર બલાત્કારે વિષયો તરફ ખેંચી જાય છે. ૬૦

કૃષ્ણપ્રિયા—ઉપરના શ્લોકમાં ઇન્દ્રિય-સંયમન કરવાનું કહ્યું. ભલે સાધક માટે તે ખરાબર હોય, સિદ્ધ માટે કે સંત માટે શી જરૂર છે તેનો ઉત્તર આપે છે કે—

'યતતો હ્યપિ કૌંતેય'—હે અર્જુન તારી! પાસે તો માતાનું પુણ્ય શીલ

બળ અને પ્રભુનું કૃપા બળ છે તેથી તારે તે સહજ છે પરંતુ સિદ્ધ પુરુષે પણ સાચવવાનું છે કારણ કે 'યતત વિપશ્ચિતઃ પુરુષસ્ય'—યત્નશીલ, વિદ્વાન અને વિવેકી એવી ત્રણ દશાવાળાએ પણ ગાફેલ નથી રહેવાનું. વિષયનો સ્વાદ ચાખેલી ઇન્દ્રિય પાછી ત્યાં જ દોરી જશે, કારણ કે તે ઘણી જ તોફાની છે. ૬૦

## તાનિ સર્વાણિ સંયમ્ય યુક્ત આસીત મત્પરઃ ।
## વશે હિ યસ્યેન્દ્રિયાણિ તસ્ય પ્રજ્ઞા પ્રતિષ્ઠિતા ॥ ૬૧ ॥

અન્વયાર્થ—તાનિ સર્વાણિ = તે સર્વ ઇન્દ્રિયોને, સંયમ્ય = વશ કરી, મત્પરઃ = મત્પરાયણ બની, યુક્તઃ = સમચિત્ત બનીને, આસીત = જીવન પર્યન્ત રહે હિ = કારણ કે, યસ્ય = જેની, ઇન્દ્રિયાણિ = ઇન્દ્રિયો, વશે=સ્વાધીન છે, તસ્ય = તેની, પ્રજ્ઞા = બુદ્ધિ, પ્રતિષ્ઠિતા = અત્યંત સ્થિર જાણવી ૬૧

અનુવાદ—સર્વ ઇન્દ્રિયોને વશ કરી ભગવત્પરાયણ થઈ સમચિત્ત બની જીવન પર્યન્ત રહે, કારણ કે જેની ઇન્દ્રિયો સ્વાધીન છે તેની પ્રજ્ઞા સંપૂર્ણ સ્થિર થાય છે. ૬૧

કૃષ્ણપ્રિયા—ઉપરના શ્લોકમાં ઇન્દ્રિયો 'ઉન્મત્ત' છે એમ કહ્યું તેથી તેનો સંયમ કરવો જ રહ્યો એવી સલાહ અને રાહ આ શ્લોકમાં આપ્યો છે

'તાનિ સર્વાણિ સંયમ્ય'—પ્રથમ તો તે ઇન્દ્રિયોનો વ્યવસ્થિત રીતે સર્વ સંયમ કરવો તે માટે યમ—નિયમનું પાલન કરવું નજર સામે આવતા વિષયોમાંથી તેને બચાવી લેવી તે માટે જે જે તપ જપ સાધન કરવાં પડે તે કરવાં તેમજ—

'યુક્ત આસીત મત્પરઃ'—સર્વથા ભગવત્પરાયણ થઈને રહેવું તાત્પર્ય કે તે ઇન્દ્રિયોને કેવલ આત્મચિંતનમાં કે ભગવત્સેવનમાં કે ભગવત્કાર્યમાં જ પરોવી રાખવી જેની ઇન્દ્રિયો તાબે હશે તેની જ 'પ્રજ્ઞા સ્થિર થશે' ૬૧

## ધ્યાયતો વિષયાન્પુંસઃ સંગસ્તેષૂપજાયતે ।
## સંગાત્ સંજાયતે કામઃ કામાત્ ક્રોધોઽભિજાયતે ॥ ૬૨ ॥
## ક્રોધાદ્ ભવતિ સંમોહઃ સંમોહાદ્ સ્મૃતિવિભ્રમઃ ।
## સ્મૃતિભ્રંશાત્ બુદ્ધિનાશો બુદ્ધિનાશાત્ પ્રણશ્યતિ ॥૬૩॥

અન્વયાર્થ—વિષયાન્ = વિષયોનું, ધ્યાયત = ચિંતન કરનાર, પુંસઃ = પુરુષને, તેષુ = તે વિષયોમાં, સંગ = આસક્તિ, ઉપજાયતે = ઉત્પન્ન થાય

છે સંગાત્ = આસક્તિમાંથી, કામ = કામના, સંજાયતે = ઉત્પન્ન થાય છે કામાત્ = કામનામાંથી, ક્રોધ = ક્રોધ, અભિજાયતે = જન્મે છે ક્રોધાત્ = ક્રોધમાંથી, સંમોહ = ગાઢ મોહ, ભવતિ = જન્મે છે, સંમોહાત્ = ગાઢ મોહ માંથી, સ્મૃતિ–વિભ્રમ = સ્મૃતિવિનાશ થાય છે સ્મૃતિ–ભ્રંશાત્ = સ્મૃતિ વિનાશમાંથી, બુદ્ધિનાશ = બુદ્ધિનાશ થાય છે અને બુદ્ધિનાશાત્ = બુદ્ધિના નાશથી, પ્રણશ્યતિ = સર્વ પ્રકારે મનુષ્ય નાશ પામે છે ૬૨, ૬૩

અનુવાદ—વિષયોનું ચિંતન કરનાર પુરુષને વિષયોમાં આસક્તિ ઉત્પન્ન થાય છે, આસક્તિમાંથી ઉત્કટ કામના ઊપજે છે, કામનામાંથી ક્રોધ જન્મે છે, ક્રોધમાંથી કાર્યાકાર્યનો અવિવેક અથવા મોહ જન્મે છે, પછી ગાઢ મોહમાંથી સ્મૃતિવિનાશ સર્જાય છે સ્મૃતિવિનાશમાંથી બુદ્ધિનાશ થાય છે, બુદ્ધિના નાશથી પુરુષના સર્વસ્વનો નાશ થાય છે. ૬૨, ૬૩

કૃષ્ણપ્રિયા—હવે બે શ્લોકોમાં જો ઇન્દ્રિયોને ઈશ્વરમાં નહી વાળીએ તો શું થશે તે વાત સમજાવે છે, કે નવરી પડેલી ઇન્દ્રિયો વિષય તરફ જશે અને પરિણામ વિનાશ આવશે—

'ધ્યાયતો વિષયાન્ પુંસ '—નજર સામે વિષય પદાર્થો ન હોય તો પણ મન તેના જ વિચારો કરે છે પછીથી તે પદાર્થોમાં 'સંગ'–પ્રીતિ જાગે છે બાદ પ્રીતિ ઉત્પન્ન થતાં જ 'કામ' ભોગવવાની વૃત્તિ થાય છે ભોગવવાની વાંછા થયા બાદ જો કોઈ નડતર આવે છે તો 'ક્રોધ' ઉત્પન્ન થાય છે ક્રોધ ઉત્પન્ન થતા જ સંમોહ વિવેક અને પ્રેમ ચાલ્યાં જાય છે વિવેક નષ્ટ થતાં જ હું ભક્ત છું, હું સુજ્ઞ છું, આવું પોતાના દિવ્ય સ્વરૂપનું અનુસંધાન જતું રહેશે તેને 'સ્મૃતિભ્રંશ' કહેશે અને પરિણામે—

'બુદ્ધિનાશાત્પ્રણશ્યતિ '—વિવેકશીલ મતિ નષ્ટ થતાં જ સર્વ નાશ થશે માટે કોઈ પણ દશામાં નવરું પડેલ મન વિષયોનું ધ્યાન ન કરે તેની કાળજી રાખવી જ રહી ૬૨, ૬૩

રાગદ્વેષવિયુક્તૈસ્તુ વિષયાનિન્દ્રિયૈશ્ચરન્ ।
આત્મવશ્યૈર્વિધેયાત્મા પ્રસાદમધિગચ્છતિ ॥ ૬૪ ॥

અન્વયાર્થ—વિધેયાત્મા = જિતાત્મા – મનનો વિજેતા, તુ = તો, રાગ – દ્વેષ – વિયુક્તૈ = રાગદ્વેષ વિનાનિ અને આત્મવશ્યૈ = સ્વાધીન એવી ઇન્દ્રિયૈ = ઇન્દ્રિયો દ્વારા, વિષયાન્ = વિષયોને, ચરન્ = ભોગવતો છતા,

ઉપભોગ કરતો છતાં, પ્રસાદમ્ = (અંતઃકરણની) પ્રસન્નતા, અધિગચ્છતિ = પામે છે. ૬૪

અનુવાદ—જિતાત્મા પુરુષ રાગદ્વેષથી રહિત તથા મનને વશ રહેનારી ઇન્દ્રિયો વડે વિષયોને ભોગવતો છતાં અંતઃકરણની પ્રસન્નતા પામે છે. ૬૪

કૃષ્ણપ્રિયા—સ્થિતપ્રજ્ઞની બાબતમાં 'વ્રજેત કિમ્' એવો પ્રશ્ન પૂછેલો તેનો ઉત્તર આ શ્લોકથી શરૂ કરે છે—

'રાગદ્વેષવિયુક્તૈઃ'—વિવેકી અને વિષયી બન્નેની ઇન્દ્રિયોની પ્રવૃત્તિ તો શરીર રહે ત્યાં સુધી રહેવાની. વિષયીની રાગ અને દ્વેષ સાથે પ્રવૃત્તિ થવાની. પરંતુ જે સ્થિતપ્રજ્ઞ વિવેકી પુરુષ છે તેની ઇન્દ્રિયો રાગ અને દ્વેષથી મુક્ત બનીને વિષયોમાં પ્રવૃત્ત થાય છે.

'આત્મવશ્યૈઃ' તેમાં એક વિશેષતા છે કે તેની ઇન્દ્રિયો તેના કાબૂમાં છે. કોઈ દિવસ નિષિદ્ધ વિષયમાં તેની ઇન્દ્રિયો નહીં જાય તેમજ કોઈપણ આસક્તિથી વિષયનું સેવન નહીં કરે; કારણ કે તેના કાબૂમાં ઇન્દ્રિયો છે. આ શક્તિ તેનામાં ક્યાંથી આવી એમ લાગે તો તેનો હેતુ બતાવે છે કે—

'વિધેયાત્મા પ્રસાદમધિગચ્છતિ'—સ્થિતપ્રજ્ઞ પુરુષ 'વિધેયાત્મા' એટલે અંતઃકરણ ઉપર વિજયવાળો છે. અથવા એને ભક્તિથી ભગવાનને વશ બનાવ્યા છે અથવા તે ભગવાનનો સમર્પિત જીવ છે. આવો પુરુષ જ પ્રસાદને—પ્રસન્નતાને પામે છે.

**પ્રસાદે સર્વદુઃખાનાં હાનિરસ્યોપજાયતે ।**
**પ્રસન્નચેતસો હ્યાશુ બુદ્ધિઃ પર્યવતિષ્ઠતે ॥ ૬૫ ॥**

અન્વયાર્થ—પ્રસાદે = ચિત્તની પ્રસન્નતા થતાં, અસ્ય = આ જિતેન્દ્રિય પુરુષનાં, સર્વદુઃખાનામ્ = સર્વ દુઃખોનો, હાનિઃ = નાશ, ઉપજાયતે = થાય છે, હિ = કારણ કે, પ્રસન્ન–ચેતસઃ = પ્રસન્ન ચિત્તવાળાની, બુદ્ધિઃ = બુદ્ધિ, આશુ = જલદી, પર્યવતિષ્ઠતે = ભગવાનમાં સ્થિર થાય છે. ૬૫

અનુવાદ—ચિત્તની પ્રસન્નતા થતાં જિતેન્દ્રિય પુરુષનાં સર્વ દુઃખોનો નાશ થાય છે; કેમકે પ્રસન્ન ચિત્તવાળાની બુદ્ધિ જલદી ભગવાનમાં સ્થિર થાય છે. ૬૫

કૃષ્ણપ્રિયા—ઉપરના શ્લોકમાં વિધેયાત્મા એટલે વશીકૃતચિત્ત પુરુષ પ્રસાદ સમ્પાદન કરે છે એમ કહ્યું તે પ્રસાદ શી વસ્તુ છે તેનો શો લાભ

છે તેનો ઉત્તર આપે છે—

'પ્રસાદે સર્વદુઃખાનાં હાનિઃ'—ભગવાનના અનુગ્રહથી તે ભગવત્કૃપાને પામ્યો છે તેથી તેનાં સર્વ દુઃખોની નિવૃત્તિ થઈ જાય છે. કારણ કે તેના હૃદયમાં ભગવાનનું નિત્ય સાન્નિધ્ય છે. તેનો તેને અપાર આનંદ છે. તેને વિષય-વાંછાઓ હવે જાગતી જ નથી. તેનું ચિત્ત સતત પ્રસન્ન રહે છે.

'પ્રસન્નચેતસો હ્યાશુ બુદ્ધિઃ પર્યવતિષ્ઠતિ'—પ્રસન્ન અંતઃકરણ હોવાથી બુદ્ધિ જલદીમાં જલદી સ્થિર થાય છે. તેની બુદ્ધિ ભગવાનનું મંદિર બની છે. એટલે ચલિત થવાનો સંભવ જ નથી. ૬૫

## નાસ્તિ બુદ્ધિરયુક્તસ્ય, ન ચાયુક્તસ્ય ભાવના ।
## ન ચાભાવયતઃ શાન્તિરશાન્તસ્ય કુતઃ સુખમ્ ॥ ૬૬ ॥

અન્વયાર્થ—અયુક્તસ્ય = અસંયમીની, બુદ્ધિઃ = બુદ્ધિ, વ્યવસાયાત્મિકા ન અસ્તિ = નથી હોતી, ચ = તથા અયુક્તસ્ય = જેણે ચિત્ત વશ કર્યું નથી તેને, ભાવના ન = શ્રદ્ધા નથી, ચ = તથા અભાવયતઃ = ભાવનારહિતને, શાંતિઃ = શાંતિ, ન = નથી, અશાંતસ્ય = શાંતિરહિત પુરુષને, સુખં = સુખ, કુતઃ = કેમ સંભવે ? ૬૬

**અનુવાદ—અસંયમીની બુદ્ધિ વિવેકવાળી નથી હોતી અને અસંયમીને ભાવના થતી નથી, ભાવનારહિતને શાંતિ નથી અને અશાંતને સુખ ક્યાંથી હોય—કેમ સંભવે ? ૬૬**

કૃષ્ણપ્રિયા—હવે એક વાત એ બતાવે છે કે મનુષ્ય મનને ભગવાનમાં-નહીં પરોવે તો તેને શું નુકસાન થશે તે પણ સમજાવે છે.—

'નાસ્તિ બુદ્ધિરયુક્તસ્ય'—મનુષ્ય અયુક્ત એટલે અસંયમી રહ્યો. તેને તેનું મન ભગવાનમાં ન રાખ્યું. શ્રવણમનનમાં ન પરોવ્યું તો તેવા અસં-યમીની 'વ્યવસાયાત્મિકા બુદ્ધિ નથી થતી. વ્યવસાયાત્મિકા બુદ્ધિ એટલે ભગવાન જ આનંદસ્વરૂપ છે, સંસાર આનંદરૂપ નથી એવા દૃઢનિશ્ચયવાળી બુદ્ધિ.

'ન ચાયુક્તસ્ય ભાવના'—જો તે અયુક્ત છે એટલે અવશ મનવાળો છે કે ભગવાનની સાથે સંયોગવાળો નથી તો તેની પાસે ભાવના એટલે શ્રદ્ધા નહીં હોય; હું ભગવાનની સેવાને યોગ્ય બનું એવી ભાવના નહીં હોય.

'ન ચાભાવયતઃ શાન્તિઃ'—તેની પાસે સેવાને લાયક થવાની ભાવના અને શ્રદ્ધા નહીં હોય તો શાંતિ નહીં મળે શાંતિ વિના સુખ નહીં મળે. માટે મનુષ્યે અવશ્ય 'યુક્ત' થવું. યુક્ત એટલે સમતુલ વૃત્તિવાળા થવું, યુક્ત એટલે ભગવાનના સંબંધવાળા રહેવું. ૬૬

**ઇન્દ્રિયાણાં હિ ચરતાં યન્મનોઽનુવિધીયતે ।**
**તદસ્ય હરતિ પ્રજ્ઞાં વાયુર્નાવમિવાંભસિ ॥ ૬૭ ॥**

અન્વયાર્થ—હિ=કારણ કે, ચરતામ્=વિષયોમાં ભટકતી, ઇન્દ્રિયાણામ્=ઇન્દ્રિયોની પાછળ, યત્=જે મનઃ=મન, અનુવિધીયતે=પાછળ જાય છે, તત્=તે મન, અસ્ય=આ પુરુષની, પ્રજ્ઞામ્=બુદ્ધિને, વાયુઃ=પ્રતિકૂળ પવન, અંભસિ=જલમાં, નાવમ્=નાવને, ઇવ=જેમ, હરતિ=ઘસડી જાય તેમ પ્રજ્ઞાને લઈ જાય છે.

અનુવાદ—કારણ કે વિષયોમાં વિચરતી ઇન્દ્રિયોની પાછળ જે મન જાય છે તે મન આ પુરુષની બુદ્ધિને પ્રતિકૂળ વાયુની જેમ જલમાં નૌકાને ઘસડી જાય તેમ ઘસડી જાય છે. ૬૭

કૃષ્ણપ્રિયા—' યુક્ત ' ન થવાથી થનાર નુકસાનનું નિરૂપણ કરે છે—

' ઇન્દ્રિયાણાં હિ ચરતાં '— વિવેક વગરની બુદ્ધિ હશે તેમજ મન વશીભૂત નહીં હોય તો બેકાબૂ બનીને ઇન્દ્રિયો વિષયવિલાસમાં વિચરશે. મન તો અનેક જન્મથી સંસારસુખના સ્વાદથી ટેવાયેલું છે એટલે તે ઇન્દ્રિયો સાથે સંસારસ્વાદમાં જ ચાલ્યું જશે. સંસારરસમાં દોડી ગયેલ મન તેની પાછળ ' પ્રજ્ઞા 'ને પણ લઈ જશે. આ વસ્તુ દૃષ્ટાન્તથી સમજાવે છે.

' વાયુર્નાવમિવાંભસિ '—સંસાર તો સરિતા જેવો છે. બુદ્ધિ તેમાં નાવડી જેવી છે. નાવમાં નાવિક નથી અને પ્રવાહનો સ્વભાવ તેને તાણી જવાનો છે. નાવ ક્યાંય ખડક સાથે ભટકાવાની છે જ. તો નાવિકને નાવ સોંપી દેવા, તે કિનારે લઈ જશે. તેમ મનુષ્યે ઇન્દ્રિયોને વિષયમાં વિચરવા ન દેવી.' ભગવદ્‌ભાવયુક્ત ' થવું જરૂરી છે જ, સંયમી થવું આવશ્યક છે જ. ૬૭

**તસ્માદ્ યસ્ય મહાબાહો નિગૃહીતાનિ સર્વશઃ ।**
**ઇન્દ્રિયાણીન્દ્રિયાર્થેભ્યસ્તસ્ય પ્રજ્ઞા પ્રતિષ્ઠિતા ॥૬૮॥**

અન્વયાર્થ—તસ્માત્ = તેથી, મહાબાહો = હે પરાક્રમી, સર્વશઃ = સર્વ રીતે, યસ્ય = જેની, ઇન્દ્રિયાણિ = ઇન્દ્રિયો, ઇન્દ્રિય-અર્થેભ્યઃ = ઇન્દ્રિયોના વિષયોમાંથી, નિગૃહીતાનિ = પાછી ખેંચી લીધેલી છે, તસ્ય = તેની, પ્રજ્ઞા = બુદ્ધિ, પ્રતિષ્ઠિતા = અત્યંત સ્થિર થાય છે. ૬૮

અનુવાદ—તેથી તે મહા પરાક્રમી ! જે પુરુષની મન સહિત બધી ઇન્દ્રિયો ઇન્દ્રિયોના વિષયોમાંથી પાછી ખેંચાયલી છે, તેની બુદ્ધિ અત્યંત સ્થિર થાય છે. ૬૮

કૃષ્ણપ્રિયા—આ શ્લોકમાં તાત્પર્ય બતાવે છે કે–

'તસ્માદ્યસ્ય મહાબાહો!'—હે મહાબાહુ અર્જુન ઇન્દ્રિયનિગ્રહ કરનાર પુરુષની જ પ્રજ્ઞા સ્થિર થાય છે. કારણ કે ઇન્દ્રિયને આધીન મન છે અને મનોગામિની પ્રજ્ઞા છે. માટે મન સાથે ઇન્દ્રિયોને વિષયોમાંથી પાછી વાળી લેવી એમાં જ સર્વ હિત છે. ૬૮

## યા નિશા સર્વભૂતાનાં તસ્યાં જાગર્તિ સંયમી ।
## યસ્યાં જાગ્રતિ ભૂતાનિ સા નિશા પશ્યતો મુનેઃ ॥ ૬૯ ॥

અન્વયાર્થ—યા = જે, પરમાર્થતત્ત્વ જિજ્ઞાસા, સર્વભૂતાનામ્ = સર્વ વિષયી પ્રાણીઓ માટે, નિશા = રાત્રિ સમાન ગણાય છે, તસ્યામ્ = તે રાત્રિમાં, તે પરમાર્થતત્ત્વમાં, સંયમી = સ્થિતપ્રજ્ઞ, જાગર્તિ = જાગે છે, યસ્યામ્ = જે રાત્રિમાં, ભૂતાનિ = વિષયી પ્રાણીઓ, ભોગસુખમાં, જાગ્રતિ = પ્રવૃત્તિવાળા છે, સા = તે, પશ્યતઃ મુનેઃ = વિવેકદર્શી મુનિને માટે, નિશા = રાત્રીરૂપ છે. ૬૯

અનુવાદ—સર્વ વિષયી પ્રાણીઓને જે પરમતત્ત્વની જિજ્ઞાસા રાત્રી સમાન છે તેમાં સંયમી જાગે છે અને જેમાં સર્વ વિષયી પ્રાણીઓ જાગે છે તે વિવેકથી જોનાર મુનિને માટે રાત્રીરૂપ છે.

કૃષ્ણપ્રિયા—આ શ્લોકદ્વારા વિષયી અને વિવેકી વચ્ચેનું અંતર બતાવે છે–

'યા નિશા સર્વભૂતાનામ્'–નિશા શબ્દનો અર્થ અપ્રકાશ કરવો. અજ્ઞાન મોહ અને સંભોગ એ સર્વ અપ્રકાશરૂપ છે. પરમાત્મદર્શનમાં અને પરમાર્થતત્ત્વચિંતનમાં વિષયી પુરુષો નિત્ય સોડ તાણીને સૂતા છે. જીવન-જલ પ્રવાહવત્ વહી જાય છે. પર્વતથી ઊતરતી સરિતા સમાન યૌવન પળ-વારમાં ચાલ્યું જાય છે. તત્ત્વચિંતનમાં તેમની નજર નથી.

'તસ્યાં જાગર્તિ સંયમી'—જ્યારે તે મોહાસક્તિ અને ભોગાસક્તિમાં કોઈ ધ્રુવ, શુક કે પ્રહ્‌લાદ જ જાગે અને તે તરફ તેની નજર નથી.

'યસ્યાં જાગ્રતિ ભૂતાનિ'—વ્યવહારચિંતા, ધનોપાર્જનકુશળતા, વિષય—લાલસા વગેરે મોહનિશામાં જ્યારે સમગ્ર ચેતન પ્રાણીઓ ભોગપરાયણ થઈને બેઠાં છે ત્યારે ત્યાં 'મુનેઃ' કોઈ મનનશીલ એકાદ સાધુ પુરુષની ગાઢ નિદ્રા છે. તે તરફ તેની જરાપણ નજર નથી. ૬૯

આપૂર્યમાણમચલપ્રતિષ્ઠં
સમુદ્રમાપઃ પ્રવિશન્તિ યદ્વત્ ।
તદ્વત્ કામા યં પ્રવિશન્તિ સર્વે
સ શાન્તિમાપ્નોતિ ન કામકામી ॥ ૭૦ ॥

અન્વયાર્થ—યદ્વત્ = જેવી રીતે, આપૂર્યમાણમ્ = ચારે તરફથી ભરપૂર, અચલ–પ્રતિષ્ઠમ્ = અચલ–નિશ્ચલ રહેનારા, સમુદ્રમ્ = સાગરમાં, આપ.= સરિતાનાં જલ, પ્રવિશન્તિ = સમાઈ જાય છે, તદ્વત્ = તેવી રીતે, યમ્ = જે પુરુષમાં, સર્વે = બધા, કામાઃ = વિષયકામનાઓ, પ્રવિશન્તિ = સમાપ્ત થઈ જાય છે, સઃ = તે મનુષ્ય, શાન્તિમ્ = પરમ શાન્તિને, આપ્નોતિ = પામે છે, પરંતુ કામકામી = વિષયોની કામનાવાળો મનુષ્ય, ન = શાન્તિ પામતો નથી. ૭૦

અનુવાદ—સંપૂર્ણ ભરેલા અને કિનારાથી જરા પણ ચલિત ન થતા મહાસાગરમાં સમસ્ત સરિતાઓ જેમ સમાઈ જાય છે, તેમ જે જ્ઞાનપૂર્ણ અવિચલ બુદ્ધિવાળા પુરુષમાં સર્વ કામ-વાસનાઓ સમાપ્ત થઈ જાય છે, તે શાન્તિ પામે છે પરંતુ વિષયવાસનાવાળો કામી શાંતિ નથી પામી શકતો. ૭૦

કૃષ્ણપ્રિયા—સ્થિતપ્રજ્ઞને એક પ્રશાન્ત મહાસાગરની તુલનાની નજરે ભગવાન શ્રીકૃષ્ણ નિહાળે છે તેથી જ કહે છે કે—

'આપૂર્યમાણમચલપ્રતિષ્ઠમ્'–સાગરની બે વિશેષતાઓ છે, એક ગંભીરતા અને બીજી અગાધતા. તેમાં નિત્ય અર્થે અખંડ સરિતાઓની આવક હોવા છતાં તે છલકાતો નથી. વળી વિવિધ પ્રકારે જલ ઉલેચવા છતાં ઓછપ માલૂમ નથી પડતી અને મર્યાદા નથી તૂટતી. આમ સાગર વૃદ્ધિ અને ક્ષયથી પર છે.

'તદ્વત્ કામાઃ'–તેમ સ્થિતપ્રજ્ઞ મહાસાગર પણ આપૂર્યમાણ અને અચલ–પ્રતિષ્ઠ છે. ધન, માન, સુખ, સામગ્રી, યૌવન, ઇજ્જત વગેરે સમૃદ્ધિઓ સરિ-તાઓની માફક સ્થિતપ્રજ્ઞના જીવનમાં આવે કે જીવનમાંથી જાય તો પણ તેની હર્ષશોકની છાયા તેની ઉપરથી ન દેખાય, કારણ કે તે તટસ્થ અને પૂર્ણ પુરુષ છે.

'સ શાન્તિમાપ્નોતિ'–સ્થિતપ્રજ્ઞ પુરુષ જ શાંતિ પામી શકશે. શાંતિ જ જીવનનું ધ્યેય છે.

'ન કામકામી'–એક મહત્ત્વની વાત કરી કે હૃદયમાં કામનાઓ સેવનાર કદી શાંતિ પામશે નહીં ૭૦

## વિહાય કામાન્ યઃ સર્વાન્ પુમાંશ્ચરતિ નિસ્પૃહઃ ।
## નિર્મમો નિરહંકારઃ સ શાન્તિમધિગચ્છતિ ॥ ૭૧ ॥

અન્વયાર્થ— ય = જે, પુમાન્ = પુરુષ સર્વાન્—કામાન્ = સર્વ કામનાઓને, વિહાય = ત્યજીને નિસ્પૃહ = ઇચ્છારહિત થઈને, નિર્મમ = મમતા રહિત થઈને, 'નિરહંકાર = અહંકાર રહિત થઈ, ચરતિ = વિચરે છે, સ = તે, શાન્તિ = પરમશાન્તિને અધિગચ્છતિ = મેળવે છે ૭૧

અનુવાદ – જે પુરુષ સર્વ કામનાઓને ત્યજીને, ઇચ્છારહિત, મમતારહિત અને અહંકારરહિત થઈને વિચરે છે તે પુરુષ પરમ શાન્તિને પામે છે ૭૧

કૃષ્ણપ્રિયા—ઉપક્રમ અને ઉપસંહાર બન્ને એક જ પ્રકારે થાય 'પ્રજહાતિ યદા કામાન્' આ શ્લોકથી આરંભ કર્યો હવે વિહાય કામાન્ ય સર્વાન્' એ શ્લોકથી પ્રશ્નનો ઉપસંહાર કરે છે

આરંભમા સ્થિતપ્રજ્ઞની બાબતમાં ત્રણ વાતો પૂછી હતી 'કિં પ્રભાષેત કિમાસીત વ્રજેત કિમ્' આ ત્રણ પ્રશ્નોના અત્યાર સુધી વિગતવાર ઉત્તર આપી ફરીથી સંક્ષેપમાં આ શ્લોકમાં નિસ્પૃહ નિર્મમ અને નિરહંકાર ' ત્રણ શબ્દોથી ઉત્તર આપે છે

'સ્થિતપ્રજ્ઞ નિસ્પૃહ પ્રભાષેત '—સ્થિતપ્રજ્ઞ નિસ્પૃહ થઈને બોલે નિર્મમ આસીન—મમતારહિત બની રહે નિરહંકાર વ્રજેત — અહંકારથી મુક્ત થઈ વ્યવહાર ચલાવે અને શાંતિને પામે ૭૧

## એષા બ્રાહ્મી સ્થિતિઃ પાર્થ નૈનાં પ્રાપ્ય વિમુહ્યતિ ।
## સ્થિત્વાસ્યામન્તકાલેઽપિ બ્રહ્મનિર્વાણમૃચ્છતિ ॥ ૭૨ ॥

અન્વયાર્થ—પાર્થ=હે પાર્થ ! એષા, તે આ બ્રાહ્મી સ્થિતિ=બ્રહ્મજ્ઞાન નિષ્ઠા છે એનાં=એને પ્રાપ્ય=પામીને કોઈપણ ન વિમુહ્યતિ=મોહ પામતો નથી અન્તકાલે=દેહની અવસ્થામાં, અપિ=પણ અસ્યામ્=આ બ્રાહ્મી સ્થિતિમાં, સ્થિત્વા રહીને મનુષ્ય બ્રહ્મનિર્વાણમ્=મોક્ષને, ઋચ્છતિ=પામે છે ૭૨

અનુવાદ—હે પાર્થ ! આ બ્રાહ્મી સ્થિતિ એટલે જ્ઞાનનિષ્ઠા છે આ સ્થિતિને પામીને પુરુષ મોહ પામતો નથી. અંતકાળે પણ આ સ્થિતિમાં રહીને પુરુષ બ્રહ્મનિર્વાણને એટલે મોક્ષને પામે છે. ૭૨

કૃષ્ણપ્રિયા—આ અધ્યાયના અન્તમાં સ્થિતપ્રજ્ઞ પ્રકરણની ફલશ્રુતિ વર્ણવે છે –

'એષા બ્રાહ્મી સ્થિતિઃ'—અઢાર શ્લોકથી વર્ણવેલી સ્થિતપ્રજ્ઞની જીવન-ચર્યાનું નામ બ્રાહ્મીસ્થિતિ છે બ્રહ્મનિષ્ઠની વ્યાખ્યા, બ્રહ્મનિષ્ઠનું, બોલવું, જીવવું, વ્યવહાર કરવો વગેરે જે સમજાવ્યાં તે બ્રાહ્મીસ્થિતિનું નિરૂપણ છે. સિદ્ધ પુરુષનાં આ લક્ષણો છે અને સાધક માટે આ સાધનો છે. આ સ્થિતિ એટલી બધી અમૂલ્ય છે કે –

'સ્થિત્વાસ્યામન્તકાલેપિ' જીવનની બાજી સમેટી લેવાના અન્તિમ કાળમાં એકાદ ક્ષણ પણ જો તે સ્થિતિ પમાય તો તેને બ્રહ્મપદ પ્રાપ્તિ થાય છે. ૭૨

શ્રીમદ્ ભગવદ્ગીતાનો ૨'જો અધ્યાય સમાપ્ત

श्रीहरि

# અધ્યાય ૧૨ મો

## ભક્તિયોગ

શ્રીમદ્ ભગવદ્‌ગીતાના ૧૨'મા અધ્યાયનુ નામ ભક્તિયોગ છે ૨૦ શ્લોકમાં ભક્તિયોગનુ વર્ણન છે આરંભના ૧૨ શ્લોકમા ભક્તિનુ લક્ષણ ભક્તિનુ મહત્ત્વ, ભક્તિનુ ફળ સરળતાથી સમજાવ્યા છે ભગવાને બાર શ્લોકમા એક વાત ખૂબ જ દયાપૂર્વક અર્જુનને કહી છે કે ' જે તારી બધી જવાબ દારી મારા ઉપર મૂકી દે મન બુદ્ધિ વગેરે મને સોપી દે તેમને કેવી રીતે મારામા વાળવા તે હુ કરીશ આ વસ્તુને પ્રપત્તિ અથવા સમર્પણ કહેવામાં આવે છે

તાત્પર્ય એ કે વ્યક્તિ માત્રે સમર્થ અને કૃપાળુ એવા ભગવાનને જ શરણે જવુ શરણાગત થવાથી આત્મશક્તિ જાગૃત થાય છે આત્મવિશ્વાસ અને દૃઢશ્રદ્ધા સાંપડે છે આગલી બાબતો ૧૨ શ્લોકમાં દર્શાવી ભક્ત થવાનુ સૂચન કરે છે

પછીના ૮ શ્લોકોમાં ભક્તના લક્ષણનુ વર્ણન છે જેનામાં તે લક્ષણો જોવા મળે તે ભક્ત મનાય જેને ભક્ત થવાનુ હોય તેને તે લક્ષણ સંપાદન કરવાનાં હોય છે

આ અધ્યાયનુ ઉત્થાન એ રીતે થયુ છે કે આઠમા અધ્યાયમાં ૧૧–૧૨–૧૩ શ્લોકોમા અક્ષરબ્રહ્મની ઉપાસના કરનારને પરમગતિ પ્રાપ્ત થાય છે એવુ વર્ણન કર્યુ છે ત્યારબાદ અગિયારમા અધ્યાયના ૫૫ મા શ્લોકમાં ' મત્કર્મકૃત્ મત્પરમ '—મારે માટે કર્મ કરનારો અને મત્પરાયણ થનારો મને પામે એવુ વર્ણન કર્યુ

અર્જુનને તેથી વિચાર આવ્યો કે 'અક્ષરબ્રહ્મપ્રાપ્તિ અને ભગવત્પ્રાપ્તિમાં તફાવત શો હશે ? ' તેની સ્પષ્ટતા માટે અર્જુન બારમા અધ્યાયના આરંભમાં પ્રશ્ન કરે છે કે –

અર્જુન ઉવાચ

**એવં સતતયુક્તા યે ભક્તાસ્ત્વાં પર્યુપાસતે ।**
**યે ચાપ્યક્ષરમવ્યક્તં તેષાં કે યોગવિત્તમાઃ ॥ ૧ ॥**

અન્વયાર્થ—એવમ્ = એ પ્રકારે, સતતયુક્તા = સદા ભગવત્પરાયણ,

એવા, યે = જે, ભક્તાઃ = ભક્તજનો, ત્વામ્ = આપને, પરિ-ઉપાસતે = સર્વ પ્રકારે સેવે છે, ચ = અને, યે = અપિ બીજા પણ જે, અક્ષરમ્ = અવિનાશી, અવ્યક્તમ્ = નિર્ગુણ બ્રહ્મને, સેવે છે, ધ્યાન કરે છે, તેષામ્ = તે બન્નેમાં, કે = ક્યા ભક્તો, યોગવિત્તમાઃ = શ્રેષ્ઠ યોગીઓ છે. ૧

અનુવાદ—શ્રી અર્જુનજીએ પ્રશ્ન પૂછ્યો કે શ્રીકૃષ્ણ, નિરંતર ભગવત્પરાયણ બનેલા એવા જે ભક્તજનો આપને સેવે છે તે, અને અન્ય પણ જે નિર્ગુણ એવા અક્ષરબ્રહ્મને ભજે છે, આ બન્ને પ્રકારના ભક્તોમાં વધુ શ્રેષ્ઠ યોગી કોણ હશે ?

કૃષ્ણપ્રિયા—'એવં સતતયુક્તાઃ યે'—અર્જુનજી પૂછે છે કે જે ભક્તો 'સતતયુક્ત' થઈ ને આપને સેવે છે તેમજ જે પુરુષો 'અક્ષરમવ્યક્ત' અવિનાશી નિર્ગુણ બ્રહ્મને સેવે છે એવા બે પ્રકારના સાધકોમાં શ્રેષ્ઠ યોગી કોણ હશે ?

અર્જુનજીના પ્રશ્નનું તાત્પર્ય બન્નેમાંથી સુખકર રીતે અને શીઘ્રતાથી કોણ શાંતિ પામે છે, તે જાણવાનું છે. ઉપાસના આરંભી અધવચ મૂકી દેવી પડે તે યોગ્ય નથી. તેનો પ્રારંભ જ સમજપૂર્વક અને નિશ્ચયપૂર્વક હોવો જોઈએ. ૧

**મય્યાવેશ્ય મનો યે માં નિત્યયુક્તા ઉપાસતે ।**
**શ્રદ્ધયા પરયોપેતાસ્તે મે યુક્તતમા મતાઃ ॥ ૨ ॥**

અન્વયાર્થ—યે = જે ભક્તો, મયિ = મારામાં—શ્રીકૃષ્ણ ભગવાનમાં, મનઃ = મનને, આવેશ્ય = પરોવીને, નિત્યયુક્તાઃ = નિરંતર ભગવત્પરાયણ થઈ ને, પરયા = ઉત્તમ પ્રકારની, શ્રદ્ધયા = શ્રદ્ધાવાળા, ઉપેતાઃ= બનીને મામ્ ઉપાસતે = મને સેવે છે, તે = તે, મે = મારા ભક્તજનો, યુક્તતમાઃ = અત્યંત શ્રેષ્ઠ, મતાઃ = માન્યા છે ૨

અનુવાદ—શ્રીકૃષ્ણ ભગવાને ઉત્તર વાળ્યો કે હે અર્જુન ! જે ભક્તજન ભગવાનમા મન પરોવીને નિરંતર ભગવન્મય થઈને ઉત્તમ પ્રકારની શ્રદ્ધાવાળા બનીને મને ભજે છે-મારી સેવા કરે છે તે મારા ભક્તો અત્યંત શ્રેષ્ઠ માન્યા છે. ૨

કૃષ્ણપ્રિયા—ભગવાન કૃષ્ણ અર્જુનના પ્રશ્નનુ સમાધાન કરતાં 'યુક્તતમ' એટલે વધુ ઉત્તમ કોણ તેની સ્પષ્ટતા કરે છે—

'મય્યાવેશ્ય મનો યે માં'—મારામા મન પરોવી, નિત્યયુક્ત બની,

અસાધારણ શ્રદ્ધા સાથે સેવા કરે તે સર્વોત્તમ, એવું કહી ભક્તનું લક્ષણ અને તેની ઉત્તમતા પણ કહ્યા. ઉત્તમ ભક્ત થવું હોય તેની ત્રણ યોગ્યતા હોવી જ જોઈએ

'મય્યાવેશ્ય મન' પ્રથમ તો મન ભગવાનમાં અનન્ય ભાવથી પરોવવું. બીજું 'નિત્યયુક્ત' એટલે પ્રત્યેક ક્ષણે સેવામાં તત્પર રહેવું ત્રીજું 'શ્રદ્ધયા પરયોપેતા' ઉત્તમ કક્ષાની ન ડગે તેવી પ્રેમભરી શ્રદ્ધાવાળા રહેવું, આ ત્રણ રીતની યોગ્યતાવાળા ઉત્તમ ગણાય ૨

યે ત્વક્ષરમનિર્દેશ્યમવ્યક્તં પર્યુપાસતે ।
સર્વત્રગમચિન્ત્યં ચ કૂટસ્થમચલં ધ્રુવમ્ ॥ ૩ ॥
સન્નિયમ્યેન્દ્રિયગ્રામં સર્વત્ર સમબુદ્ધયઃ ।
તે પ્રાપ્નુવન્તિ મામેવ સર્વભૂતહિતે રતાઃ ॥ ૪ ॥

અન્વયાર્થ—યે તુ = જે ભક્તજનો તો, સર્વત્ર = સર્વ પ્રાણીઓમા, સમબુદ્ધય = સમાન બુદ્ધિવાળા બનીને, સર્વ–ભૂત–હિતે રતા = સર્વ જીવોનું હિત કરવામાં તન્મય થઈને, ઇન્દ્રિયગ્રામમ્ = ઇન્દ્રિયસમૂહને સન્નિયમ્ય = સંપૂર્ણ કાબૂમાં રાખીને, અનિર્દેશ્યમ્ = શબ્દથી ન વર્ણવાય એવા, અવ્યક્તમ્ = આકાર વિનાના સર્વત્રગમ્ = સર્વવ્યાપક અચિન્ત્યમ્ = મનથી ન વિચારાય તેવા, કૂટસ્થમ્ = નિર્વિકાર, અચલમ્ = અચલ, ધ્રુવમ્ = નિત્ય, અક્ષરમ્ = અક્ષરબ્રહ્મને, પરિ–ઉપાસતે = સતત સેવે છે, તે = તેઓ, મામ્ એવ = મને જ, પ્રાપ્નુવન્તિ = પામે છે ૩, ૪

અનુવાદ—જે ભક્તજનો તો સર્વ પ્રાણીઓમા સમાન સ્નેહવાળા બની, સર્વ જીવોના હિતમા તન્મય થઈ, ઇન્દ્રિય—સમૂહને સંપૂર્ણપણે કાબૂમા રાખીને, શબ્દથી ન વર્ણવી શકાય એવા, આકાર વિનાના, સર્વવ્યાપક, મનથી ન વિચારી શકાય તેવા, નિર્વિકાર, અવિચળ, નિત્ય એવા અક્ષરબ્રહ્મને નિરંતર સેવે છે તેઓ જ મને પામે છે ૩, ૪

કૃષ્ણપ્રિયા—આ બે શ્લોકોમાં અક્ષરબ્રહ્મની ઉપાસના કરનાર પણ ભગવાનને જ પામે છે એ વાત કહે છે–

'યે તુ' આ શ્લોકમાં 'તુ' અવ્યય તફાવત સૂચવવા માટે છે પૂર્વના શ્લોકમાં વર્ણવેલા ભક્તો ભિન્ન પ્રકારના છે એવું 'તુ' અવ્યયથી કહ્યું

'અક્ષરં પર્યુપાસતે'—હવે અક્ષરબ્રહ્મના ઉપાસકોનું ફળ બતાવે છે. તે પહેલાં અક્ષરબ્રહ્મને જ્ઞાનનું વિશેષણ આપે છે ઇન્દ્રિયસમૂહ ઉપર સંયમ તો બન્ને ઉપાસકોને કરવાનો જ છે તેથી ઉપાસક માટે લખ્યુ છે કે 'સન્નિયમ્ય ઇન્દ્રિયગ્રામમ્'–ઇન્દ્રિયગ્રામને સારી રીતે કાબુમાં રાખવો. 'ગ્રામ' શબ્દથી ઇન્દ્રિયોની જટીલતા, જડતા અને હઠીલાપણું સૂચવ્યા છે

ઇન્દ્રિયસમૂહને સ્વાધીન બનાવી અક્ષરબ્રહ્મની ઉપાસના કરવી અક્ષરબ્રહ્મ 'અનિર્દેશ્યમ્' એટલે શબ્દથી વિવેચન ન કરાય તેવુ છે (૧) 'અવ્યક્તમ્' એટલે આકાર વગરનુ છે. (૨) 'સર્વગમ્' સર્વત્ર વ્યાપક છે. (૩) 'અચિન્ત્યમ્' મનથી ન વિચારી શકાય તેવુ છે (૪) 'કૂટસ્થમ્' એટલે નિર્વિકાર છે (૫) 'અચલમ્' એટલે અવિચલ છે. (૬) 'ધ્રુવમ્' એટલે સ્થિર છે (૭)

આ ભક્તો પણ ભગવાનને જ પામવાના છે કારણ કે અક્ષરબ્રહ્મ ભગવાનનુ જ ધામ છે ૩, ૪

## ક્લેશોઽધિકતરસ્તેષામવ્યક્તાસક્તચેતસામ્ ।
## અવ્યક્તા હિ ગતિર્દુઃખં દેહવદ્ભિરવાપ્યતે ॥ ૫ ॥

અન્વયાર્થ—અવ્યક્ત–આસક્ત–ચેતસામ્ =નિરાકાર બ્રહ્મમાં આસક્ત ચિત્તવાળા, તેષાં = તે ભક્તોને, અધિકતરઃ = વધારે પ્રમાણમાં, ક્લેશ = પરિશ્રમ પડે છે, હિ = કારણ કે, દેહવદ્ભિ. = શરીરધારી જીવો વડે, અવ્યક્તા ગતિ = નિર્ગુણ બ્રહ્મમા પ્રવેશ, દુઃખ = મહા પ્રયાસથી, અવાપ્યતે= મેળવાય છે ૫

અનુવાદ—નિરાકાર બ્રહ્મની ઉપાસનામા મનવાળા તે ભક્તોને ઉપાસનામા વધુ પ્રમાણમા શ્રમ પડે છે કારણ કે દેહ ધારણ કરનારા જીવોથી ઘણી મહેનતે નિર્ગુણગતિ પમાય છે. ૫

કૃષ્ણપ્રિયા—બ્રહ્મ અને ભગવાનના ઉપાસક ભક્તોની વચ્ચમાં ફેર શો એનુ સમાધાન પાંચ અને છ, શ્લોકથી સ્પષ્ટ કર્યું છે

'ક્લેશોઽધિકતર' ઉપરના બે શ્લોકોમા સાત વિશેષણવાળા અક્ષરબ્રહ્મથી ઉપાસના બતાવી પરતુ, તેમાં મન પરોવવુ અતિશય કઠિન છે કારણ કે ઇન્દ્રિયો અને મનનો સ્વભાવ સાકારમા રસ લેવાનો છે. ભગવાન આનંદનો જ આકાર છે, તેમાં મન પરોવાય તો મનને આનંદ પડે તેથી અવ્યક્તના ઉપાસક કરતા ભગવદુપાસકને વધુ શીઘ્ર ભગવન્નિષ્ઠા સિદ્ધ થાય છે ૫

**યે તુ સર્વાણિ કર્માણિ મયિ સંન્યસ્ય મત્પરાઃ ।**
**અનન્યેનૈવ યોગેન માં ધ્યાયન્ત ઉપાસતે ॥ ૬ ॥**
**તેષામહં સમુદ્ધર્તા મૃત્યુસંસારસાગરાત્ ।**
**ભવામિ ન ચિરાત્પાર્થ મય્યાવેશિતચેતસામ્ ॥ ૭ ॥**

અન્વયાર્થ—તુ = પરંતુ, યે = જે, મત્પરાઃ = મારે પરાયણ થઈને, સર્વાણિ કર્માણિ = સર્વ કર્મો, મયિ સંન્યસ્ય = મને અર્પણ કરીને, અનન્યેન યોગેન = અનન્ય યોગથી, એકનિષ્ઠાથી, મામ્ એવ = મારું જ, ધ્યાયન્તઃ = ધ્યાન કરતા, ઉપાસતે = મારી જ ઉપાસના કરે છે, તેવા મયિ = મારામાં આવેશિત-ચેતસામ્ = એકાગ્ર ચિત્તવાળા, તેષામ્ = તે ભક્તોનો, પાર્થ = હે પાર્થ ! અહમ્ = હું, મૃત્યુ-સંસાર-સાગરાત્ = મૃત્યુરૂપ સંસારસાગરમાંથી ન ચિરાત્ = અવિલંબે, તુરત જ, સમુદ્ધર્તા ભવામિ = ઉદ્ધારક બનું છું ૬, ૭

અનુવાદ—પરંતુ હે પાર્થ ! જે ભક્તો મારામાં તન્મય થઈ, સર્વ કાર્યોનું મને અર્પણ કરી, અનન્ય નિષ્ઠાથી મારું જ ધ્યાન કરતા મારી જ ઉપાસના કરે છે; તેવા મારામાં એકાગ્ર ચિત્તવાળા તે ભક્તોનો હું મૃત્યુરૂપ સંસારસાગરમાંથી અવિલંબે જ ઉદ્ધારક બનું છું. ૬, ૭

**કૃષ્ણપ્રિયા**—ઉપરના શ્લોકમાં નિરાકાર ઉપાસકને વધુ પરિશ્રમ પડે છે. એ વાત કરી, હવે સાકાર ઉપાસકને સરલતા પડે છે તે વાત બે શ્લોકમાં કરે છે.

'યે તુ સર્વાણિ કર્માણિ'—મનુષ્યનાં ત્રણ પ્રકારનાં કર્મ છે. તેમાં એક લૌકિક, બીજાં ધાર્મિક અને ત્રીજાં ભગવન્નિમિતક. એ ત્રણે કર્મો જેઓ પ્રભુને સમર્પણ કરીને કરે છે તેઓને ફળ ભોગવવાનું હોતું નથી તેથી તેમને સ્વર્ગાદિ લોકમાં આવાગમન પણ નથી હોતા.

'અનન્યેનૈવ યોગેન' તેવા ઉત્તમ ભક્તો પ્રભુપરાયણ થઈ અનન્ય તે યોગ એટલે પ્રેમમય ભક્તિયોગથી ધ્યાન કરે છે. તેમના ધ્યાનમાં પણ ભગવાન હોય છે. તેમના ધ્યેયમાં પણ ભગવાન હોય છે. તેમના ફળમાં પણ ભગવાન હોય છે. ભગવાન તે ભક્તોને જન્મ-મરણની વ્યથામાંથી મુક્ત કરે છે. આ રીતે જોતાં ભક્તોની મુક્તિ સરલતાથી, આનંદથી અને શીઘ્રતાથી થાય છે માટે આ ભક્તોનો માર્ગ ઉત્તમ છે. ૬, ૭

મય્યેવ મન આધત્સ્વ મયિ બુદ્ધિં નિવેશય ।
નિવસિષ્યસિ મય્યેવ અત ઊર્ધ્વં ન સંશયઃ ॥ ૮ ॥

અન્વયાર્થ—મયિ એવ = મારામાં જ. મનઃ = મનને, આધત્સ્વ = સ્થિર કરી, મયિ = મારામાં, બુદ્ધિં = બુદ્ધિને, નિવેશય = પરોવી દે, તેમ કરવાથી અતઃ ઊર્ધ્વં = મારામાં બુદ્ધિને પરોવ્યા પછી, મયિ એવ = મારામાં જ, નિવસિષ્યસિ = તું નિવાસ કરીશ એમાં, ન સંશયઃ = સંશય નથી. ૮

અનુવાદ—અર્જુન ! મારામાં મનને સ્થિર કરી દે. મારામાં જ બુદ્ધિને પરોવી દે. તેમ કરવાથી બુદ્ધિ પરોવ્યા બાદ મારામાં જ તારો નિવાસ થશે એમાં લગાર પણ સંદેહ નથી. ૮

કૃષ્ણપ્રિયા—ભગવાન શ્રીકૃષ્ણે ઉપરના શ્લોકમાં હું ભક્તને જન્મમૃત્યુની પીડામાંથી ઉગારી લઈશ એવું વચન આપી આ આઠમા શ્લોકમાં આદેશ કર્યો કે—

'મય્યેવ મનઃ આધત્સ્વ'—પ્રથમ તું મન મારામાં પરોવી દે. સંકલ્પ–વિકલ્પ કરવા એ મનનો સ્વભાવ છે. જો નવરાશ લેશે તો જરૂર સંકલ્પવિકલ્પમાં અટવાશે. તો પછી તેને મારી લીલા, મારાં ચરિત્રો, મારી સેવા, મારા સ્વરૂપ સંબંધી સંકલ્પવિકલ્પોમાં મૂકી દે તેથી મન મારામાં પરોવાશે. વળી—

'મયિ બુદ્ધિ નિવેશય'–બુદ્ધિને પણ મારામાં લગાવી દે. હું ભગવાનનો છું અને ભગવાન મારા છે એવા દૃઢ નિશ્ચયવાળી બુદ્ધિ બનાવી લે. ભગવાનમાં એકવાર બુદ્ધિ સ્થિર કર્યા બાદ ભગવાનમાં જ સ્થિરતા થઈ જશે એમાં સંદેહ નથી. ૮

અથ ચિત્તં સમાધાતું ન શક્નોષિ મયિ સ્થિરમ્ ।
અભ્યાસયોગેન તતો મામિચ્છાપ્તું ધનંજય ॥ ૯ ॥

અન્વયાર્થ—ધનંજય = હે ધનંજય ! અથ = જો, મયિ = મારામાં, ચિત્તં – મનને, સ્થિરં સમાધાતું = સ્થિર કરવાને, ન શક્નોષિ = તું સમર્થ ન હોય, તતઃ = તો પછી, અભ્યાસયોગેન = અભ્યાસ યોગદ્વારા, માં = મને, આપ્તું = મેળવવાની, ઇચ્છ – ઇચ્છા કર. ૯

અનુવાદ—હે ધનંજય ! જો મારામાં મનને સ્થિર કરવાને માટે સમર્થ ન હોય તો પણ અભ્યાસયોગદ્વારા મને

મેળવવાની ઇચ્છા કર ૯

કૃષ્ણપ્રિયા—પૂર્વના શ્લોકમા ભગવાનમાં મન પરોવવાનું વિધાન કર્યું. હવે જો એકાએક મનને સ્થિર કરવાને માટે સમર્થ ન હોય તો શુ કરવુ એનો માર્ગ બતાવે છે

'અથ ચિત્ત સમાધાતુ'—હવે જો ભગવાનમા ચિત્ત સ્થિર ન થઈ શકે તો 'અભ્યાસયોગ' દ્વારા પ્રયત્ન કરવો ભગવાનના નામનુ સ્મરણ–શ્રવણ–કીર્તન વગેરે કરવાં એને અભ્યાસયોગ કહ્યો છે વળી ભગવત્સ્વરૂપ સબધી જ ચિંતન કરવુ એનુ નામ પણ અભ્યાસ છે ૯

**અભ્યાસેઽપ્યસમર્થોઽસિ મત્કર્મપરમો ભવ ।**
**મદર્થમપિ કર્માણિ કુર્વન્સિદ્ધિમવાપ્સ્યસિ ॥ ૧૦ ॥**

અન્વયાર્થ—અભ્યાસે અપિ = અભ્યાસ કરવામા પણ, જો તુ અસમર્થઃ અસિ = અસમર્થ હો તો, મત્–કર્મ–પરમ = મારે માટે કર્મ કરનાર થા, મત્ અર્થમ્ = મારે માટે, કર્માણિ કુર્વન્ અપિ = કર્મો કરતા કરતાં પણ, સિદ્ધિમ્ = સફળતાને, અવાપ્સ્યસિ = મેળવીશ ૧૦

અનુવાદ—અભ્યાસ કરવામા પણ જો તુ અસમર્થ હોઉ તો મારે માટે કર્મ કરનારો થા. મારે માટે કર્મ કરતા પણ સફળતાને મેળવીશ ૧૦

કૃષ્ણપ્રિયા—હવે ભગવાન આ શ્લોકથી વધુ સરળ રસ્તો બતાવે છે—

'અભ્યાસેપ્યસમર્થોસિ' – અભ્યાસયોગ કઠિન તો ખરો જ કારણ કે તે માનસ ક્રિયા છે એકાગ્રતા વિના ધ્યાન થઈ ન શકે ચિત્તની એકાગ્રતા બનવી કઠિન છે તેથી ભગવાને કહ્યુ કે અભ્યાસ કરવા માટે અસમર્થ નીવડું તો 'મત્કર્મપરમો ભવ' કેવળ મારે માટે અથવા મને રાજી કરવા માટે કર્મનો આરભ કરી દે મારે માટે કાર્ય કરતાં સરળતાથી તુ સિદ્ધિઓને પામીશ, અને અભ્યાસયોગ પણ હાથ લાગી જશે. ૧૦

**અથૈતદપ્યશક્તોઽસિ કર્તું મદ્યોગમાશ્રિતઃ ।**
**સર્વકર્મફલત્યાગં તતઃ કુરુ યતાત્મવાન્ ॥ ૧૧ ॥**

અન્વયાર્થ—અથ = હવે જો, એતત્ = એ ભાગવતસબધી કર્મો, કર્તું = કરવાને, અપિ = પણ, અશક્ત અસિ = અશક્ત હોઉ, તત = તો, યત–આત્મવાન્ = મન–ઇન્દ્રિયાદિને વશ કરીને, મત્–યોગ = મારા યોગનો, આશ્રિત =

આશ્રય લઈને, સર્વ-કર્મ-ફલ-ત્યાગં = સર્વ કર્મોના ફળનો ત્યાગ, કુરુ = કર. ૧૧

અનુવાદ—હવે જો ભગવત્સંબંધી કર્મ કરવાને પણ અશક્ત હોઉં તો મન-ઇન્દ્રિયને વશ કરીને મારા યોગનો આશ્રય લઈને સર્વ કર્મોના ફલનો ત્યાગ કર. ૧૧

કૃષ્ણપ્રિયા—હવે આ શ્લોકમાં એથી પણ સરળ માર્ગ બતાવે છે–

'અથૈતદપ્યશક્તોસિ' – અર્જુનને કદાચ લાગે કે ભગવાન શી રીતે રાજી થાય તેની જ સમજ ન હોય તો પછી 'ભગવાનને માટે કાર્ય શી રીતે કરવાં?' તેની જ મૂંઝવણમાં માર્ગદર્શન આપ્યું કે અભ્યાસયોગ ન સાધી શકે, મને રાજી કરનારાં કામ ન કરી શકે તો 'મારો યોગ સાધી લે' એમ કહે છે –

'મદ્યોગમાશ્રિત:' જે કર્મમાં મારો સંબંધ હોય તેવાં કર્મ કરવાનું રાખ. મારો યોગ જેમની સાથે હોય તેવા ભક્તોનો આશ્રય રાખ. સંધ્યા, અગ્નિહોત્ર, તીર્થાટન આદિ મારા સંયોગવાળાં કર્મ મનાય છે તેનું આચરણ કરવાનું રાખ. પરંતુ નીચેની વાત ધ્યાનમાં લેજે –

'સર્વકર્મફલત્યાગમ્' અગ્નિહોત્રાદિ સર્વ ધર્મકાર્ય કરજે અને પ્રયત્નપૂર્વક ફળનો ત્યાગ કરજે અથવા ફળ ભગવાનને સમર્પણ કરજે. ૧૧

**શ્રેયો હિ જ્ઞાનમભ્યાસાજ્જ્ઞાનાદ્ધ્યાનં વિશિષ્યતે ।**
**ધ્યાનાત્કર્મફલત્યાગસ્ત્યાગાચ્છાન્તિરનન્તરમ્ ॥૧૨॥**

અન્વયાર્થ—અભ્યાસાત્ = અભ્યાસ કરતાં, જ્ઞાનમ્ = જ્ઞાન, શ્રેય: = શ્રેષ્ઠ છે, જ્ઞાનાત્ = જ્ઞાન કરતાં, ધ્યાનં = ભગવદ્ધ્યાન, વિશિષ્યતે = વધુ શ્રેષ્ઠ છે, ધ્યાનાત્ = ધ્યાન કરતાં, કર્મફલ-ત્યાગ: = કર્મના ફળનો ત્યાગ વધુ શ્રેષ્ઠ છે, હિ = કારણ કે, ત્યાગાત્ = ત્યાગથી, અનંતરમ્ = તત્કાળ, શાન્તિ: = શાંતિ પ્રાપ્ત થાય છે. ૧૨

અનુવાદ—કેવલ અભ્યાસ કરતા જ્ઞાન ઉત્તમ છે. કેવલ જ્ઞાન કરતાં ભગવત્સ્વરૂપનું ધ્યાન ઉત્તમ છે. ધ્યાન કરતાં કર્મ-ફલનો ત્યાગ વધુ શ્રેષ્ઠ છે, ત્યાગથી તત્કાળ શાંતિ પ્રાપ્ત થાય છે.

કૃષ્ણપ્રિયા—કર્મફળત્યાગ એ ઉત્તમ છે અને તત્કાળ શાંતિપ્રદ છે એનુ પ્રતિપાદન આ શ્લોકમાં કરે છે—

'શ્રેયો હિ જ્ઞાનમભ્યાસાત્'—માત્ર માનસિક સ્મરણ માત્ર કરવા કરતાં 'સમજ સહિત સ્મરણ' કરવું એ કેવલ ધ્યાન કરતાં વધુ લાભકારક બનશે.

'જ્ઞાનાદ્ ધ્યાનં વિશિષ્યતે'—સ્મરણ અને સમજપૂર્વકના જ્ઞાનથી પણ આગળ વધીને ધ્યાન કરવું. ભગવાનનું સ્વરૂપ કેવું છે એની સમજનું નામ જ્ઞાન, તે સ્વરૂપને સ્મરણ દ્વારા હૃદયમાં રાખવા પ્રયત્ન કરવાનું નામ અભ્યાસ. જ્ઞાન અને અભ્યાસના બળથી મનમાં સ્થિર કરી લેવું એનું નામ ધ્યાન.

'ધ્યાનાત્ કર્મફલત્યાગઃ ત્યાગાત્ શાંતિરનન્તરમ્'—માત્ર ધ્યાન એકલું જ કરવા કરતાં કર્મના ફળનો ત્યાગ કરી કર્મ કરવું શ્રેષ્ઠ છે. ફળનો ત્યાગ કરતાંની સાથે જ ચિરંતન શાંતિ મળશે.

તાત્પર્ય કે—'જ્ઞાન, અભ્યાસ અને ધ્યાન સહિત ભગવદર્થ કર્મ કરવું એ જ શ્રેષ્ઠ છે' ભગવાનને માટે કર્મ કરવું એ જ ફરજ છે. ૧૨

**અદ્વેષ્ટા સર્વભૂતાનાં મૈત્રઃ કરુણ એવ ચ ।**
**નિર્મમો નિરહંકારઃ સમદુઃખસુખઃ ક્ષમી ॥ ૧૩ ॥**
**સંતુષ્ટઃ સતતં યોગી યતાત્મા દૃઢનિશ્ચયઃ ।**
**મય્યર્પિતમનોબુદ્ધિર્યો મદ્ભક્તઃ સ મે પ્રિયઃ ॥૧૪॥**

અન્વયાર્થ—સર્વભૂતાનામ્ = કોઈપણ પ્રાણીનો દ્વેષ નહિ કરનાર, મૈત્રઃ = પ્રાણીમાત્રનો મિત્ર, એવ ચ = તેમજ, કરુણઃ = જીવ માત્ર માટે દયાળુ, નિર્મમઃ = મમતા રહિત, નિરહંકારઃ = અહંકાર રહિત, સમદુઃખસુખઃ = સુખદુઃખમાં સમાન મનવાળો, ક્ષમી = ક્ષમાવાન, સતતં સંતુષ્ટઃ = સદા સર્વદા સંતોષી, સતતયોગી = સદા ચિંતનશીલ, યત = આત્મા = મન = ઇન્દ્રિયોને સંયમમાં રાખનાર, દૃઢનિશ્ચયઃ = દૃઢ નિશ્ચયવાળો, મયિ અર્પિત મનઃ = બુદ્ધિઃ = મારામાં મન બુદ્ધિ અર્પણ કર્યાં છે એવો, યઃ = જે, મદ્ભક્તઃ = મારો ભક્ત છે, સઃ = તે, મે પ્રિયઃ = મને પ્રિય છે. ૧૩, ૧૪

અનુવાદ—કોઈ પણ પ્રાણીનો દ્વેષ ન કરનાર, પ્રાણીમાત્રનો મિત્ર, તેમજ જીવમાત્ર માટે દયાળુ, મમતારહિત, અહંકાર-રહિત, સુખદુઃખમાં સમાન મનવાળો, ક્ષમાવાળો, સદા સર્વદા સંતોષી, નિત્ય ચિંતનશીલ, જીતેન્દ્રિય, દૃઢનિશ્ચયી, મારામાં મનબુદ્ધિને રાખનારો જે મારો ભક્ત છે તે મને પ્રિય છે. ૧૩,૧૪

કૃષ્ણપ્રિયા—ભક્તોના લક્ષણોની કે ભક્તના ગુણોની સંકલના કરે છે—

(૧) અદ્વેષ્ટા સર્વભૂતાનામ્-કોઈપણ પ્રાણીનો દ્વેષ ન કરનાર. પોતાના કરતાં બીજામાં વધુ સુખ ધન જ્ઞાન માન કીર્તિ વગેરે જોતાં સામાન્ય માનવની દ્વેષબુદ્ધિ થાય છે તે પ્રકૃતિ જેનામાં ન હોય તે સર્વપ્રથમ ભક્ત. (૨) 'મૈત્રઃ'-ભક્તજનની મૈત્રી ચાહનાર. (૩) 'કરુણઃ'-શક્તિ વિનાનાને જોઈ તેમનામાં દયા રાખનાર. દુઃખીને જોઈ દયા ખાનાર. 'એવ ચ' આ અવ્યયો એમ સૂચવે છે કે કદી પણ દુશ્મનને દુઃખી દેખીને પણ કઠોર ન થનાર. (૪) નિર્મમઃ- શરીર અને સંસારમાં મમતા વિનાનો; દુઃખીની સેવા કરવા છતાં મમતા ન રાખનાર. (૫) 'નિરહંકારઃ'-દેહાભિમાન રહિત, જ્ઞાન ગુણ રૂપ વગેરેના અભિમાનથી રહિત (૬) સમદુઃખસુખઃ-સંયોગવિયોગથી થતાં સુખદુઃખમાં સમતોલપણું જાળવનાર અથવા સુખદુઃખને સરખી નજરે જોનાર, સુખદુઃખને ભગવત્પ્રસાદ માનનાર. (૭) 'ક્ષમી'-ક્ષમાવાન એટલે દુર્જન વગેરે અપમાન કરે તેને સહન કરનાર. (૮) 'સંતુષ્ટઃ સતતં'-દૈવેચ્છાથી જે મળે તેમાં સંતોષ દૃષ્ટિવાળો. ત્રણે કાલમાં સંતોષી. (૯) 'સતતં યોગી'-નિત્ય હરિચિન્તનશીલ. (૧૦) 'યતાત્મા'-સ્વભાવને સ્વવશ રાખનાર. (૧૧) 'દૃઢનિશ્ચયઃ'-સિદ્ધાન્ત, મતવચન, પ્રતિજ્ઞા આદિના પાલનમાં દૃઢ નિશ્ચયવાળો. (૧૨) 'મય્યર્પિતમનોબુદ્ધિઃ'-મનબુદ્ધિને મારામાં પરોવીને રાખનાર. ભગવાન કેવા દયાળુ છે, કેવા મનોહર છે કેટલા બધા ભક્તવત્સલ છે વગેરે વિચારો કરતાં મન ભગવાનમાં રહેશે. હું પ્રભુનો જ છું એવો બુદ્ધિનો નિશ્ચય કરી બુદ્ધિનુ સમર્પણ કરવુ. ભીષ્મ પિતામહે 'ઇતિમતિરુપકલ્પિતા' એ સ્તુતિમાં જેમ સમર્પણ કર્યું છે. ૧૩, ૧૪

**યસ્માન્નોદ્વિજતે લોકો લોકાન્નોદ્વિજતે ચ યઃ ।**
**હર્ષામર્ષભયોદ્વેગૈર્મુક્તો યઃ સ ચ મે પ્રિયઃ ॥ ૧૫ ॥**

અન્વયાર્થ—યસ્માત્ = જેનાથી, લોકઃ = કોઈ પણ માણસ, ન ઉદ્વિજતે = ઉદ્વેગ પામતો નથી, ચ = અને, યઃ = જે, લોકાત્ = કોઈ પણ માણસથી, ન ઉદ્વિજતે = ઉદ્વેગ પામતો નથી, ચ = તથા, યઃ = જે, હર્ષ-અમર્ષ-ભય-ઉદ્વેગૈઃ = હર્ષ-રોષ-ત્રાસ અને ઉદ્વેગથી, મુક્તઃ = છૂટેલો છે, સઃ = તે, મે પ્રિયઃ = મારો પ્યારો છે. ૧૫

અનુવાદ—જે ભક્તથી લોકોને સંતાપ થતો નથી અને કોઈ લોકોના સંસર્ગથી પોતાને ઉદ્વેગ થતો નથી. તેમજ હર્ષ, ક્રોધ, ત્રાસ અને ઉદ્વેગથી મુક્ત હોય છે તે ભક્ત મને પ્રિય હોય છે. ૧૫

કૃષ્ણપ્રિયા—તેરમા શ્લોકમાં ભક્તનાં સાત લક્ષણો આપ્યાં, ચૌદમા શ્લોકમાં પાંચ લક્ષણો આપ્યાં. આ શ્લોકમા બીજાં છ લક્ષણો બતાવે છે.

(૧૩) 'યસ્માન્નો દ્વિજતે લોકઃ'—પોતાના વર્તનથી, વચન અને કર્મથી કે કોઈ તપ વગેરે ધર્મથી કોઈને કંટાળો, ક્લેશ, ભય પેદા ન કરનારને ભક્ત મનાય. ધ્રુવજીએ તપ આદર્યું, દેવો ભય પામવા લાગ્યા ત્યારે ભગવાને કહ્યું ન ગભરાશો. તમારું સ્થાન લૂંટવા આ તપ નથી. પરંતુ મને મેળવવા માટે તપ છે. એક જ વાત લક્ષમાં રાખવી કે આપણું વચન, વર્તન, વેષ, વિચાર વગેરે એવાં ન જ હોય કે જે બીજાને દુઃખ કરે.

(૧૪) 'લોકાન્નોદ્વિજતે ચ યઃ'—લોકના કોઈ પણ વ્યવહારથી પોતાને પણ ઉદ્વેગ—ખેદ ન થવો જોઈએ. કદાચ આપણને ઉખેડવા માટે લોકો પ્રયાસ કરતો હોય. પરંતુ મંગલ જ થવાનું છે, તો ક્લેશ શા માટે ?

(૧૫) 'હર્ષમુક્તઃ'—ગમતુ કાંઈ બને કે ઈષ્ટ વસ્તુ મળે તો આનંદના ઉન્માદમાં ન આવવુ. હૃદયના પૂર્ણ ગંભીર રહેવું. ભગવાનની પ્રાપ્તિ વિનાના કોઈ પણ લાભ મહત્ત્વના નથી

(૧૬) 'અમર્ષમુક્તઃ'—અમર્ષનો અર્થ ગેપ થાય છે વળી કોઈની ઉન્નતિને ન સાંખવી એ પણ અમર્ષ કહેવાય છે. ભક્ત અમર્ષ એટલે એવી અસહિષ્ણુતા વિનાનો હોય છે. ઉન્નતિ ભગવાનનો પ્રસાદ છે. અન્યની ઉન્નતિથી રાજી થાય તેને ત્યાં ઉન્નતિની નદી અવતરે.

(૧૭) 'ભયમુક્તઃ'—ભયથી મુક્ત. રક્ષક શ્રીહરિ શિરે બિરાજે છે અને સ્વયં સર્વસમર્થ છે પછી ભય શા માટે ?

(૧૮) 'ઉદ્વેગમુક્તઃ'—ઉદ્વેગથી રહિત. મનની વ્યાકુળતાનું નામ ઉદ્વેગ છે. સેવામાં તે પ્રતિબંધક છે. ચંચલતા, વ્યાકુળતા, ખેદ વગેરે હોય ત્યારે સેવામાં મન નહીં પરોવાય. ભક્તે સદા ઉદ્વેગ વિનાના થવું. ૧૫

**અનપેક્ષઃ શુચિર્દક્ષ ઉદાસીનો ગતવ્યથઃ ।**
**સર્વારંભપરિત્યાગી યો મદ્‌ભક્તઃ સ મે પ્રિયઃ ॥૧૬॥**

અન્વયાર્થ—અનપેક્ષઃ = નિઃસ્પૃહ, શુચિઃ = પવિત્ર, દક્ષઃ = કુશલ, ઉદાસીનઃ = તટસ્થ, ગતવ્યથઃ = વ્યથા વગરનો, સર્વ—આરંભ—પરિત્યાગી = સર્વ સકામ કર્મોનો ત્યાગ કરવાના સ્વભાવવાળો, યઃ = એવો જે, મદ્‌ભક્તઃ= મારો ભક્ત છે, સઃ = તે, મે પ્રિયઃ = મને વહાલો છે. ૧૬

અનુવાદ—નિઃસ્પૃહ, પવિત્ર, નિપુણ, તટસ્થ, વ્યથા વિનાનો અને સર્વ સકામ કર્મનો ત્યાગ કરનાર આવા ગુણવાળો જે ભક્ત મને ભજે છે તે મને પ્રિય છે. ૧૬

કૃષ્ણપ્રિયા—હવે આ શ્લોકમાં બીજાં ૭ લક્ષણો બતાવે છે.—

(૧૯) 'અનપેક્ષઃ'—કોઈપણ અભિલાષ વિનાનો. સેવાપરાયણ કે કર્તવ્યપરાયણતા સિવાય કોઈ જ કામના ન થવી, ન થવા દેવી એ અનપેક્ષના મનુષ્યનો અલંકાર છે. તાત્પર્ય કે કશી કામના જ નથી તે નિરપેક્ષ છે, છતાં નિરપેક્ષ નિષ્ક્રિય તો નથી જ.

(૨૦) 'શુચિઃ'—પવિત્ર, પવિત્રતા સંગથી અને દ્રવ્યથી નષ્ટ થાય છે. દ્રવ્ય કમાવામાં કે તેનો વહીવટ કરવામાં દાનતથી પવિત્રતા એ શુચિતા છે. તેથી સત્સંગનિષ્ઠ રહેવું. જેથી તન મન ધનથી જીવનની પવિત્રતા સચવાશે.

(૨૧) 'દક્ષઃ'—સ્વકાર્યમાં નિપુણ થવું. ખરી નિપુણતા તો ચિત્તને પ્રભુમાં પરોવી રાખવામાં છે. વળી ભકતે તો ભગવત્સેવા શૃંગાર સામગ્રી સિદ્ધ કરવામાં નિત્ય નિપુણ રહેવું.

(૨૨) 'ઉદાસીનઃ'—તટસ્થવૃત્તિ સુખદુઃખ કે લાભહાનિ કે સંયોગવિયોગ બને છતાં 'સમતુલા' ન ગુમાવવી. હરિઇચ્છાથી સર્વ બને છે એમ સમજી મનનું સમત્વ જાળવવુ. વળી સ્તુતિ, નિંદા. માનપદ, સ્થાન વગેરે મળે તો પણ મન ભગવાનમાં રાખવું.

(૨૩) 'ગતવ્યથઃ'—મનની પીડાથી દૂર રહેવું. કોઈપણ ક્લેશકર પ્રસંગથી માનસિક રીતે ખિન્ન ન થવું. નરસિંહ મહેતા જેવા નિશ્ચિંત બનવું. કુંવરનું મામેરું કૃષ્ણને કરવું હોય તો ભલે કરે, ભકત શાને ચિંતા કરે ?

(૨૪) 'સર્વારંભપરિત્યાગી'—ફળની આશાથી કોઈ કાર્યો આરંભવાં નહી. પરંતુ ભગવાને નક્કી કરેલાં અને આપણા કર્તવ્ય તરીકે આવેલાં કાર્યો અનાસકત થઈ કરવાં. ૧૬

**યો ન હૃષ્યતિ ન દ્વેષ્ટિ ન શોચતિ ન કાંક્ષતિ ।**
**શુભાશુભપરિત્યાગી ભક્તિમાન્ યઃ સ મે પ્રિયઃ ॥૧૭॥**

અન્વયાર્થ—યઃ = જે ભકત, ન હૃષ્યતિ = પ્રિય પ્રાપ્ત થતાં હરખાતો નથી, ન દ્વેષ્ટિ = અપ્રિય પ્રાપ્ત થતાં સૂગ કરતો નથી, ન શોચતિ = શોક કરતો નથી, ન કાંક્ષતિ = ઇચ્છા કરતો નથી, યઃ = જે, શુભ–અશુભ–પરિ-

ત્યાગી = શુભ અને અશુભ કર્મ–ફલનો સંપૂર્ણ ત્યાગી, ભક્તિમાન્ = ભક્તિવાળો છે, સઃ = તે ભક્ત, મે પ્રિયઃ = મને પ્રિય છે. ૧૭

અનુવાદ—પ્રિય પદાર્થ મળતાં હર્ષાવેશમાં આવતો નથી, અપ્રિય મળતાં અકળાતો નથી, શોક કરતો નથી કે કામના કરતો નથી. શુભ–અશુભ બન્ને પ્રકારનાં ફલવાળાં કર્મને ત્યજી દે છે અને ભગવત્કર્મ કરે છે અને ભક્તિ કરે છે તે ભક્ત મને પ્રિય છે. ૧૭

કૃષ્ણપ્રિયા—આ સત્તરમા શ્લોકમાં ભક્તનાં બીજાં છ લક્ષણો આપે છે–

(૨૫) 'યો ન હૃષ્યતિ'—જરા સારી વસ્તુ મળી કે વધારે સારી વસ્તુ મળે તો પણ હર્ષાવિષ્ટ ન થવું.

(૨૬) 'ન દ્વેષ્ટિ'—અણગમતી વસ્તુ મળી કે બનાવ બન્યો તો તેના ઉપર દ્વેષ ન કરવો. મનને ન રુચે તેવા પ્રસંગે પણ દ્વેષ વિનાના એટલે અણગમા વિનાના રહેવું.

(૨૭) 'ન શોચતિ'—શોક ન કરવો. મળેલી પ્રિય વસ્તુ નષ્ટ થઈ. પછી સ્વજન, ધન, માન વગેરે કોઈ પણ હોય છતાં શોક ન કરવો. આપણું ઋણ પૂર્ણ થયું. ગઈ તો હરિઇચ્છા. માત્ર હરિભક્તિ ન જાય એ જોવાનું

(૨૮) 'ન કાંક્ષતિ'—કોઈ જ કામના ન કરવી જે વસ્તુ ન હોય, વળી જરૂરની હોય તો પણ કામના ન કરવી જે નક્કી છે તે ધન, સ્વજન, માન મળવાનાં જ છે માત્ર કર્તવ્યપરાયણ રહેવું પણ કામના ન કરવી.

(૨૯) 'શુભાશુભપરિત્યાગી'—શુભાશુભ ફળ આપનારાં કર્મ ત્યજી દઈ કેવલ ભગવત્પ્રીત્યર્થ કર્મ કરે છે કે કેવલ ભગવન્નિમિત્તના જે કર્મ છે તે કરે, છે, તે જ પ્રસન્ન હૃદયથી રહી શકે છે.

(૩૦) 'ભક્તિમાન્'—નિત્ય ભક્તિથી ભરપૂર, ભક્તિમાન એટલે ભગવાનમાં પ્રીતિવાળો અને પ્રતિક્ષણ સેવામાં જ તરબોળ. પછી આ સમસ્ત વિશ્વને ભગવાન સ્વરૂપે ભજે તે પણ ઇષ્ટ છે ૧૭

**સમઃ શત્રૌ ચ મિત્રે ચ તથા માનાપમાનયોઃ ।**
**શીતોષ્ણસુખદુઃખેષુ સમઃ સંગવિવર્જિતઃ ॥ ૧૮ ॥**

અન્વયાર્થ—ચ = અને વળી, શત્રૌ = શત્રુમાં, ચ = તથા, મિત્રે = સ્નેહીમાં, સમઃ = સમદૃષ્ટિવાળો, તથા = તેમજ, માન–અપમાનયોઃ = માનમાં

અને અપમાનમાં સમાન મતવાળો, શીત-ઉષ્ણ-સુખદુઃખેષુ = ઠંડી અને ગરમીમાં તથા સુખમાં અને દુઃખમાં, સમઃ = સમભાવવાળો, સંગ-વિવર્જિતઃ= અને સર્વત્ર અનાસક્ત છે, તે મને પ્રિય છે. ૧૮

અનુવાદ—વળી શત્રુ અને મિત્રમાં સમાન બુદ્ધિવાળો, માન અને અપમાનમાં સરખી નજરે જોનારો, ઠંડી-ગરમી, સુખદુઃખ વગેરે સમભાવ રાખનારો અને સર્વ પ્રકારના સંગ વિનાનો ભક્ત મને પ્રિય છે.

કૃષ્ણપ્રિયા—આ અઢારમા શ્લોકમાં ભક્તનાં બીજાં ચાર લક્ષણો આપે છે. 'સમત્વ' એ સંતનો સર્વશ્રેષ્ઠ ગુણ છે. તેનું વિવેચન આ શ્લોકમાં કરે છે.

(૩૧) 'સમઃ શત્રૌ ચ મિત્રે ચ'-શત્રુમિત્રમાં સમાન બુદ્ધિ રાખવી. નિંદા વિરોધ દ્વેષ વગેરે કરનારને શત્રુ મનાય છે. તે ભલે કાંઈ કરે પણ સામો દ્વેષ ન કરવો. જો દ્વેષ કરતો હશે તો મારા દોષોનો કરે છે મારે શું ? તે દ્વેષ કરે તો પણ મારું તો કલ્યાણ જ થશે. મિત્ર અનુરાગ કરનારને મનાય છે. તેનામાં આસક્તિ કરવાથી કર્તવ્ય ચૂકાય છે એટલે ભક્તિમાં સાધક હોય ત્યાં ભગવદીય તરીકે પ્રેમ કરવો પરંતુ મિત્ર તરીકે મોહ ન કરવો.

(૩૨) 'તથા માનાપમાનયોઃ'-માન કે અપમાન મળે તો પણ સમતોલપણું જાળવવું. માન ભગવાનને અને સદ્દગુણોને મળ્યું છે એમ માનવું. અપમાન અવગુણોને અને અસત્કર્મને મળ્યું છે તો તે હેતુને ત્યજવા પણ દુઃખી ન થવું.

(૩૩) 'શીતોષ્ણસુખદુઃખેષુ સમઃ'-ઋતુના ધર્મ પ્રમાણે શીત-ઉષ્ણના આવે, પ્રારબ્ધના ભોગ પ્રમાણે સુખ-દુઃખ આવે, તે સાથે તે વખતે તેમની સાથે વિવેકથી વર્તવુ.

(૩૪) 'સંગવિવર્જિતઃ'-પ્રયત્નપૂર્વક આસક્તિથી પર રહેવું. ૧૮

**તુલ્યનિન્દાસ્તુતિર્મૌની સન્તુષ્ટો યેન કેનચિત્ ।**
**અનિકેતઃ સ્થિરમતિર્ભક્તિમાન્ મે પ્રિયો નરઃ ॥૧૯॥**

અન્વયાર્થ—તુલ્ય-નિન્દા-સ્તુતિઃ = નિંદા અને સ્તુતિમાં સમબુદ્ધિવાળો, મૌની = મિતભાષી, યેન કેનચિત્ સંતુષ્ટઃ = જેનાથી તેનાથી સંતોષી, અનિકેતઃ = ઘરમાં આસક્તિ રહિત, સ્થિર-મતિઃ = દૃઢ બુદ્ધિવાળો, ભક્તિમાન્ નરઃ = ભક્ત મનુષ્ય, મે પ્રિયઃ = મારો પ્રીતિપાત્ર છે. ૧૯

અનુવાદ—નિંદા-સ્તુતિમાં સમાન બુદ્ધિવાળો, મિતભાષી, યથાલાભસંતોષ, ઘરમાં આસક્તિ વગરનો, દૃઢબુદ્ધિવાળો મનુષ્ય મને પ્રિય છે. ૧૯

કૃષ્ણપ્રિયા—આ શ્લોકમાં બીજાં પાંચ લક્ષણો આપી ભગવાન લક્ષણોનો ઉપસંહાર કરે છે—

(૩૫) 'તુલ્યનિન્દાસ્તુતિઃ'—સ્તુતિ-નિન્દામાં સમદૃષ્ટિ રાખવી. સ્તુતિ ભગવાનના ગુણોની થાય છે. નિન્દા જીવમાં રહેલા દોષોની થાય છે. વિવેકપૂર્વક બન્નેમાં સમતોલપણું જાળવવું. સ્તુતિથી ફુલાઈ ન જવું. નિન્દાથી મૂંઝાઈ ન જવું અને નિંદાના નિમિત્તને દૂર કરવાં.

(૩૬) 'મૌની'—મિતભાષી થવુ અને સતત મનનશીલ રહેવું.

(૩૭) 'સન્તુષ્ટઃ યેન કેનચિત્'—જે વ્યક્તિ, જે વસ્તુ, જે સ્થિતિ, જે જ્ઞાન વગેરે મળે તેમાં ઓછું ન લાવવું પરંતુ મનને પ્રસન્ન રાખવું.

(૩૮) 'અનિકેતઃ'—ગૃહકાર્ય કરવાં પરંતુ આગ્રહી કે આસક્ત થઈ ન કરવાં સહજ ભાવે જે થઈ શકે તે કરવાં. ૧૯

**યે તુ ધર્મ્યામૃતમિદં યથોક્તં પર્યુપાસતે ।**
**શ્રદ્દધાના મત્પરમા ભક્તાસ્તેઽતીવ મે પ્રિયાઃ ॥૨૦॥**

અન્વયાર્થ—તુ = પરંતુ, યે = જે ભક્તો, શ્રદ્દધાનાઃ = મારામાં શ્રદ્ધા રાખનારા, મત્-પરમાઃ = અને મારે પરાયણ, ઇદં = આ, ધર્મ્ય-અમૃતં = ધર્મયુક્ત વચનામૃત, યથા ઉક્તં = મારા કહ્યા પ્રમાણે, પરિ-ઉપાસતે = સર્વ રીતે સદા આચરે છે, તે ભક્તાઃ = તે ભક્તો, મે = મારા, અતીવ પ્રિયાઃ = અતિશય પ્યારા છે ૨૦

અનુવાદ—જે ભક્તો શ્રદ્ધા રાખી મત્પરાયણ બની મારા કહેલા આ ધર્મમય વચનામૃતને મારા કહ્યા પ્રમાણે સદા સર્વ રીતે આચરે છે તે ભક્તો મને અતિશય પ્યારા છે. ૨૦

કૃષ્ણપ્રિયા—'યે તુ'—ભગવાન 'યે' પદથી ભાગ્યશાળીનો નિર્દેશ કરે છે. આ કહેલ ગુણોને સાંભળનાર અને આચરનાર ભાગ્યશાળી હશે.

'ધર્મામૃતમ્'—સ્વર્ગીય દેવોનાં અમૃત કરતાં આ 'ધર્મામૃત' અત્યંત ઉત્તમ છે. સ્વર્ગમાં અમૃત લાંબું આયુષ્ય આપશે પરંતુ ધર્મામૃત સાધક બનાવશે, વળી પરમાનંદ આપશે, આ ધર્મામૃત પીનારમાં જે ગુણો આવશ્યક છે જે દર્શાવે છે—

'શ્રદ્ધાનાઃ'–અત્યંત શ્રદ્ધા રાખનારા જ સલાહ માનીને અમલ કરશે. ફળ તો પ્રારંભે જોવા ન મળે. કેવલ વક્તાના વચનમાં વિશ્વાસ રાખીને જ અમલ કરવો જોઈએ. વક્તા આપ્તજન છે એટલે સત્ય અને શ્રેયસ્કર જ વાત કહે છે. હવે શ્રદ્ધાળુને બીજા એક ગુણની જરૂર છે—

'મત્પરમાઃ'–ભગવત્પરાયણ થવું એ વધુ મહત્ત્વનું છે કારણ કે ક્ષણે ક્ષણે હરિપરાયણ થનારને જ બળ મળે છે.

ભગવાન શ્રીકૃષ્ણ અત્યંત સ્નેહવશ બની આ ફળશ્રુતિ સંભળાવે છે કે આ દર્શાવેલા મારા વચનામૃતને શક્યતા પ્રમાણે શ્રદ્ધાથી અને મારામાં અનન્ય ભાવથી પીશે અને પાળશે તેવો હું બનીશ અને તે મારો અતિશય પ્રિય બનશે. ૨૦

શ્રી ભક્તિયોગ નામનો બારમો અધ્યાય સંપૂર્ણ

श्रीहरिः

# અધ્યાય ૧૫મો

## શ્રીપુરુષોત્તમયોગ

શ્રીમદ્ ભગવદ્ગીતાના ૧૫મા અધ્યાયનું નામ શ્રીપુરુષોત્તમ યોગ છે. એના ૨૦ શ્લોકમાં ભગવાને, જગત અને જીવના સ્વરૂપની સ્પષ્ટતાથી સમજ આપી છે. તેનુ કારણ ચૌદમા અધ્યાયના અંતમાં 'માં ચ યોऽव्यभिचारेण भक्तियोगेन सेवते' એ ૨૬ મા શ્લોકમાં ભગવાને એમ કહ્યું કે અનન્ય ભક્તિયોગથી મને સેવે છે તે ત્રણ ગુણોને જીતીને 'બ્રહ્મભાવ' પ્રાપ્ત કરી શકે છે. ત્યાર પછી ૨૭મા શ્લોકમાં ભગવાને કહ્યું કે બ્રહ્મની, વેદની, મોક્ષની, વૈકુંઠાદિલોકની, ધર્મની અને સુખ વગેરેની હું પ્રતિષ્ઠા છું એટલે તેને પ્રાપ્ત કરવાનુ હું મૂલસ્થાન છું" એમ ભગવાનને જ સર્વનુ 'મૂલ' બતાવ્યા

હવે આ બે શ્લોકોમાં ભગવાન સર્વનું 'મૂલ' છે એવુ જ્યારે કહેવામાં આવ્યું ત્યારે સહજ વિચાર આવે કે તે 'माम्' પદથી સર્વના મૂલને સમજાવે છે તે 'माम्' કોણ હશે ?

ને તે 'माम्' પદથી ઓળખાવાતા સ્વરૂપને ન સમજીએ તો ભક્તિ શી રીતે કરીએ ? તેમજ ભજનાર પોતાના સ્વરૂપને ન સમજે અને ભગવાનની સાથેના સબંધને ન સમજે તો પણ ભજન કરવામાં રસ ન આવે

તેથી ભગવાનના હૃદયમાં અર્જુનજીના નિમિત્તે પ્રત્યેક જિજ્ઞાસુને ત્રણ વસ્તુ સમજાવવાનુ મન થયું. તે ત્રણ વસ્તુ એટલે ભગવાન જીવ અને જગતનું સ્વરૂપ આ અધ્યાયમા સરલતાથી સમજાવવાનો આરંભ કરે છે ૧૪મા અધ્યાયમાં 'ब्रह्मणो हि प्रतिष्ठाहम्' પ્રતિષ્ઠા શબ્દનો ઉલ્લેખ કર્યો છે તે શબ્દનો અર્થ 'મૂલ' એવો થાય છે આ અધ્યાયનો આરંભ તેથી જ 'ऊर्ध्वमूलम्' પદની શરૂ થાય છે હવે 'ऊर्ध्वमूल'માં ऊर्ध्व શબ્દનો શો અર્થ છે તે સમજાવે છે—

**ऊर्ध्वमूलमधःशाखमश्वत्थं प्राहुरव्ययम् ।**
**छन्दांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित् ॥१॥**

અન્વયાર્થ—ऊर्ध्वमूलम् = ઉપર મૂલવાળા એટલે ભગવાનરૂપી મૂલવાળા, अधःशाखम् = નીચે શાખાવાળા એટલે બ્રહ્માદિ દેવો વગેરે શાખાવાળા, अव्ययम् = અવિનાશી એવા વૃક્ષને, अश्वत्थम् = અશ્વત્થ પીપળા તરીકે કહે

છે, યસ્ય = જે અશ્વત્થ વૃક્ષની, છંદાસિ–વેદો–શ્રુતિની ઋચાઓને, પર્ણાનિ = પાંદડાં તરીકે કહેલ છે ય. = જે, તમ્ = તે વૃક્ષને, વેદ = જાણે છે, સ = તે વેદવિત્ = વેદના તાત્પર્યને જાણે છે ૧

અનુવાદ—જે વૃક્ષનું શ્રી પુરુષોત્તમ ભગવાન મૂળ કારણ છે, બ્રહ્માદિ દેવો વગેરે જે વૃક્ષની શાખાઓ છે. સ્વયં અવિનાશી છે, જેને અશ્વત્થ વૃક્ષ કહે છે. જે વૃક્ષની વેદની ઋચાઓ પાદડા છે, જે તે વૃક્ષને જાણે છે તે વેદના તાત્પર્યને જાણે છે ૧

કૃષ્ણપ્રિયા—'ઊર્ધ્વમૂલમ્'–ઊર્ધ્વ એટલે સર્વથી શ્રેષ્ઠ આ અધ્યાયના અંતમાં ૧૮ મા શ્લોકમાં 'પ્રથિત પુરુષોત્તમ' એવુ જે કહ્યુ તેમાં જે પુરુષોત્તમ છે તે સર્વથી પર છે, શ્રેષ્ઠ છે તે જ આ સર્વ બ્રહ્માંડનુ અને બ્રહ્માદિનું મૂલ પ્રગટ થવાનુ સ્થાન છે

સર્વ સામાન્ય વૃક્ષના 'મૂલ' જમીનમા નીચે હોય છે તેનાથી આ એક જુદા પ્રકારનુ વર્ણન છે એનુ એનુ જ તાત્પર્ય છે કે સર્વથી 'પર' ભગવાનમાંથી આ સમસ્ત સૃષ્ટિ, સૃષ્ટિના જીવો અને સૃષ્ટિની સામગ્રી બન્યાં છે પુરુષોત્તમ જ સર્વનુ કારણ છે

'અધઃ શાખમ્'–તે પુરુષોત્તમમાંથી જ આ બ્રહ્મા બ્રહ્માંડ ઇન્દ્રાદિ દેવ વગેરે એમાંથી પ્રગટેલ શાખાઓ છે આ શાખાઓમાંથી અનેક નાની નાની શાખાઓ થાય છે પ્રકૃતિ, મહત્તત્ત્વ અહંકાર, પંચ તન્માત્રા પંચ મહાભૂતો વગેરે શાખાઓ ગણાય છે

'અશ્વત્થમ્'–આ વૃક્ષની સંજ્ઞા છે આ બ્રહ્માંડ પીપળા જેવુ પવિત્ર વૃક્ષ છ પીપળો યજ્ઞની સમિધ માટે રચ્યો છે તેમજ આ બ્રહ્માંડ ભગવાને લીલા અને આનંદ માટે જ બનાવ્યુ છે, તે અશ્વત્થ એટલે અસ્થિર વૃક્ષ દેખાય છે છતા તિરોધાન પામે છે અગ્નિદેવ પીપળામાં રહ્યા છે પીપળો વિષ્ણુનુ સ્વરૂપ છે (તૈ બ્રા ૩–૮–૨૦–૧)

'અવ્યયમ્'–જેનો વ્યય–ક્ષય ન થાય તે અવ્યય કહેવાય છે આ વિરાટ વૃક્ષ સદા સર્વદા રહે છે કારણ કે ધાતા યથાપૂર્વમકલ્પયત્' વિધાતાએ હતું તેવુ જ કર્યુ છે

'છંદાસિ યસ્ય પર્ણાનિ'–વેદની ઋચાઓ આ વૃક્ષના પાન છે પાનથી વૃક્ષની નીચે બેસનારને છાયા મળે છે, અને તાપને હરે છે વેદના મંત્રો ભગવાનના સ્વરૂપનુ, યજ્ઞ–ધર્મ–કર્મનુ પ્રતિપાદન કરે છે જેના શ્રવણથી અને આચરણથી આનંદ અને સુખ મળે છે, 'સત્ય જ્ઞાન અનંત' એવા ભગવા-

નના સ્વરૂપના વર્ણનથી આનંદ થાય છે. યજ્ઞ ધર્મ વગેરે કરવાથી સુખ થાય છે.

'યસ્તં વેદ સ વેદવિત્'–આ વૃક્ષને સમજે છે તેને વેદનો જાણકાર કહે છે. ૧

**અધશ્ચોર્ધ્વં પ્રસૃતાસ્તસ્ય શાખા ગુણપ્રવૃદ્ધા વિષયપ્રવાલાઃ।**
**અધશ્ચ મૂલાન્યનુસંતતાનિ કર્માનુબન્ધીનિ મનુષ્યલોકે ॥૨॥**

અન્વયાર્થ—તસ્ય = તે વૃક્ષની, અધઃ = મનુષ્ય વગેરે વિવિધ જીવો નીચે, ચ = અને, ઊર્ધ્વમ્ = લીલાવતારો વગેરે ઉપર, શાખાઃ = શાખાઓ, પ્રસૃતાઃ = પ્રસરી છે, તે શાખાઓ, ગુણ-પ્રવૃદ્ધાઃ = સત્વાદિ ગુણોથી વિસ્તાર પામી છે. તે વૃક્ષના વિષયપ્રવાલાઃ = શબ્દ-સ્પર્શ વગેરે વિષયો પલ્લવો છે, આ વૃક્ષનાં મૂલાનિ = વાસનારૂપ મૂલો અધઃ = નીચે જીવ વગેરેમાં અનુસંતતાનિ = વ્યાપેલાં છે, તે મૂલો–મનુષ્યલોકે = આ મનુષ્યલોકમાં, કર્માનુબંધીનિ= ઉત્તરોત્તર કર્મરૂપ બંધનને ઉત્પન્ન કરનારાં છે. ૨

અનુવાદ—આ વૃક્ષની મનુષ્ય વગેરે વિવિધ જીવોની નીચેના ભાગમાં અને ઉપરના ભાગમાં લીલાવતારોમાં શાખાઓ પ્રસરી છે. તે શાખાઓ સત્વ વગેરે ગુણોથી વિસ્તાર પામી છે. શબ્દ સ્પર્શ વિષયો આ વૃક્ષનાં નવાં પલ્લવ છે, આ વૃક્ષનાં વાસનારૂપ મૂલો નીચે જીવ વગેરેમાં વ્યાપેલાં છે. અને તે મનુષ્ય લોકમાં ઉત્તરોત્તર કર્મરૂપ બંધનને ઉત્પન્ન કરનારાં છે. ૨

કૃષ્ણપ્રિયા—'તસ્ય અધઃ શાખાઃ પ્રસૃતાઃ'–તે વૃક્ષની નીચેના લોકોમાં વિવિધ પ્રકારના જીવોની શાખાઓ પ્રસરેલી છે. જેમાં મનુષ્યથી આરંભી કીટ-પતંગ સમાઈ જાય છે. તમોગુણ અને રજોગુણથી થતી ઉત્પત્તિ નીચેની શાખાઓ છે.

'તસ્ય ઊર્ધ્વં શાખાઃ પ્રસૃતાઃ'–ઉપરના શ્લોકમાં ગન્ધર્વ, દેવ વગેરે ભગવાનના લીલાવતારોમાં શાખાઓ ફેલાયેલી છે. સત્વગુણથી થતી ઉત્પત્તિ ઉપરની શાખાઓ છે. લીલાવતારો તો રૂપમાંથી છે.

'ગુણપ્રવૃદ્ધાઃ'–આવી જુદા પ્રકારની મનુષ્ય, દેવ, ગન્ધર્વ વગેરે શાખાઓનું પોષણ સત્વ રજ તમ વગેરે ગુણોથી જ થાય છે. વળી આ સમસ્ત જીવોરૂપી શાખાઓ પુણ્ય, પાપ, કામ, ક્રોધ, તપ, ધન, વગેરે જલના સિંચનથી ફૂલીફાલી છે.

'વિષયપ્રવાલાઃ'–શબ્દ, સ્પર્શ વગેરે વિષયસુખો, વૃક્ષનાં આકર્ષક એવાં

નવાં પાન-પલ્લવ લાલ પાન જોઈ મન અને ઇન્દ્રિય પરસ્ત લેસા લલચાય છે વિષયો પણ નવાંકુર જેવાં પ્રલોભન કરનારાં છે

'અધશ્ચ મૂલાન્યનુસંતતાનિ'-કર્મના અને શરીર ધારણ કરવાનાં કારણો તો વાસનાઓ છે. તે વાસનારૂપી મૂલ અધઃ ચ-નીચે અને ઉપર વ્યાપેલાં જ છે. સર્વ બ્રહ્માંડ વાસનાથી જ ઓતપ્રોત છે. જે ઉત્તમ ભાગવત્સેવા યજ્ઞ-યાગાદિ કર્મ કરાવે છે તે કર્મ માટે દેહ પણ અપાવે છે. ભોગકર્મ કરાવે છે તેવા દેહ પણ અપાવે છે. તેથી કહ્યું કે 'કર્માનુબન્ધીનિ' કે વાસના-રૂપી મૂલ કર્મ જન્મ નામના બંધને ઉત્પન્ન કરે છે. ૨

ન રૂપમસ્યેહ તથોપલભ્યતે નાન્તો ન ચાદિર્ન ચ સંપ્રતિષ્ઠા।
અશ્વત્થમેનં સુવિરૂઢમૂલમસઙ્ગશસ્ત્રેણ દૃઢેન છિત્વા ॥ ૩ ॥

અન્વયાર્થ—અસ્ય = આ વૃક્ષનું, રૂપં = સ્વરૂપ, યથા = જેમ વર્ણવ્યું તેમ, ઇહ = આ લોકમાં, ન ઉપલભ્યતે = જણાતું નથી, ન અન્તઃ = એનો છેડો નથી, ચ ન આદિઃ = અને આરંભ નથી, ન ચ સંપ્રતિષ્ઠા = ન તો મધ્ય એટલે તેની સ્થિતિ નથી જણાતી, સુવિરૂઢમૂલં = અતિશય દૃઢ મૂલવાળા, એનં = પૂર્વ વર્ણવેલા રૂપવાળા. આ અશ્વત્થ નામના સંસારવૃક્ષને, દૃઢેન = અસંગશસ્ત્રેણ = વૈરાગ્યરૂપ મજબૂત શસ્ત્રથી, છિત્વા = છેદીને – ૩

અનુવાદ—આ સંસારવૃક્ષનું બે શ્લોકમાં જે સ્વરૂપ વર્ણવ્યું તે આ લોકમાં સંસારીઓથી સમજાય તેવું નથી આ વૃક્ષનો અંત, આદિ અને મધ્ય પણ જડતા નથી. આવા અત્યંત દૃઢ મૂલવાળા આ વૃક્ષને 'અસંગ' શસ્ત્રથી છેદીને ભગવત્પદને શોધવું. ૩

કૃષ્ણપ્રિયા—'ન રૂપમસ્યેહ તથોપલભ્યતે'—ઉપરના બે શ્લોકમાં અશ્વત્થ વૃક્ષનું સ્વરૂપ વર્ણવ્યું એ વૃક્ષ 'ઇહ' સંસારમાં આસક્ત થઈને રહેલ જીવોને સમજાય તેવું નથી કારણ કે આનું સ્વરૂપ વિલક્ષણ છે કોઈ એને સર્પરજ્જુ જેવું વર્ણવે છે, કોઈ તેને સ્વપ્ન સમજે છે, કોઈ તેને સત્ય માને છે પરંતુ ભગવત્ક્રીડાત્મક તેનું જે સ્વરૂપ છે તે તો કોઈ જ જાણતું નથી જે ક્રીડાત્મક સ્વરૂપ છે તે તો આ અશ્વત્થ એટલે અસ્થિર અને વિનાશી સંસારવૃક્ષથી પર છે

'નાન્તો ન ચાદિર્ન ચ સંપ્રતિષ્ઠા'—આ વૃક્ષનો આદિ, મધ્ય અને અન્ત પણ સમજાય તેવાં નથી આ સંસારવૃક્ષ ક્યારે નાશ પામશે તે કોઈને સમજાતું નથી. આ સંસારવૃક્ષ ક્યાંથી થયું તેનો આદિ પણ સમજાતો નથી

જેનો આદિ—અન્ત ન સમજાય તેનું મધ્ય ન જ સમજાય. જે અલૌકિક ક્રીડાત્મક વૃક્ષ છે તે પુરુષોત્તમરૂપ હોવાથી તેનો આદિ, મધ્ય અને અંત હોતો નથી.

'અશ્વત્થમેનં સુવિરૂઢમૂલમસંગશસ્ત્રેણ દૃઢેન છિત્વા'—આ જે સંસાર નામનું વૃક્ષ છે, જે વિનાશી છે તેનું મૂળ અવશ્ય અસંગ નામના શસ્ત્રથી છેદવું જોઈએ. પણ ધન વગેરેની ઇચ્છાઓ મૂળ છે. આસક્તિઓ મૂળ છે. તેને વિવેક, ભક્તિ, વૈરાગ્યસાધનો દ્વારા દૂર કરવી. પછી હરિચરણની શોધ કરવી ૩

**તતઃ પદં તત્પરિમાર્ગિતવ્યં યસ્મિન્ગતા ન નિવર્તન્તિ ભૂયઃ**
**તમેવ ચાદ્યં પુરુષં પ્રપદ્યે યતઃ પ્રવૃત્તિઃ પ્રસૃતા પુરાણી ॥૪॥**

**અન્વયાર્થ**—તતઃ = આ સંસારવૃક્ષને છેદ્યા બાદ, તત્ = તે વૃક્ષના મૂળભૂત, પદં = પરમ પદને, માર્ગિતવ્યં = શોધવુ જોઈએ, કે યસ્મિન્ = જે પદમા, ગતાઃ = પહોંચેલા પુરુષો, ભૂયઃ = ફરીથી, ન નિવર્તન્તે = પાછા ફરતા નથી, યતઃ = પરમાત્મામાંથી, પુરાણી = પુરાતન, પ્રવૃત્તિઃ = વૃક્ષની પ્રવૃત્તિ, પ્રસૃતા = વિસ્તારને પામી છે, તમેવ = તે જ, આદ્યં ચ = આદ્ય અને દયાળુ એવા, પુરુષમ્ = પુરુષને, પ્રપદ્યે = શરણે જાઉં છુ. ૪

**અનુવાદ**—આ સંસારવૃક્ષને છેદ્યા પછી તે પરમ પદને શોધવું, કે જે પરમ પદમા પહોંચેલા ફરીથી કોઈ પાછા ફરતા નથી. જે પરમાત્માંથી આ પુરાતન વૃક્ષની પ્રવૃત્તિ વિસ્તાર પામી છે તે આદ્ય અને કૃપામય પુરુષને શરણે જાઉં છું. ૪

**કૃષ્ણપ્રિયા**—આ શ્લોકમાં પરમપદને પ્રાપ્ત કરવા પ્રપત્તિ એક જ પ્રયોગ છે એમ કહે છે—

'તતઃ પદં તત્ પરિમાર્ગિતવ્યમ્'—ભગવત્પદને જાણવાનો પ્રયત્ન કરવો એ જ તેનું સંશોધન છે. જે વસ્તુ નથી તેનું નવું સંશોધન કરીએ છીએ એવી ભ્રાન્તિ ન સમજવી. આસક્તિને લીધે ભગવત્પદ નથી મેળવાતું તેને મેળવવા પૂર્ણ પ્રયત્ન કરવો

'યસ્મિન્ ગતાઃ ન નિવર્તન્તિ ભૂયઃ'—હરિપદમાં પહોંચેલાને સંસાર-પ્રપંચ ફરીથી નથી હોતો, તે નિત્ય હરિચરણસેવનમાં રહે છે.

'યતઃ પ્રવૃત્તિઃ પ્રસૃતા પુરાણી'—જે ભગવાનમાંથી વિદ્યા, ભક્તિ, સેવા નામની પુરાતન પ્રવૃત્તિ શરૂ થઈ છે; અને હું એક છુ તે અનેકરૂપ બનુ એવી

કામનાથી આ વૃક્ષની પ્રવૃત્તિ શરૂ થઈ છે તે આદ્ય પુરુષને હું શરણે જાઉં છું. જેને શરૂ કર્યું છે તેને શરણે જઈએ તો સર્વ કાર્ય સરે છે. ૪

**નિર્માનમોહા જિતસંગદોષા અધ્યાત્મનિત્યા વિનિવૃત્તકામાઃ**
**દ્વન્દ્વૈર્વિમુક્તાઃ સુખદુઃખસંજ્ઞૈર્ગચ્છન્ત્યમૂઢાઃ પદમવ્યયં તત્ ૫**

અન્વયાર્થ—નિર્માનમોહાઃ = માન અને મોહથી રહિત, જિત-સંગદોષાઃ = સંગદોષને જીતનારા, અધ્યાત્મ-નિત્યાઃ = આત્મસ્વરૂપના ચિંતનમાં પરાયણ, વિનિવૃત્તકામાઃ = કામનાઓથી સર્વથા નિવૃત્ત, સુખદુઃખ-સંજ્ઞૈઃ = સુખ-દુઃખ વગેરે નામનાં, દ્વંદ્વૈઃ = દ્વન્દ્વોમાંથી, વિમુક્તાઃ = પર થયેલા છે, એવા અમૂઢાઃ = વિવેકી જનો, તત્ = તે, અવ્યયં = અવિનાશી, પદં = પરમ પદને, ગચ્છન્તિ = પ્રાપ્ત કરે છે. ૫

અનુવાદ—માન અને મોહ વિનાના, સંગદોષને જીતનારા, આત્મસ્વરૂપના ચિંતનમાં નિત્ય રહેલા, સર્વ કામનાઓથી સર્વથા રહિત, સુખદુઃખ નામનાં દ્વન્દ્વોથી પર થયેલા જે વિવેકી જનો તે અવિનાશી પરમપદને પ્રાપ્ત કરે છે. ૫

કૃષ્ણપ્રિયા—૪થા શ્લોકમાં શરણાગતિ લેવી એમ કહ્યું. હવે પાંચમા શ્લોકમાં શરણાગતિ કેવી રીતે સિદ્ધ થાય તેની રીત બતાવે છે. શરણાગતનાં ૭ લક્ષણો છે તે ક્રમવાર સમજાવે છે—

'નિર્માનમોહાઃ'—સુવર્ણ ત્યજાય છે પરંતુ સન્માનલાલસા નથી ત્યજાતી, પરંતુ જ્યારે ભગવાનમાં મન પરોવાય છે ત્યારે માનલાલસા જાય છે, તેથી ભગવત્સેવામાં મન પરોવી માનથી પર થવું. મોહમાં લૌકિક જન પદાર્થો અને રૂપોમાં આસક્તિ છે, તે ભગવત્સ્વરૂપમાં પ્રાપ્તિ થવાથી નિવૃત્ત થાય છે.

'જિતસંગદોષાઃ'—કુસંગ વિપત્તિનાં કારણ છે. તેથી ભગવદીયોનો પ્રસંગ કરવાથી આસક્તિ વગેરે દોષોની નિવૃત્તિ થાય છે. પ્રહ્લાદના સંગથી દૈત્યપુત્રો પણ નિર્દોષ બની નરહરિ પદને પામ્યા.

'અધ્યાત્મનિત્યાઃ'—અન્તઃકરણમાં બિરાજેલા ભગવત્સ્વરૂપમાં સદા પરાયણ રહેવું. આત્મતત્ત્વચિંતનમાં અને ભગવલ્લીલાના ચિંતનમાં તન્મય રહેવું.

'વિનિવૃત્તકામાઃ'—ભગવચ્ચિંતનના બળથી જ સર્વ સંસારની અભિલાષાઓ નિવૃત્ત થઈ જશે. ભગવત્સ્વરૂપ અને ભગવત્સેવા એવાં રસમય છે

કે અન્ય સુખની લાલસા થવા જ દેતાં નથી.

'દ્વન્દ્વૈર્વિમુક્તાઃ'—સુખ કે દુઃખ, રાગ કે દ્વેષ, લાભ કે હાનિ આ બધાં દ્વન્દ્વો ગણાય છે. બન્ને સાથે જ રહે છે તેથી તે દ્વન્દ્વ કહેવાય છે. ભગવાનમાં પ્રેમ અને વિશ્વાસ આવ્યા બાદ તે આપોઆપ ચાલ્યાં જાય છે. બધાં જ ભગવત્પ્રસાદીરૂપ જ લાગે છે.

'અમૂઢાઃ'—અમૂઢ એટલે વિવેકી જનો 'હું ભગવાનનો છું અને ભગવાન મારા છે' એવા ભાનવિનાને મૂઢ કહેલા છે. જ્યારે તેને અનુસંધાન થાય છે કે હું ભગવાનનો અંશ છું, મારે તેમાં જ પ્રેમ કરવો જોઈએ ત્યારે તે વિવેકી બને છે. આવા વિવેકી જનો હરિપદને પામે છે. ૫

**ન તદ્‌ ભાસયતે સૂર્યો ન શશાંકો ન પાવકઃ ।**
**યદ્‌ ગત્વા ન નિવર્તન્તે તદ્ધામ પરમં મમ ॥૬॥**

**અન્વયાર્થ**—તદ્‌ = તે, પરમ પદને, સૂર્યઃ = સૂર્ય, ન ભાસયતે = નથી પ્રકાશિત કરતો, ન શશાંકઃ = ન તો ચન્દ્રમા, ન પાવકઃ = ન તો અગ્નિ, યદ્‌= જે પદને, ગત્વા – પામીને, ન નિવર્ન્તતે – મુમુક્ષુઓ પાછા ફરતા નથી, તત્‌ = તે, મમ = મારું, પરમં = સર્વશ્રેષ્ઠ, ધામ – તેજોમય ધામ છે. ૬

**અનુવાદ**—તે પરમપદને સૂર્ય પ્રકાશતો નથી. ચન્દ્ર કે અગ્નિ પણ પ્રકાશી શકતા નથી. જે પદને પામીને મુમુક્ષુઓ પાછા ફરતા નથી તે મારું પરમ તેજોમય ધામ છે. ૬

**કૃષ્ણપ્રિયા**—ભગવત્પદ કેવી રીતે સંપાદિત થાય, કેવી રીતે દેખાય તે વસ્તુ સમજાવે છે—

'ન તદ્‌ ભાસયતે સૂર્યઃ'—ભગવત્પદને સૂર્ય ન પ્રકાશી શકે કારણ કે તે સ્વયંપ્રકાશ છે. સૂર્ય બુદ્ધિનો સ્વામી છે તેથી તે પદ બુદ્ધિથી ન સમજાય. ભગવાન કૃપા કરી દિવ્યચક્ષુ આપે તો દર્શન થાય. કૃપા કરી પોતાનું સ્વરૂપ સમજાવે તો સમજાય.

'ન શશાંકઃ'—ભગવત્પદ ચન્દ્રથી પણ ન પ્રકાશાય. ચન્દ્ર તાપ દૂર કરે તે પણ બહારનો જ હૃદયનો નહીં. શોક હૃદયનો તાપ છે તે જો નિવૃત્ત થાય તો ભગવત્પદદર્શન થાય. તેથી ચન્દ્રની ત્યાં ગતિ નથી. ચન્દ્ર જેનો સ્વામી છે તેવા મનની પણ ગતિ નથી. શ્રીકૃષ્ણચન્દ્ર સ્વયં કૃપા કરે તો જ દર્શન થાય.

'ન પાવકઃ'—અગ્નિ પણ ન પ્રકાશી શકે. અગ્નિ તો શાસ્ત્રના અધિષ્ઠાતા છે. શાસ્ત્રો પણ પરોક્ષ દર્શન કરાવે. ભગવાન જ સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવે છે. તેથી તે પરમપદ પ્રપત્તિથી જ મળે. જે પદ એવું છે કે જ્યાંથી કદી પરત થવું જ પડતું નથી. ૬

## મમૈવાંશો જીવલોકે જીવભૂતઃ સનાતનઃ ।
## મનઃ ષષ્ઠાનીન્દ્રિયાણિ પ્રકૃતિસ્થાનિ કર્ષતિ ॥૭॥

અન્વયાર્થ—જીવલોકે = આ જીવલોકમાં, જીવભૂતઃ = જીવરૂપે આવેલો, મમ એવ = મારો જ, સનાતનઃ = શાશ્વત, અંશઃ = અંશ છે, પ્રકૃતિસ્થાનિ= પ્રકૃતિમાં રહેલી, મનઃ ષષ્ઠાનિ ઇન્દ્રિયાણિ = મન સહિત પાંચ ઇન્દ્રિયોને, કર્ષતિ = વ્યવહારમાં લઈ જાય છે. ૭

અનુવાદ—આ જીવલોકમાં જીવરૂપ બનેલો આ જીવાત્મા મારો જ સનાતન અંશ છે. જે પ્રકૃતિમાં રહેલી મન સહિત પાંચ ઇન્દ્રિયોનો વ્યવહારમાં લઈ જાય છે. ૭

કૃષ્ણપ્રિયા—પાંચ શ્લોકોથી 'યદ્ગત્વા ન નિવર્તન્તે' એ વાક્ય કહ્યું તેને વિસ્તારથી સમજાવે છે—

'મમૈવાંશો જીવલોકે જીવભૂતઃ સનાતનઃ'—જગત ભગવાનનું ક્રીડાંગણ છે. જીવ ભગવાનનો અંશ છે. ભગવાન જીવાત્માનું પ્રાપ્તિસ્થાન છે. ભગવાનની સેવા કરી તેમજ જગતની ભગવદ્ભાવે સેવા કરવી એ જીવનનો લાભ છે. એ લાભ સિદ્ધ કરવા જીવને ભગવાને જીવલોકમાં પ્રકટ કર્યો છે. તેથી તેણે તેના સ્વામીને સેવવા જોઈએ. જીવમાથી આનંદાંશ લુપ્તપ્રાય થયો છે. અને સામર્થ્યાંશ પણ તિરોહિત થયો છે તે બન્ને ભગવાનના સયોગથી પ્રકટ થાય છે. તે નથી થયા ત્યાં સુધી તેની શી સ્થિતિ છે તે નીચેના પદમાં વર્ણવે છે.

'મનઃષષ્ઠાનીન્દ્રિયાણિ'—શરીરમાં પાંચ જ્ઞાનેન્દ્રિય છે અને પાંચ કર્મેન્દ્રિય છે. તેની સાથે અગીઆરમુ મન છે. જો તે જીવ ઈશ્વરસન્મુખ છે તો તે દશને ભગવત્કાર્યમાં, કલ્યાણ કાર્યમાં, વિશ્વમંગલ કાર્યમા લઈ જાય છે. પરંતુ જો તે શરણાગત નથી તો પ્રપંચ ભોગોને ભોગવવામાં લઈ જાય છે. ૭

શરીરં યદવાપ્નોતિ યચ્ચાપ્યુત્ક્રામતીશ્વરઃ ।
ગૃહીત્વૈતાનિ સંયાતિ વાયુર્ગન્ધાનિવાશયાત્ ॥૮॥

અન્વયાર્થ—ઈશ્વરઃ = એ જીવાત્મા, યદ્ = જ્યારે, શરીર = શરીર, અવાપ્નોતિ = પ્રાપ્ત કરે છે, ચ = તથા, યત્ = જ્યારે, અપિ = નિશ્ચય, ઉત્ક્રામતિ = બહાર નીકળે છે, ત્યારે એતાનિ = આ મન સહિત ઇન્દ્રિયોને, ગૃહીત્વા = લઈ ને, ઇવ = જેમ, આશયાત્ = ગંધના આધારરૂપ ફૂલ વગેરેમાંથી, ગન્ધાન્ = ગંધવાળા સૂક્ષ્મ અંશોને લઈ ને, વાયુઃ = પવન જાય છે તેમ, સંયાતિ = સારી પેઠે પ્રયાણ કરે છે ૮

અનુવાદ—એ જીવાત્મા જ્યારે શરીરને મેળવે છે અને જ્યારે શરીરને છોડે છે ત્યારે તે મન સાથે ઇન્દ્રિયોને વાયુ જેમ પુષ્પમાંથી સુગંધના કણોને લઈ ને જાય છે તેમ પ્રયાણ કરે છે ૮

કૃષ્ણપ્રિયા—પૂર્વશ્લોકમાં મન સહિત ઇન્દ્રિયોને જીવાત્મા લઈ જાય છે તે વાત કહી તેને દૃષ્ટાન્તથી સમજાવે છે—

'શરીરં યદવાપ્નોતિ'—એક શરીરનો ત્યાગ અને બીજા શરીરનો સ્વીકાર એ ભોગની રીત છે. સૂક્ષ્મ શરીર અને ભોગ શરીર બે પ્રકારના શરીર હોય છે જીવાત્મા લિંગ શરીરને અથવા સૂક્ષ્મ શરીરને લઈ જાય છે અને બીજા શરીરમા પ્રવેશે છે તેનામાં ઈશ્વરાંશ પણ છે તેથી તે તેમ કરી શકે છે આવું દેખાતું નથી એવી શંકા થાય તેના સમાધાન માટે ઉત્તરાર્ધ કહ્યો છે —

'વાયુર્ગન્ધાનિવાશયાત્'—પુષ્પોની વાડી ઉપર પવન વિચરે છે તે પવન દેખાતો નથી છતા જ્યારે તે પવન વાય છે ત્યારે તેમાંથી સુગંધ તો મળે છે જ તેણે પરાગના ઝીણા કણ પોતાની સાથે લીધા છે છતાં પવનને વિષય નથી નાસિકાનાં વિષય છે તેથી નથી દેખાતો તેવી રીતે જીવાત્મા આંખથી દેખાતો નથી ૮

શ્રોત્રં ચક્ષુઃ સ્પર્શનં ચ રસનં ઘ્રાણમેવ ચ ।
અધિષ્ઠાય મનશ્ચાયં વિષયાનુપસેવતે ॥૯॥

અન્વયાર્થ—અયં = આ જીવાત્મા, શ્રોત્ર = કર્ણેન્દ્રિય, ચક્ષુ = ચક્ષુ

રિન્દ્રિય, ચ = તથા, સ્પર્શનં = સ્પર્શેન્દ્રિય, રસનં = રસનેન્દ્રિય, એવ = તેમજ, ઘ્રાણં = ઘ્રાણેન્દ્રિય, ચ = તથા, મનઃ = મન, આ બધી ઇન્દ્રિયોને અધિષ્ઠાય= પોતાના અધિકારમાં કરીને, વિષયાન્ = તે તે ઇન્દ્રિયના વિષયોને, ઉપસેવતે= ભોગવે છે. ૯

**અનુવાદ**—આ જીવાત્મા કર્ણેન્દ્રિય, ચક્ષુરિન્દ્રિય, રસનેન્દ્રિય અને ઘ્રાણેન્દ્રિય તથા મનને પોતાના અધિકારમાં લઈને તે તે ઇન્દ્રિયના વિષયોને ભોગવે છે. ૯

**કૃષ્ણપ્રિયા**—જીવાત્મા કેવી રીતે ભોગવે છે તે વસ્તુની સ્પષ્ટતા કરે છે—

'શ્રોત્રં ચક્ષુઃ સ્પર્શનમ્'—શબ્દને ગ્રહણ કરે તે 'શ્રોત્ર' ઇન્દ્રિય કહેવાય, રૂપને ગ્રહણ કરે તે 'ચક્ષુ' ઇન્દ્રિય કહેવાય સ્પર્શને જાણે તેને 'ત્વગ્'ઇન્દ્રિય કહેવાય. સ્વાદ ગ્રહણ કરે તે 'રસનેન્દ્રિય' કહેવાય, ગંધને ગ્રહણ કરે તે 'ઘ્રાણ' ઇન્દ્રિય કહેવાય. કાન, આંખ, ચામડી, જીભ અને નાક એ ઇન્દ્રિયોને રહેવાનાં સ્થાન મનાય છે. મન અને ઇન્દ્રિયોને લઈને જીવાત્મા સમસ્ત ઇન્દ્રિયનાં સુખોને માણે છે. ૯

## ઉત્ક્રામન્તં સ્થિતં વાપિ ભુંજાનં વા ગુણાન્વિતમ્ ।
## વિમૂઢા નાનુપશ્યન્તિ પશ્યન્તિ જ્ઞાનચક્ષુષઃ ॥૧૦॥

**અન્વયાર્થ**—ઉત્ક્રામન્તં = દેહમાંથી નીકળતા, સ્થિતં વા અપિ = અથવા તો દેહમાં રહેલા, વા = અથવા, ભુંજાનં = વિષયોને ભોગવતા, ગુણ-અન્વિત = સુખદુઃખાદિવાળા જીવાત્માને, વિમૂઢાઃ = વિવેકરહિત માનવો, ન અનુપશ્યન્તિઃ = નથી જોઈ શકતા, જ્ઞાન-ચક્ષુશઃ = જ્ઞાનરૂપી નેત્રવાળા વિવેકી જનો, પશ્યન્તિ = યથાર્થ રીતે અનુભવે છે. ૧૦

**અનુવાદ**—દેહમાંથી નીકળતા અગર તો દેહમાં રહેલા, અથવા તો વિષયોને ભોગવતા સુખદુઃખાદિ ગુણવાળા આ જીવાત્માને વિવેકશૂન્ય જીવો જોઈ શકતા નથી પરંતુ જ્ઞાનનેત્ર દ્વારા વિવેકી જનો અનુભવી શકે છે. ૧૦

**કૃષ્ણપ્રિયા**—આ શ્લોકમાં બે પ્રકારના જીવની વાત કરી છે. એક અલૌકિક દિવ્યજીવ છે જે ભગવત્પરાયણ છે અને દિવ્યતનુ દ્વારા પ્રભુસેવા

યોગ્ય શરીરદ્વારા ભગવદ્સેવામાં રહીને અલૌકિક આનંદને અનુભવે છે, તેને સ્થૂલદષ્ટિવાળા અને વિષયી જનો સમજી શકતા નથી. તેમજ સંસારને પણ ભોગનારા જીવાત્માને પણ સંસારરત હોવાથી જીવાત્માનું રહસ્ય સમજાતું નથી

તાત્પર્ય કે વિશુદ્ધ અને સેવાનિષ્ઠ જીવને કે વિષયી જીવને શ્રવણ મનનાદિ સાધનો દ્વારા કે પ્રભુકૃપા દ્વારા વિવેકી પુરુષો જ સમજી શકે છે. બન્નેનો તફાવત તેમજ બન્ને બુદ્ધિપ્રતિબિંબિત જીવો છે એવું જ્ઞાની જનો તે જ સમજાય છે ૧૦

## યતન્તો યોગિનશ્ચૈનં પશ્યન્ત્યાત્મન્યવસ્થિતમ્ ।
## યતન્તોઽપ્યકૃતાત્માનો નૈનં પશ્યન્ત્યચેતસઃ ॥૧૧॥

અન્વયાર્થ—યતન્તઃ = પ્રયત્નશીલ, યોગિન = યોગીઓ, ચ = જરૂર, આત્મનિ = દેહમાં, અવસ્થિત = ક્ષેત્રજ્ઞરૂપે રહેલ, એન = આત્માને, પશ્યન્તિ = જુએ છે; યતન્તઃ અપિ = પ્રયત્ન કરનારા છતાં પણ, અકૃત–આત્માન = અપુણ્યશીલ એવા, અચેતસઃ = અવિવેકી જનો, એનં = આત્માને, ન પશ્યન્તિ = જોઈ શકતા નથી ૧૧

**અનુવાદ—પ્રયત્નશીલ એવા યોગીજનો દેહમા રહેલા આ આત્માને વિવેકથી સમજે છે પરંતુ પુણ્યમા મન વિનાના અવિવેકી જનો પ્રયત્ન કરવા છતા તેને સમજી શકતા નથી ૧૧**

**કૃષ્ણપ્રિયા**— આત્માને સમજવા શુ કરવું એનો ઉકેલ આ શ્લોકમાં છે—

'યતન્તો યોગિન.' યત્ન હોય અને તે શાસ્ત્રસંમત હોય તેમજ પુણ્યયોગવાળો હોય તેની પાછળ કૃપાબળ હોય તેને આ સ્વરૂપ સમજાય છે ઉપાય સ્વેચ્છાથી ન કરતા પુણ્ય, પ્રભુકૃપા અને શાસ્ત્રની સંમતિના બળવાળો કરવો

'યતન્તોઽપ્યકૃતાત્માન.'— કેવલ પ્રયત્ન કરનારા તેમાં નિષ્ફળ નીવડે છે. કારણ વિધિપૂર્વકનો પ્રયત્ન હોય તો પણ તેઓને 'સુકૃત' એટલે પુણ્યકર્મનું બળ તો જોઈએ જ. અન્યથા આચરેલ યત્ન વ્યર્થ જાય છે. ૧૧

યદાદિત્યગતં તેજો જગદ્ભાસયતેઽખિલમ્ ।
યચ્ચન્દ્રમસિ યચ્ચાગ્નૌ તત્તેજો વિદ્ધિ મામકમ્ ॥૧૨॥

**અન્વયાર્થ**—આદિત્યગતં = સૂર્યમાં રહેલું, યદ્ = જે, તેજઃ = તેજ, અખિલં = આખા, જગત = જગતને, ભાસયતે = અજવાળે છે, યત્ = જે તેજ, ચન્દ્રમસિ = ચન્દ્રમાં રહેલ પ્રકાશે છે તે, ચ = તથા, યત્ અગ્નૌ = જે તેજ અગ્નિમાં રહેલું છે, તત્ = તેને, મામકં = મારું, તેજઃ = તેજ, વિદ્ધિ = જાણ. ૧૨

**અનુવાદ**—આદિત્યમાં રહેલું તેજ, વળી ચન્દ્રમાં રહેલું જે તેજ, તેમજ અગ્નિમાં રહેલું જે તેજ અખિલ જગતને પ્રકાશે છે તે તેજ મારું છે એમ જાણજે. ૧૨

**કૃષ્ણપ્રિયા**—સૂર્યાદિમાં રહેલ તેજ ભગવત્તેજ છે એવું સમજાવે છે—

'યદાદિત્યગતં તેજઃ' સૂર્યમાં રહેલ તેજ વિશ્વને પ્રકાશ આપે છે અને બુદ્ધિને પ્રેરણા આપે છે. ચન્દ્રમા રહેલ તેજ શૈત્ય અને અમૃત આપે છે. અગ્નિમાં રહેલ તેજ હુતદ્રવ્ય સ્વીકારી દેવોને તૃપ્તિ આપે છે અને પૃથ્વીને વૃષ્ટિ આપે છે. આ ત્રણેની સ્વતંત્ર શક્તિ નથી પરંતુ તેમા બિરાજેલ ભગવાન તે ત્રણ દ્વારા ત્રણ લોકનું કાર્ય અને કલ્યાણ સાધે છે માટે તેમનું સ્વતંત્ર તેજ ન સમજતાં ભગવાનનું જ તેજ સમજવું. ૧૨

ગામાવિશ્ય ચ ભૂતાનિ ધારયામ્યહમોજસા ।
પુષ્ણામિ ચૌષધીઃ સર્વાઃ સોમો ભૂત્વા રસાત્મકઃ ॥૧૩॥

**અન્વયાર્થ**—ચ = તથા, અહં = હું ઈશ્વર, ઓજસા = મારા બળથી ગા = પૃથ્વીમાં, આવિશ્ય = પ્રવેશીને, ભૂતાનિ = સર્વ વસ્તુઓને, ધારયામિ= ધારણ કરું છું, ચ = તથા, રસાત્મકઃ = સર્વ રસમય, સોમઃ = ચન્દ્ર, ભૂત્વા= બનીને, સર્વાઃ ઓષધીઃ = સમસ્ત ઓષધિઓને, પુષ્ણામિ = પોષું છું– ઉછેરું છું. ૧૩

**અનુવાદ**—હું પૃથ્વીમાં પ્રવેશ કરીને મારા બળથી સર્વ ભૂતોને ધારણ કરું છું; તેમજ સર્વ રસમય ચન્દ્ર બનીને સર્વ

ઓષધિઓને પોષુ છું. ૧૩

કૃષ્ણપ્રિયા—ઉપરના શ્લોકમાં સૂર્ય, ચન્દ્ર અને અગ્નિના પ્રકાશક તરીકે ભગવાનને વર્ણવ્યા, ત્યારબાદ આ શ્લોકમાં પૃથ્વી અને ઓષધિના પણ આધાર તરીકે ભગવાનને વર્ણવે છે—

'ગામાવિશ્ય ચ'—પૃથ્વીમાં ધારણ કરવાની શક્તિ છે. તેમજ ચન્દ્રમાં ઓષધિ વનસ્પતિ અને ધાન્ય વગેરેની ઉત્પાદન શક્તિ છે. તે સ્વતંત્ર શક્તિ નથી પરંતુ ભગવાનની 'ઓજસ્' નામની શક્તિ તેમાં પ્રવેશે છે તેથી પૃથ્વીનું ધારણ છે. અને ચન્દ્રમાં અમૃત નામની શક્તિથી પ્રવેશે છે તેથી પોષણ થાય છે. ૧૩

અહં વૈશ્વાનરો ભૂત્વા પ્રાણિનાં દેહમાશ્રિતઃ ।
પ્રાણાપાનસમાયુક્તઃ પચામ્યન્નં ચતુર્વિધમ્ ॥૧૪॥

અન્વયાર્થ—અહં = હું ઈશ્વર, વૈશ્વાનરઃ = જઠરાગ્નિ, ભૂત્વા = બનીને, પ્રાણિનાં = પ્રાણીઓના, દેહં = શરીરમાં, આશ્રિતઃ = રહીને, પ્રાણ-અપાન-સમ-આયુક્તઃ = પ્રાણ અને અપાન વાયુથી સારી પેઠે પ્રજ્વલિત થઈ, ચતુર્વિધં = ચાર પ્રકારનું, અન્નં = અન્ન, પચામિ = પચાવું છું. ૧૪

અનુવાદ—હું જઠરાગ્નિરૂપ થઈને પ્રાણીઓના દેહના આશ્રયે રહેલો છું. અને પ્રાણ તથા અપાનવાયુ વડે ઉદ્દીપ્ત થઈને ચાર પ્રકારના અન્નને પચાવું છું. ૧૪

કૃષ્ણપ્રિયા—આ શ્લોકમાં પ્રાણીઓના દેહમાં રહેલો જઠરાગ્નિ પણ ભગવાન જ છે એવું કહે છે—

'અહં વૈશ્વાનરો ભૂત્વા'—જઠરમાં રહેલા પાચક અગ્નિનું નામ વૈશ્વાનર છે. ભગવાન પોતે જ. વૈશ્વાનરરૂપે આવે છે. અને ચાર પ્રકારના અન્નને પચાવે છે. ઉદરમાં રહેલ વૈશ્વાનર ભગવાનને અપાતું ભોજન યજ્ઞનારાયણને આહુતિ છે એ વાત ન વિસરાય, યજ્ઞની વિધિ પ્રમાણે જે જે આહુતિ દ્રવ્ય હોય તે જ યજ્ઞમાં હોમાય.

તેમજ વૈશ્વાનરને પણ સાત્ત્વિક ભોજન જ અપાય. તે પણ ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય અને ચોષ્ય એવા ચાર પ્રકારનાં હોય. વળી શ્રમથી મેળવેલ, પવિત્રતાથી બનાવેલ, સાત્ત્વિક રસવાળાં અને ભગવાનને નિવેદિત જ અન્ન લેવાય.

રોટલી વગેરે ભક્ષ્ય, દૂધપાક વગેરે ભોજ્ય, શીખંડ વગેરે લેહ્ય, કેરી વગેરે ચોષ્ય—આ ચાર પ્રકારનાં અન્ન છે. મનુષ્ય વગેરેનાં અન્ન પાર્થિવ, ચાતક વગેરેનાં આપ્ય, વાલખિલ્ય વગેરેનાં તૈજસ, અને સર્પ વગેરનાં વાયવ્ય આ ચાર પ્રકારનાં અન્ન ભગવાન જ પચાવે છે. ૧૪

**સર્વસ્ય ચાહં હૃદિ સંનિવિષ્ટો મત્તઃ સ્મૃતિર્જ્ઞાનમપોહનં ચ**
**વેદૈશ્ચ સર્વૈરહમેવ વેદ્યો વેદાન્તકૃદ્વેદવિદેવ ચાહમ્ ॥ ૧૫ ॥**

**અન્વયાર્થ**—ચ અહં = વળી હું જ, સર્વસ્ય = સર્વના, હૃદિ = હૃદયમાં ઈશ્વરરૂપે પ્રેરક બનીને, સંનિવિષ્ટઃ = સારી રીતે રહેલ છું, મત્તઃ = મારાથી જ, સ્મૃતિઃ = સ્મરણ, જ્ઞાનં = જ્ઞાન, ચ = અને, અપોહનં = તે બન્નેનું વિસ્મરણ થાય છે; ચ = તેમજ, સર્વૈઃ વેદૈઃ = સમસ્ત વેદોથી, અહમ્ એવ = હું જ, વેદ્યઃ = જાણવાને યોગ્ય છું; વેદાન્તકૃત્ = વેદાન્તનો કર્તા, ચ = અને, વેદવિત્ = વેદોનો જાણનાર, અહં એવ = હું જ છું. ૧૫

**અનુવાદ**—વળી હું જ સર્વના હૃદયમાં ઈશ્વર તરીકે પ્રેરક બની વ્યવસ્થિત રીતે રહેલ છું. મારાથી જ સ્મૃતિ અને જ્ઞાન, તેમજ બન્નેનું વિસ્મરણ થાય છે. સમસ્ત વેદોથી હું જ જાણવા યોગ્ય છું. વેદાન્તનો કર્તા હું જ છું અને વેદનો જાણનાર પણ હું જ છું. ૧૫

**કૃષ્ણપ્રિયા**—ઉપરના શ્લોકમાં ભગવાન વૈશ્વાનર તરીકે અન્નને પચાવે છે, એમ કહ્યું ત્યારે વિચાર થયો કે કેટલાકને ભગવાનનું સ્મરણ થાય છે અને કેટલાકને નથી થતું આવું શા માટે બને? તેના ઉત્તર માટે શ્લોક આરંભ્યો છે.—

'સર્વસ્ય ચાહં હૃદિ સન્નિવિષ્ટઃ' પ્રત્યેકના હૃદયમાં ભગવાન પ્રેરક સ્વરૂપે બિરાજે છે. હૃદયમાં બિરાજીને સ્મૃતિ એવી ત્રણ ક્રિયાઓ સાક્ષી તરીકે કરે છે.

સ્મૃતિઃ—સ્મૃતિ એટલે પૂર્વમાં અનુભવેલ વસ્તુનું સ્મરણ. સાંભળેલ શાસ્ત્ર અને ગુરુના ઉપદેશનું સ્મરણ, ભગવાનના સ્વરૂપનું અને નામનું સ્મરણ. હું કોણ છું એવુ પોતાના કર્તવ્યનુ સ્મરણ—આ સર્વને સ્મૃતિ મનાય. જે પુણ્યશાળી હોય તેને જ હરિના નામનું સ્મરણ થાય છે. અન્યને વિષયનું સ્મરણ થાય છે.

'જ્ઞાનમ્'—આત્મસ્વરૂપનું અને ભગવત્સ્વરૂપનું નિરૂપણ કરનાર તત્ત્વજ્ઞાન મોક્ષ આપે છે. તે જ્ઞાન પણ ભાગવદિચ્છાથી જ થાય છે. પુણ્ય-પાપ ત્યાં પણ કારણ બને છે.

'અપોહનમ્'—સ્મૃતિ અને જ્ઞાન બન્નેના વિસ્મરણને 'અપોહન' કહેવામાં આવે છે. સદા ઉપકાર કરતા અને જીવાત્માને તલસતા ભગવાનને ભૂલવા એ વિસ્મરણ. નામસેવાકર્તવ્યને ભૂલવાં વિસ્મરણ તેમજ પોતાના અને ભગવાનના સ્વરૂપના જ્ઞાનનો અભાવ થવો તે જ્ઞાનનું વિસ્મરણ.

'વેદૈશ્ચ સર્વૈરહમેવ વેદ્યઃ'—જ્ઞાનકાંડ અને કર્મકાંડના પ્રતિપાદક વેદો ભગવાનનું જ પ્રતિપાદન કરે છે. જેમના ઉપર હરિકૃપા હોય તે જ વેદોના, સૂત્રોના, ભાષ્યોના અર્થને અને તાત્પર્યને સમજે છે. ૧૫

## દ્વાવિમૌ પુરુષૌ લોકે ક્ષરશ્ચાક્ષર એવ ચ ।
## ક્ષરઃ સર્વાણિ ભૂતાનિ કૂટસ્થોઽક્ષર ઉચ્યતે ॥ ૧૬ ॥

અન્વયાર્થ—લોકે = આ સંસારમાં, ક્ષરઃ = ક્ષર પુરુષ, ચ = અને, અક્ષરઃ = અક્ષર પુરુષ, ઇમૌ = આ, દ્વૌ એવ પુરુષૌ = બે પ્રકારના પુરુષો છે, સર્વાણિ ભૂતાનિ = બધાં ભૂતો, ક્ષરઃ = ક્ષર પુરુષ છે, કૂટસ્થઃ = કૂટ એટલે ઢગલામાં રહેનાર આત્મા, અક્ષરઃ = અક્ષર—અવિનાશી, ઉચ્યતે = કહેવાય છે.૧૬

અનુવાદ—આ લોકમાં બે જ પુરુષ છે એકનું નામ ક્ષર પુરુષ છે અને બીજાનું નામ અક્ષર પુરુષ છે સર્વ ભૂતો ક્ષર પુરુષ છે અને કૂટસ્થ અક્ષર પુરુષ કહેવાય છે. ૧૬

કૃષ્ણપ્રિયા—'દ્વાવિમૌ પુરુષૌ લોકે'—આ સમસ્ત વિશ્વમાં બે પુરુષ છે. પુરુષસૂક્તમાં 'પુરુષઃ એવેદં સર્વમ્'—સર્વ પુરુષનું જ સ્વરૂપ છે એવું વર્ણવ્યું છે તેની સ્પષ્ટતા કરે છે.

'ક્ષરઃ સર્વાણિ ભૂતાનિ'—બ્રહ્માદિથી લઈ સ્થાવર પર્યન્ત અનેક પ્રકારનાં શરીરોને 'ક્ષર' શબ્દથી ઓળખાવ્યાં છે. તે સર્વને 'ક્ષર' પુરુષ કહેવાય છે. પુરુષના અંશરૂપ પુરુષનું નામ ક્ષર પુરુષ છે. કાર્યરૂપ સમૂહનું નામ ક્ષર પુરુષ છે.

'કૂટસ્થો ક્ષર ઉચ્યતે'—કૂટ એટલે એક મોટો રાશિ અથવા ઢગલો અને એમાં રહેલનું નામ કૂટસ્થ. તાત્પર્ય કે સર્વ પદાર્થમાં રહેલ અવિનાશી આત્મા એ કૂટસ્થ છે. સર્વ ભૂતો નાશ પામે છે પરંતુ તે અક્ષર અવિનાશી

પુરુષ રહે છે જે ભગવચ્ચરણરૂપ છે. ૧૬

## ઉત્તમઃ પુરુષસ્ત્વન્યઃ પરમાત્મેત્યુદાહૃતઃ ।
## યો લોકત્રયમાવિશ્ય બિભર્ત્યવ્યય ઇશ્વરઃ ॥ ૧૭ ॥

અન્વયાર્થ—તુ = પરંતુ, ઉત્તમઃ પુરુષઃ = ક્ષર અને અક્ષરથી અત્યંત શ્રેષ્ઠ પુરુષ, અન્યઃ = બીજો છે, ભિન્ન છે, તે પરમાત્મા = પરમાત્મા, ઇતિ= એમ, ઉદાહૃતઃ = કહેવાય છે, યઃ = જે, અવ્યયઃ = નિર્વિકાર, ઇશ્વરઃ = ઇશ્વર, લોકત્રયં = ત્રણે લોકમાં, આવિશ્ય = પ્રવેશ કરીને, બિભર્તિ = સર્વનું ધારણપોષણ કરે છે. ૧૭

અનુવાદ—પરંતુ ઉત્તમ પુરુષ તો ક્ષર અને અક્ષરથી પર છે તેમજ શ્રેષ્ઠ છે; તે પરમાત્મા કહેવાય છે. જે નિર્વિકાર છે તેમજ ત્રણે લોકમાં પ્રવેશ કરીને ધારણ કરે છે અને સમર્થ છે.

કૃષ્ણપ્રિયા—પૂર્વના શ્લોકમાં ક્ષર, અક્ષર પુરુષને વર્ણવ્યા આ શ્લોકમાં તેથી પર પરમાત્માનું વર્ણન કરે છે—

'ઉત્તમઃ પુરુષસ્ત્વન્યઃ'—પુરુષોત્તમ આ બેથી પર છે સર્વથી તે અજ્ઞાત છે તેમજ સર્વથી તે ભિન્ન છે તેને 'પરમાત્મા' કહે છે. પરમ એટલે સર્વથી શ્રેષ્ઠ અને આત્મા એટલે વિકારથી રહિત એવું નામ પરમાત્મા.

'બિભર્ત્યવ્યય ઇશ્વરઃ'—તે પરમાત્મા આવિર્ભાવ પામે છે, ધારણ કરે છે અને પોષણ કરે છે, ને અવિનાશી છે અને સર્વ કરવાને સમર્થ છે. ૧૭

## યસ્માત્ક્ષરમતીતોઽહમક્ષરાદપિ ચોત્તમઃ ।
## અતોઽસ્મિ લોકે વેદે ચ પ્રથિતઃ પુરુષોત્તમઃ ॥ ૧૮ ॥

અન્વયાર્થ—યસ્માત્ = કેમકે, અહં = હુ, ક્ષરં = ક્ષર નામના પુરુષને, અતીતઃ = ઓળંગી ગયેલ છું = પર છું, ચ = તથા, અક્ષરાત્ અપિ = અક્ષર નામના પુરુષથી પણ, ઉત્તમ = ઉત્તમ છું, અતઃ = આથી, લોકે = ભક્તવર્ગમાં, ચ = તથા, વેદે = વેદમાં, પુરુષોત્તમ નામથી, પ્રથિતઃ = પ્રસિદ્ધ, અસ્મિ = છું. ૧૮

અનુવાદ—જેથી હું ક્ષરનામના પુરુષથી પર છું અને અક્ષરનામના પુરુષથી પણ ઉત્તમ છું. ભક્તવર્ગમાં અને વેદમાં

પુરુષોત્તમના નામથી પ્રસિદ્ધ છું. ૧૮

કૃષ્ણપ્રિયા—'ક્ષરમતીતઃ'—ક્ષીણ થવાના સ્વભાવવાળા દેહાદિના ધર્મો છે તે ધર્મવાળાને ક્ષર માનેલ છે. પુરુષોત્તમને ધર્મો નથી સ્પર્શતા. પુરુષોત્તમ તે ક્ષરથી પર છે.

'અક્ષરાદપિ ચોત્તમઃ'—અક્ષર એ કૂટસ્થ ચેતન છે. આ સમસ્ત સમૂહનું નામ 'કૂટ' છે. તેમાં વસેલ ચેતન કૂટસ્થ છે, પુરુષોત્તમ તેનાથી પણ ઉત્તમ છે.

'અતોઽસ્મિ'—ભગવાન કહે છે કે 'લોકે'—ચૌદ લોકમાં, વેદે—સર્વ વેદોમાં, ચ—એટલે સૂત્રગ્રન્થો ને સ્મૃતિ વગેરે ગ્રન્થોમાં આ વસ્તુ વર્ણવી છે. ૧૮

**યો મામેવમસંમૂઢો જાનાતિ પુરુષોત્તમમ્ ।**
**સ સર્વવિદ્ભજતિ માં સર્વભાવેન ભારત ॥ ૧૯ ॥**

અન્વયાર્થ—ભારત = હે ભારત! યઃ = જે, અસંમૂઢઃ = વિવેકી પુરુષ, મામ્ એવં = મને આ રીતે, પુરુષોત્તમં = પુરુષોત્તમસ્વરૂપે, જાનાતિ = જાણે છે, સઃ = તે, સર્વવિદ્ = સર્વજ્ઞ હોઈ, સર્વભાવેન = સર્વ ભાવથી મામ્ = મને, ભજતિ = ભજે છે. ૧૯

અનુવાદ—હે ભારત! જે મોહરહિત વિવેકી પુરુષ મને આ રીતે પુરુષોત્તમ તરીકે જાણે છે તે સર્વજ્ઞ હોઈ મને મન વાણી કર્મથી સર્વ પ્રકારે સેવે છે. ૧૯

કૃષ્ણપ્રિયા—૧૮ શ્લોકથી પુરુષોત્તમના સ્વરૂપને સમજાવવાનો પ્રયત્ન કરી ભગવાને સ્વરૂપ સમજાવ્યું. આ સ્વરૂપને જાણ્યા પછી જ ભજન થઈ શકે એ વાત કહે છે—

'ભારત!'—ભગવાને પ્રસંગસમાપ્તિમાં ભારત સંબોધન કર્યું છે. એનું તાત્પર્ય છે કે આ બધી વાત સમજાવી છે છતાં જેની પાસે પ્રભુકૃપાથી પુણ્ય મતિ અને પુણ્ય કૃતિ હશે એવા ભારત પુરુષને આ સમજાશે અને અમલમાં મુકાશે.

'મામેવમસંમૂઢઃ' આ તત્ત્વ સમજવા માટે 'અસંમૂઢ' થવું જોઈએ. એટલે દેહ ગેહ દ્રવ્યાદિ વગેરેમાં આસક્તિ ન રાખતાં સર્વ ભગવત્સેવા માટે છે અને ભગવત્પ્રસાદી છે, એવું સમજી જીવશે તે જ અધિકારી છે, અને

પુરુષોત્તમને જાણે છે.

'સ સર્વવિદ્ ભજતિ માં '—પુરુષોત્તમને જાણ્યા બાદ તેની પ્રકૃતિ જ બદલાઈ જાય છે અને પુરુષોત્તમનું ભજન કર્યા વિના તે રહી શકતો જ નથી. તેનું ભજન 'સર્વભાવ'થી હોય છે. સર્વાત્મ ભાવ એટલે અનન્ય ભાવથી ભજન કરવું. ૧૯

ઇતિ ગુહ્યતમં શાસ્ત્રમિદમુક્તં મયાનઘ ।
એતદ્ બુદ્ધ્વા બુદ્ધિમાન્સ્યાત્ કૃતકૃત્યશ્ચ ભારત ॥૨૦॥

**અન્વયાર્થ**—અનઘ = હે નિષ્પાપ અર્જુન ! ઇતિ = આ પ્રકારે, ઇદં = આ, ગુહ્યતમં = અત્યંત ગુપ્ત, શાસ્ત્રં = શાસ્ત્ર, મયા ઉક્તમ્ = મેં કહ્યું છે, ભારત = હે ભારત ! એતદ્ = આ શાસ્ત્રને, બુદ્ધ્વા = તત્ત્વથી જાણીને, બુદ્ધિમાન્ = જ્ઞાનવાન, ચ = અને, કૃતકૃત્યઃ = કૃતાર્થ, સ્યાત્ = થાય છે. ૨૦

**અનુવાદ**—હે નિષ્પાપ અર્જુન ! આ અત્યંત ગુપ્ત એવું શાસ્ત્ર મેં કહ્યું છે, ભારત ! આ શાસ્ત્રને જાણીને બુદ્ધિમાન અને કૃતાર્થ થાય છે ૨૦

**કૃષ્ણપ્રિયા**—૨૦મા શ્લોકમાં પ્રભુની પ્રસન્નતા અને પ્રકરણનો ઉપસંહાર છે—

'ઇતિ ગુહ્યતમં શાસ્ત્રમ્'—શ્રીકૃષ્ણ પ્રભુ અર્જુનજીને 'અનઘ' સંબોધન કરી તેના તરફ સાદર સૂચવે છે. 'કુતર્ક અને કુચાલ' આ બેથી દૂર હોય તેને જ 'અનઘ' કહેવાય તેવો જ અધિકારી આ સાંભળવા યોગ્ય બને છે. 'ઇદમ્' પદથી એમ કહ્યું કે તને પ્રત્યક્ષ વસ્તુ જેમ આંખ આગળ દેખાય તેવું મેં જ્ઞાન આપ્યું છે. સાંભળતા તરત જ અમલ કરી લાભ લઈ શકારી વળી 'ગુહ્યતમમ્' અત્યંત રહસ્ય જ્ઞાન છે તેથી તેનો અનાદર ન કરીશ.

'ભારત'—અર્જુનજીના સદાચારથી આદરસમ્પન્ન ભગવાને પ્યારથી ભારત ! એવું સંબોધન કર્યું. ઉત્તમ કુલ, ઉત્તમ મતિ અને ઉત્તમ નીતિ રીતિ પ્રીતિ કૃતિ સમ્પન્ન પુરુષ હોવાથી અર્જુન તને આ વસ્તુ પચશે.

'એતદ્ બુદ્ધ્વા'—આ શાસ્ત્રને સાંભળવાના બે લાભ થશે. એક 'બુદ્ધિમાન્' બનીશ. હું ભગવદીય છું, શ્રી પુરુષોત્તમ સેવ્ય છે, વિશ્વના પદાર્થ

નશ્વર છે આવા દૃઢ નિશ્ચયને બુદ્ધિ કહેવાય. તેવા નિશ્ચયવાળાને બુદ્ધિમાન કહેવાય.

'કૃતકૃત્યઃ'—વળી કેવલ નિશ્ચયી કામના નહીં કિન્તુ ક્રિયાશીલ થવું જોઈએ બુદ્ધિનું ફળ તો દુરાગ્રહનો ત્યાગ; સિદ્ધાન્તનો સ્વીકાર અને કર્તવ્યપાલન મનાય છે. અર્જુન ! મને શ્રદ્ધા છે કે તું ભક્તિમય-હૃદય બની કર્તવ્યશીલ બનીશ જ.

'ચ'—અને તારા મારા આ સંવાદને શ્રદ્ધાપૂર્વક કોઈપણ સાંભળશે કે સંભળાવશે તે પણ બુદ્ધિમાન અને કૃતકૃત્ય બનશે ૨૦

શ્રીમદ્ ભગવદ્ગીતાનો ૧૫મો અધ્યાય સંપૂર્ણ

# શ્રી વલ્લભાષ્ટક

**શ્રીમદ્વૃન્દાવનેન્દુપ્રકટિતરસિકાનન્દસન્દોહરૂપ-**
**સ્ફૂર્જદ્રાસાદિલીલામૃતજલધિભરાક્રાન્તસર્વોપિ શશ્વત્ ।**
**તસ્યૈવાત્માનુભાવપ્રકટનહૃદયસ્યાજ્ઞયા પ્રાદુરાસીદ્**
**ભૂમૌ યઃ સન્મનુષ્યાકૃતિરતિકરુણસ્તં પ્રપદ્યે હુતાશમ્ ॥૧॥**

**અન્વયાર્થ** — શ્રીમદ્-વૃન્દાવન-ઇન્દુ-પ્રકટિત-રસિક-આનન્દ-સન્દોહ-રૂપ-સ્ફૂર્જત્ = શ્રીવૃન્દાવનના ચંદ્ર શ્રીકૃષ્ણચન્દ્રે પ્રકટ કરેલા રસિક ભક્તોમાં આનંદના દોહનરૂપે વિસ્તાર પામતી એવી, રાસ-આદિ-લીલા-અમૃત-જલધિભર-આક્રાન્ત-સર્વઃ-અપિ = રાસ વગેરે લીલાઓના અમૃતસાગરના સમૂહથી ભરેલા સર્વ શ્રી અંગો હોવા છતાં પણ, શશ્વત્ = નિરંતર, તસ્ય-એવ-આત્માનુભાવ-પ્રકટન-હૃદયસ્ય = તેમની જ પોતાની શક્તિ પ્રકટ કરવાની ઇચ્છાવાળા શ્રીકૃષ્ણની, આજ્ઞયા = આજ્ઞાથી, યઃ = જે, ભૂમૌ = ભૂમિ ઉપર, સન્-મનુષ્યાકૃતિઃ = સુંદર મનુષ્ય આકૃતિવાળા, અતિકરુણઃ = અત્યંત દયાળુ, પ્રાદુઃ-આસીત્ = પ્રકટ થયા, તમ્-હુતાશમ્ = તે અગ્નિસ્વરૂપ આચાર્યશ્રીને, પ્રપદ્યે = શરણે જાઉં છું. ૧

**અનુવાદ**—શ્રી વૃન્દાવનના ચન્દ્ર શ્રીકૃષ્ણચન્દ્ર ભગવાને પ્રકટ કરેલા રસિક ભક્તોમાં આનન્દના દોહનરૂપે બિરાજતી રાસ વગેરે લીલાઓના અમૃતસાગરના સમૂહથી ભરેલાં સર્વ શ્રી અંગો હોવા છતાં તેમની પોતાની જ લીલા શક્તિઓને પ્રકટ કરવાની ઇચ્છાવાળા શ્રીકૃષ્ણની આજ્ઞાથી, ભૂમિ ઉપર સુંદર મનુષ્ય આકૃતિવાળા, અત્યંત કરુણામય, શ્રી આચાર્યવર્ય પ્રકટ થયા. તે અગ્નિ-સ્વરૂપ શ્રી મહાપ્રભુજીને શરણે જાઉં છું. ૧

**કૃષ્ણપ્રિયા** :—શ્રી હરિની રાસની રસમયી લીલાઓનું માધુર્ય અનુપમ છે. તે લીલાઓનું પાન કરવાથી, ગાન કરવાથી, ધ્યાન કરવાથી, મરણાદિ દોષો ઉપર વિજય મેળવાય છે, સહજ સ્વરૂપાનંદમાં લીન થવાય છે. પરંતુ રાસલીલાનો અનુભવ કેવલ શ્રીમદ્ આચાર્યચરણને છે. તેથી જ ભગવાને આચાર્યશ્રીને ભૂતલ ઉપર પ્રકટ થવાની આજ્ઞા કરી. શ્રી મહાપ્રભુજીએ મનુષ્યા-કૃતિ લીધી અને રાસલીલાનાં સર્વને અનુસંધાન કરાવ્યાં. ૧

**નાવિર્ભૂયાદ્ ભવાંશ્ચેદધિધરણિતલં ભૂતનાથોદિતાસન્**
**માર્ગધ્વાન્તાન્ધતુલ્યા નિગમપથગતૌ દેવસર્ગેઽપિ જાતાઃ**
**ઘોષાધીશં તદેમે કથમપિ મનુજાઃ પ્રાપ્નુયુર્નૈવ દૈવી**
**સૃષ્ટિર્વ્યર્થા ચ ભૂયાન્નિજફલરહિતા દેવ વૈશ્વાનરૈષા ॥૨॥**

**અન્વયાર્થ**— દેવ-વૈશ્વાનર = અગ્નિસ્વરૂપ હે દેવ ! ભવાન્-ચેત્ = જો આપશ્રી, અધિધરણિતલં-ન-આવિર્ભૂયાત્ = પૃથ્વીતલ ઉપર ન પધાર્યા હોત તો, દેવસર્ગે-અપિ-જાતાઃ = દૈવી સૃષ્ટિમાં જન્મેલ છતાં પણ, નિગમ-પથ-ગતૌ = વેદમાર્ગ પ્રમાણે ચાલવામાં, ભૂતનાથ-ઉદિત-અસત્-માર્ગ-ધ્વાન્ત-અન્ધતુલ્યાઃ = ભૂતનાથે રચેલા પાખંડ માર્ગના અંધકારથી ભક્તલોકો લગભગ અંધ માર્ગે ચાલ્યા જાત તદા = ત્યારે, ઇમે-મનુજાઃ = આ મનુષ્યો, ઘોષ-અધીશં = શ્રી વ્રજરાજ પ્રભુને, કથમ્-અપિ = કોઈ પણ રીતે, ન-એવ-પ્રાપ્નુયુઃ = પ્રાપ્ત ન કરી શકત, ચ-એષા-દૈવી-સૃષ્ટિઃ = અને આ દૈવીસૃષ્ટિ, નિજ-ફલ-રહિતા = ભગવલ્લીલારૂપી ફલથી વંચિત થઈ વ્યર્થા-ભૂયાત્ = વ્યર્થ થાત. ૨

**અનુવાદ**—હે વૈશ્વાનર દેવ ! જો આપશ્રી ભૂતલ ઉપર પ્રકટ થયા ન હોત, તો આ દૈવીસૃષ્ટિમાં જન્મ લેવા છતાં પણ વેદ-માર્ગમાં ચાલવામાં ભક્તજન ભૂલા પડત; અને ભૂતનાથે પ્રકટ કરેલા પાખંડ માર્ગના આશ્રયથી અંધ પથગામી થાત. પરિણામે વ્રજરાજ નંદકુમારને મનુષ્યો મેળવી શક્યા નહોત. તેમજ ભગવલ્લીલારૂપી અલૌકિક ફલથી વંચિત થઈ આ દૈવી સૃષ્ટિ વ્યર્થ થાત.

**કૃષ્ણપ્રિયા**— ભગવત્પ્રાપ્તિ શી રીતે થાય, તેમજ આનંદાત્મક ભગવત્સ્વરૂપ કેવું છે એનો સ્પષ્ટ પરિચય આપવો આવશ્યક હતો. અનેક વાદમાં મનુષ્યોની જ નહિ, પરંતુ મતિમાનોની પણ મતિ નિર્ણય માટે મુઝાતી હતી, ત્યારે આચાર્યવર્યના પ્રાદુર્ભાવથી ભાવ-ભક્તિ શું છે, તેનો પરિચય સૌને થયો. દૈવી જીવોને ભગવત્સેવામાર્ગનું માર્ગદર્શન થયું. તેથી દૈવી સૃષ્ટિ કૃતાર્થ થઈ. ૨

**નહ્યન્યો વાગધીશાત્ શ્રુતિગણવચસાં ભાવમાજ્ઞાતુમીષ્ટે**
**યસ્માત્સાધ્વી સ્વભાવં પ્રકટયતિ વધૂરગ્રતઃ પત્યુરેવ**
**તસ્માત્ શ્રીવલ્લભાખ્ય ત્વદુદિતવચનાદન્યથા રૂપયન્તિ**
**ભ્રાંતા યે તે નિસર્ગત્રિદશરિપુતયા કેવલાન્ધં તમોગાઃ ॥૩॥**

અન્વયાર્થ— વાગધીશાત્-અન્યઃ = શ્રીમદ્ વલ્લભ પ્રભુ વિના અન્ય, શ્રુતિગણ-વચસામ્ ભાવમ્ = શ્રુતિ સમુદાય વચનોના ભાવને, આજ્ઞાતુમ્ = બરાબર સમજવા માટે, ન-હિ-ઈષ્ટે = સમર્થ નથી જ. યસ્માત્ સાધ્વી-વધૂઃ = કારણકે પતિવ્રતા પત્ની, પત્યુઃ-અગ્રતઃ-એવ-સ્વ-ભાવં-પ્રકટયતિ = પોતાના સ્વામીની પાસે જ પોતાનું હૃદય ખોલે છે. તસ્માત્-શ્રી વલ્લભ પ્રભુ ! ત્વદ્-ઉદિત-વચનાત્-અન્યથા યે રૂપયન્તિ = આપના કહેલા વચનામૃતથી જે જુદું કાંઈ કથન કરે છે, તે = તેઓ, ભ્રાન્તાઃ = ભ્રમમાં છે. નિસર્ગ-ત્રિદશ-રિપુતયા = સ્વાભાવિક રીતે દેવોની સાથે વૈરભાવવાળા તેઓ, કેવલ-અન્ધં-તમોગાઃ = કેવલ અંધઃતમસને જ પામશે. ૩

અનુવાદ—વાગધીશ શ્રીમદ્ વલ્લભ પ્રભુ કરતાં ભાગ્યે કોઈ શ્રુતિ ભગવતીઓનાં અનેક વચનોનાં રહસ્યોને યથાર્થ સમજી શકશે; કારણ કે સાધ્વી સ્ત્રી પોતાના સ્વામીની પાસે જ પોતાનું હૃદય ખોલે છે, માટે હે શ્રીમદ્ વલ્લભ પ્રભુ! આપે કહેલ-વચનામૃતથી જુદું જે કાંઈ જણાવે છે, તેઓ ભ્રાન્ત મતિવાળા છે, તેઓ સ્વભાવથી જ દેવોની સાથે વૈમનસ્ય વૃત્તિવાળા અન્ધ-તમસમાં જનારા છે. ૩

પ્રાદુર્ભૂતેન ભૂમૌ વ્રજપતિચરણાંભોજસેવાખ્યવર્ત્મ-
પ્રાકટયં યત્કૃતં તે તદુત નિજકૃતે શ્રીહુતાશેતિ મન્યે ।
યસ્માદસ્મિન્ સ્થિતૌ યત્ કિમપિ કથમપિ કવાપ્યુપાહર્તુમિચ્છ-
ત્યદ્ધા તદ્ ગોપિકેશ સ્વવદનકમલે ચારુહાસે કરોતિ ॥૪

અન્વયાર્થ— શ્રીહુતાશ ! = હે શ્રીમદ્ અગ્નિસ્વરૂપ આચાર્ય ! પ્રાદુર્ભૂતેન = પ્રકટ થઈ ને આપે, ભૂમૌ = પૃથ્વી ઉપર, યત્-વ્રજપતિ-ચરણાંભોજ-સેવાખ્ય-વર્ત્મ-પ્રાકટયં-કૃતમ્ = જે વ્રજપતિના ચરણકમલની સેવાના માર્ગનું પ્રાકટય કર્યું, તત-ઉત = તે ખરેખર, નિજકૃતે = નિજ ભક્તોને માટે છે, ઇતિ-મન્યે = એમ માનુ છું, યસ્માત્ = કારણ કે, અસ્મિન્ સ્થિતઃ = આ માર્ગમાં રહેલ, યત-કિમપિ = જે કાંઈ પણ કથમપિ કવઅપિ = કોઈપણ રીતે-કોઈપણ સ્થાને ઉપાહર્તુંમ-ઇચ્છતિ = ભગવાનને સમર્પણ કરવા ચાહે છે. અદ્ધા-તત્-ગોપિકેશઃ = તે વસ્તુનો સાક્ષાત્ ગોપીજનવલ્લભ પ્રભુ. ચારુહાસે-સ્વવદનકમલે = પ્રસન્ન હાસ્યવાળા પોતાના મુખકમલમાં, કરોતિ = અંગીકાર કરે છે. ૪

અનુવાદ—અલૌકિક અગ્નિસ્વરૂપ શ્રીમદ્ વલ્લભ પ્રભુ આપશ્રીએ ભૂતલ ઉપર પ્રકટ થઈ જે શ્રીકૃષ્ણચરણકમલની સેવાનો માર્ગ પ્રકટ કર્યો છે, તે ખરેખર નિજ ભક્તોને માટે જ છે, એમ હું માનું છું. કારણ કે આપે દર્શાવેલા માર્ગની રીત પ્રમાણે ભગવદીય જન કોઈ પણ સ્થાને, કોઈ પણ રીતે અને કાંઈ પણ સામગ્રી ઠાકોરજીને આરોગાવવાનો મનોરથ કરે છે, તેની સર્વ સામગ્રીનો શ્રી ગોપીજન વલ્લભ પ્રભુ હસતા હસતા સાક્ષાત સ્વમુખ કમલમાં અંગીકાર કરે છે. ૪

કૃષ્ણપ્રિયા :—આ અનુગ્રહ માર્ગની એક જ વિશિષ્ટતા છે કે ભક્તના હૃદયમાં મનોરથ થાય કે હું મારી શક્તિ પ્રમાણે જે કાંઈ પ્રભુને સમર્પું તે ભગવાન સાક્ષાત્ સ્વીકારે તો કેવો આનંદ થાય ! વળી કોઈપણ દેશમાં રહીને સેવા કરું, અને કોઈપણ કાળે સેવા કરું તો પણ મારો અને મારી સેવાને સ્વીકાર કરે, તો કેવો આનંદ થાય ! આ અભિલાષાની પૂર્તિ શ્રીમદ્ વલ્લભ પ્રભુએ દર્શાવેલા સેવામાર્ગથી સિદ્ધ થાય છે. શ્રી વ્રજરાજ પ્રભુ શ્રી મહાપ્રભુજીની આડીથી ભક્તની સમર્પેલી સામગ્રીને પ્રસન્ન હૃદયથી સ્વમુખ કમલમાં પધરાવે છે. ૪

ઉષ્ણત્વૈકસ્વભાવોપ્યતિશિશિરવચઃ પુંજપીયૂષવૃષ્ટિ-
ર્રાર્તેષ્વત્યુગ્રમોહાસુરનૃષુ યુગપત્તાપમપ્યત્ર કુર્વન્ ।
સ્વસ્મિન્ કૃષ્ણાસ્યતાં ત્વં પ્રકટયસિ ચ નો ભૂતદેવત્વમેતદ્
યસ્માદાનંદદં શ્રીવ્રજજનનિચયે નાશકં ચાસુરાગ્નેઃ ॥૫॥

અન્વયાર્થ — ઉષ્ણત્વ–એક–સ્વભાવઃ અપિ = આપનો અત્યંત તેજસ્વી સ્વભાવ છે છતાં પણ, આર્તેષુ = આર્તજનો ઉપર, અતિ–શિશિર–વચઃ–પુંજ–પીયૂષ–વૃષ્ટિઃ = અતિશય શીતલ વચનામૃતની વૃષ્ટિને વરસાવો છો. વળી યુગપત્–અતિ–ઉગ્ર–મોહ–આસુર–નૃષુ–તાપમ્–અપિ–અત્ર–કુર્વન્ = તે જ સમયે અતિશય ઉગ્ર મોહવાળા આસુર જીવો ઉપર તાપ પણ વરસાવો છો તેથી, સ્વસ્મિન્ = પોતાનામાં, કૃષ્ણ–આસ્યતાં–ત્વં–પ્રકટયસિ = શ્રીકૃષ્ણના મુખારવિંદરૂપ અલૌકિક અગ્નિપણું પ્રકટ કરો છો, ચ–ભૂતદેવત્વમ્–ન = પરંતુ લૌકિક અગ્નિપણું પ્રકટ નથી કરતા, યસ્માત્–એતત્ = જેથી આ અગ્નિપણું, વ્રજજન–નિચયે = આનંદદમ્ = વ્રજજન સમૂહને આનંદ આપનારું અને

આસુરાગ્નેઃ નાશકમ્ = આસુર અગ્નિનો નાશ કરનારું બને છે. ૫

**અનુવાદ**—આપનો અત્યંત તેજસ્વી સ્વભાવ છે, છતાં પણ અતિશય શીતલ વચનામૃતની વૃષ્ટિને વરસાવો છો વળી તેજ સમયે અતિશય ઉગ્ર મોહવાળા આસુર જીવો ઉપર તાપ પણ વરસાવો છો. તેથી પોતાનામાં શ્રીકૃષ્ણના મુખારવિંદરૂપ અલૌકિક અગ્નિપણું પ્રકટ કરો છો; પરંતુ લૌકિક (પ્રાકૃત) અગ્નિપણું પ્રકટ નથી કરતા. જેથી આ અગ્નિપણું વ્રજજનસમૂહને આનંદ આપનારું અને આસુર અગ્નિનો નાશ કરનારું બને છે. ૫

**કૃષ્ણપ્રિયા**—આ શ્લોકમાં શ્રીમદ્ વલ્લભાચાર્યજીના અલૌકિક અગ્નિપણાનું અને વિરુદ્ધ ધર્મી સ્વભાવનું નિરૂપણ કરે છે. જેમ યજ્ઞનો વૈદિક અગ્નિ ઉપાસકના પાપતાપને બાળે છે અને વૃષ્ટિ વરસાવે છે તેમજ શ્રીમદ્ વલ્લભ મહાપ્રભુજી આધિદૈવિક અગ્નિસ્વરૂપે કૃપા વરસાવે છે અને કુપાત્રનો નાશ પણ કરે છે. ૫

**આમ્નાયોક્તં યદંભોભવનમનલતસ્તચ્ચ સત્યં વિભો યત્**
**સર્ગાદૌ ભૂતરૂપાદભવદનલતઃ પુષ્કરં ભૂતરૂપમ્ ।**
**આનન્દૈકસ્વરૂપાત્વદધિભુ યદભૂત્ કૃષ્ણસેવારસાબ્ધિ-**
**શ્ચાનન્દૈકસ્વરૂપસ્તદખિલમુચિતં હેતુસામ્યં હિ કાર્યે ॥૬**

**અન્વયાર્થ**—વિભો = હે વિભુ! અનલતઃ-અંભો-ભવનમ્-યત્-આમ્નાય-ઉક્તં-તત્-સત્યમ્ = અગ્નિમાંથી જલ ઉત્પન્ન થયું એવું જે વેદમાં કહ્યુ તે સત્ય છે, સર્ગાદૌ-ભૂતરૂપાત્-અનલતઃ-ભૂતરૂપં-પુષ્કરં-અભવત્ = સૃષ્ટિના આરંભમાં ભૂતરૂપ અગ્નિમાંથી ભૂતરૂપ જલ થયું એવી રીતે, આનન્દ-એક-સ્વરૂપાત્ = આનંદ એક સ્વરૂપમાંથી, ત્વમ્-આપ, અધિભુ = આ ભૂતલ ઉપર, યત્ = જે, આનન્દ-એક-સ્વરૂપઃ = કેવલ આનંદરૂપ, કૃષ્ણ-સેવા-રસાબ્ધિઃ = શ્રીકૃષ્ણસેવારસના સાગર, અભૂત્ = પ્રકટ થયા, તત્-ચ-અખિલમ્ = તે સર્વ ઉચિત છે, કારણ કે કાર્યે-હેતુ-સામ્યં-હિ = કાર્યમાં કારણનું સમાનપણું નક્કી છે. ૬

**અનુવાદ**—હે વિભુ! 'અગ્નિમાંથી જલ ઉત્પન્ન થયું,' એવું જે વેદમાં કહ્યુ છે તે સત્ય છે. સૃષ્ટિના આરંભમાં ભૂતરૂપ અગ્નિમાંથી ભૂતરૂપ જલ જેમ જન્મ્યુ, તેવી જ રીતે કેવલ આનંદા-

ત્મક સ્વરૂપમાંથી આ ભૂતલ ઉપર આનંદમાત્ર સ્વરૂપવાળા અને શ્રીકૃષ્ણ સેવારસના મહાસાગર પ્રકટ થયા છો, તે સર્વ યોગ્ય જ છે. કારણ કે કાર્યમાં કારણનું સમાનપણું નક્કી જ છે. ૬

કૃષ્ણપ્રિયા —શ્રુતિમાં કહેલું છે કે આત્મામાંથી આકાશ થયું, આકાશમાંથી વાયુ, વાયુમાંથી અગ્નિ, અગ્નિમાંથી જલ અને જલમાંથી પૃથ્વી અર્થાત્ ભૌતિક અગ્નિમાંથી ભૌતિક જલની ઉત્પત્તિ છે. તે નિયમાનુસાર સેવારસ આપમાંથી પ્રકટ થયો છે; માટે આપ પણ આનંદરૂપ છો કાર્ય આનંદસાગર હોય તો કારણ પણ તેવું જ હોય. ૬

**સ્વામિન્ શ્રીવલ્લભાગ્ને ક્ષણમપિ ભવતઃ સન્નિધાને કૃપાતઃ**
**પ્રાણપ્રેષ્ઠવ્રજાધીશ્વરવદનદિદૃક્ષાર્તિતાપો જનેષુ**
**યત્પ્રાદુર્ભાવમાપ્નોત્યુચિતતરમિદં યત્તુ પશ્ચાદપીત્થં**
**દૃષ્ટેપ્યસ્મિન્મુખેન્દૌ પ્રચુરતરમુદેત્યેવ તચ્ચિત્રમેતત્ ॥ ૭ ॥**

અન્વયાર્થ —સ્વામિન્ શ્રીવલ્લભાગ્ને = હે સ્વામી અગ્નિસ્વરૂપ શ્રીમદ્ વલ્લભ ! ક્ષણમ્–અપિ = એક ક્ષણ પણ, ભવતઃ–સન્નિધાને=આપની સમીપમાં રહેવાય તો, કૃપાતઃ = આપની કૃપાથી, પ્રાણપ્રેષ્ઠ–વ્રજાધીશ્વર–વદન–દિદૃક્ષા–આર્તિતાપઃ = પ્રાણપ્રિય વ્રજાધીશનું વદન નીરખવાની આર્તિનો તાપ, જનેષુ = જનોમાં, યત્ પ્રાદુર્ભાવમ્–આપ્નોતિ = જે પ્રકટ થાય છે, ઇદમ્ = આ, ઉચિતતરમ્ = વધારે યોગ્ય જ છે, યત્–તુ = જે તાપ તો, પશ્ચાદ્ અપિ= પાછળથી પણ, ઇત્થમ્ = આ રીતે, અસ્મિન્–મુખેન્દૌ–દૃષ્ટે–અપિ = આ મુખચન્દ્રને નીરખ્યા પછી પણ, પ્રચુરતરમ્ = તેમનાં દર્શન માટે અતિશય તીવ્રતાથી, ઉદેતિ–એવ = ઉદય પામે છે જ, તત્–એતત્–ચિત્રમ્ = તે આવું આશ્ચર્યજનક છે. ૭

અનુવાદ—હે સ્વામિન્ હે શ્રીવલ્લભાગ્નિ ! એક પણ ક્ષણ આપનો સંબંધ થાય તો આપની કૃપાથી પ્રાણપ્રિય શ્રીવ્રજાધીશનું વદન નીરખવાની આર્તિનો–વિરહ તાપ ભક્તજનોમાં જે પ્રકટ થાય છે, તે સર્વથા યોગ્ય જ છે. જે તાપ તો પાછળથી પણ એની રીતે આપના મુખચંદ્રને નીરખ્યા પછી પણ તેમના દર્શન માટે અતિશય તીવ્રતાથી ઉદય પામે છે જ, તે આશ્ચર્યજનક છે. ૭

**કૃષ્ણપ્રિયા**—એક વખત શ્રી મહાપ્રભુજીના દર્શન કર્યા પછી શ્રી વ્રજાધીશનાં દર્શન માટે વિરહતાપ પ્રકટ થાય છે જ્યારે દર્શન નથી થતાં ત્યારે વિરહતાપ તીવ્રતાથી ઉદય પામે છે મહાપ્રભુજી યુગલ સ્વરૂપના વિપ્રયોગમાંથી પ્રકટ થયેલા છે. અલૌકિક વિપ્રયોગાગ્નિ પ્રકટ થવામા આપની કૃપાની જરૂર છે ૭

**અજ્ઞાનાદ્યંધકારપ્રશમનપટુતાખ્યાપનાય ત્રિલોક્યા-**
**મગ્નિત્વં વર્ણિતં તે કવિભિરપિ સદા વસ્તુતઃ કૃષ્ણ એવ ।**
**પ્રાદુર્ભૂતો ભવાનિત્યનુભવનિગમાદ્યુક્તમાનૈરવેત્ય**
**ત્વાં શ્રીશ્રીવલ્લભેમે નિખિલબુધજના ગોકુલેશં ભજન્તે ॥૮**

**અન્વયાર્થ**—અજ્ઞાન-આદિ-અંધકાર-પ્રશમન-પટુતા-ખ્યાપનાય = અજ્ઞાન વગેરે અંધકારને શાંત કરવાની ચતુરતાને પ્રસિદ્ધ કરવા, કવિભિ.-અપિ સદા-ત્રિલોક્યાં-અગ્નિત્વં-વર્ણિતમ્ = કવિઓએ પણ સદા ત્રણે લોકમાં આપનુ અગ્નિપણું વર્ણવ્યુ છે, વસ્તુતઃ-ભવાન્-કૃષ્ણઃ-એવ-પ્રાદુર્ભૂતઃ = તો પણ ખરેખર આપ શ્રીકૃષ્ણ ભગવાન જ પ્રકટ થયા છો, ઇતિ-અનુભવ-નિગમ-આદિ-ઉક્તમાનૈઃ = એ પ્રમાણે અનુભવ-વેદ વગેરેમાં કહેલા વચનો વડે, અવેત્ય = જાણીને, ત્વામ્ = આપને, શ્રીશ્રીવલ્લભ = શ્રીશ્રીવલ્લભ એમ કહીને, ઇમે-નિખિલ-બુધજનાઃ = આ સર્વ દૈવીજનો ગોકુલેશ-ભજન્તે = શ્રી ગોકુલનાથ રૂપે સેવે છે ૮

**અનુવાદ**—અજ્ઞાન વગેરે અંધકારને દૂર કરવાની ચતુરાઈની પ્રસિદ્ધિ માટે, ત્રણે લોકોમા કવિવરોએ પણ આપનુ અગ્નિત્વ સદા વર્ણવ્યુ છે, પણ ખરેખર આપ શ્રીકૃષ્ણ પ્રકટ થયા છો એ પ્રમાણે અનુભવ, વેદ વગેરેમા કહેલા વચનોથી જાણીને આપને શ્રી શ્રીવલ્લભ એમ સંબોધી શરણાગત દૈવી જનો શ્રીગોકુલેશ-રૂપે સેવે છે ૮

**કૃષ્ણપ્રિયા**—લૌકિક અગ્નિ જેમ ઘરના અંધકારને દૂર કરે છે, તેમ અલૌકિક અગ્નિરૂપ શ્રી મહાપ્રભુજી શરણાગત દૈવીજનોના અજ્ઞાન તેમ ષડ્ વિકારો-કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સરનો નાશ કરે છે આચાર્યચરણ વિપ્રયોગાત્મક આનંદનુ દાન કરનારા છે તેથી આપશ્રીમાં પૂર્ણ પુરુષોત્તમપણું છે તેથી સર્વ દૈવીજનો આપશ્રીને શ્રીગોકુલેશની જેમ ભજે છે.

ઇતિ શ્રીવિઠ્ઠલેશરચિતશ્રીવલ્લભાષ્ટક સમ્પૂર્ણમ્

# શ્રી સપ્તશ્લોકી

સ્ફુરત્કૃષ્ણપ્રેમામૃતરસભરેણાતિભરિતા
વિહારાન્ કુર્વાણા વ્રજપતિવિહારાબ્ધિષુ સદા ।
પ્રિયા ગોપીભર્તુઃ સ્ફુરતુ સતતં વલ્લભ ઇતિ
પ્રથાવત્યસ્માકં હૃદિ સુભગમૂર્તિઃ સકરુણા ॥૧॥

અન્વયાર્થ—સ્ફુરત્-કૃષ્ણ-પ્રેમામૃત-રસભરેણ-અતિભરિતા= છલકાતા શ્રીકૃષ્ણના પ્રેમામૃત રસનિધિથી સંપૂર્ણ ભરેલી, વ્રજપતિ-વિહાર-અબ્ધિષુ સદા = શ્રી વ્રજરાજના વિહારસાગરોમાં નિત્ય, વિહારાન્ કુર્વાણા = વિહાર કરતી, ગોપીભર્તુઃ = ગોપીપતિ શ્રીકૃષ્ણચન્દ્રની, પ્રિયા = અત્યંત પ્રિય, વલ્લભઃ-ઇતિ-પ્રથાવતી = વલ્લભ એવી સંજ્ઞાથી પ્રસિદ્ધ, સકરુણા = કરુણા ભરેલી, સુભગ-મૂર્તિઃ = સુંદર મૂર્તિ, અસ્માકમ્ = અમારા, હૃદિ = હૃદયમાં, સતતમ્ = સદા, સ્ફુરતુ = સ્ફુરો. ૧

અનુવાદ—છલકાતા શ્રીકૃષ્ણના પ્રેમમય અમૃતરસનિધિથી ભરેલી, અને શ્રી વ્રજરાજના વિહારસાગરોમા નિત્ય વિહાર કરતી ગોપીપતિ શ્રીકૃષ્ણચન્દ્રની અતિશય પ્રિય, 'શ્રીવલ્લભ'ની સંજ્ઞાથી પ્રસિદ્ધ એવી મહાપ્રભુજીની સુંદર મૂર્તિ અમારા હૃદયમાં સદા સ્ફુરો. ૧

કૃષ્ણપ્રિયા—ભગવાન ભૂમિ ઉપર સંસ્કારોની સ્થાપના કરવા માટે 'આચાર્ય'ના સ્વરૂપે લઈને અવતર્યા છે; અને અવતરેલાં તે સ્વરૂપોમાં પોતાના સર્વ ધર્મોનું સ્થાપન કરે છે. તેથી ભગવાન અને આચાર્ય સમાન ધર્મવાળા બને છે. આ વસ્તુને લક્ષમાં લઈ શ્રી ગુસાંઈજી વલ્લભાષ્ટકમા વર્ણવેલા આચાર્યશ્રીને સપ્તશ્લોકી દ્વારા શ્રીકૃષ્ણ ભગવાનની સાથે સરખામણીમાં ષડ્ ઐશ્વર્યથી વર્ણવે છે. આ ગ્રન્થનું નામ સપ્તશ્લોકી છે તેમાં છ ઐશ્વર્યાદિ ધર્મોનું અને એક ધર્મીનું એમ સાત શ્લોકથી વર્ણન છે. પ્રથમ શ્લોકમાં ધર્મીનું નિરૂપણ છે; પછીના શ્લોકોમાં ઐશ્વર્ય ધર્મોનું નિરૂપણ છે

'સુભગમૂર્તિઃ'—મૂર્તિ શબ્દનો અર્થ આકાર થાય છે. આ મૂર્તિ શબ્દથી ધર્મી સ્વરૂપનો નિર્દેશ કર્યો છે. મૂર્તિ શબ્દને સુભગ શબ્દનું વિશેષણ આપ્યું છે, તેથી 'સુભગમૂર્તિ'નો અર્થ અત્યંત મનોહર સ્વરૂપ થાય તેમ જ શ્રેષ્ઠ

એવાં ૭ ઐશ્વર્યથી ભરેલ મહાપ્રભુજીનુ મંગલ સ્વરૂપ છે, એવો અર્થ થાય.

'સ્ફુરત્કૃષ્ણપ્રેમામૃતરસભરેણ'—આ પ્રથમ વિશેષણ ઐશ્વર્ય ધર્મનું વાચક છે. રસરૂપ શ્રીકૃષ્ણ ભગવાનની લીલાઓના અને શ્રીકૃષ્ણના પ્રેમામૃત રસથી શ્રી મહાપ્રભુજી ભરપૂર છે. એ જ એમનું ઐશ્વર્ય છે. આચાર્ય-ચરણના દર્શન માત્રથી જીવોના હૃદયમાં કૃષ્ણપ્રેમ પ્રકટે છે અને ઊભરાય છે; તેનુ કારણ કે પોતે કૃષ્ણપ્રેમથી છલોછલ ભરેલા છે. અહીં 'અમૃતરસ' આવું પદ લેવાનું કારણ એ છે કે ભકતોને જ્યારે ભગવાનનો વિયોગ હોય છે, ત્યારે પ્રાણ અને દેહને ટકાવનાર અમૃત કહેવાય છે. અમૃતનો અર્થ મૃત્યુથી રહિત, એવો થાય છે. વિરહમા મૃત્યુની સંભાવના છે. ત્યાં શ્રીકૃષ્ણ-પ્રેમામૃત રસ સંભાળ લે છે, આવા રસનું મહાપ્રભુજી દાન કરે છે, તે જ આપનુ ઐશ્વર્ય છે.

'વિહારાન્ કુર્વાણ'—આ વિશેષણમાં વીર્યનું નિરૂપણ છે. ભગવલ્લીલા-રૂપ સુધાસિંધુમા વિહાર કરતા જીવોને બહાર લાવી ભગવત્સ્વરૂપનો અનુ-ભવ કરાવવા પોતે વ્રજપતિના વિહારસાગરમાં નિત્ય વિચરે છે; અને જીવોને બહાર લાવી સ્વરૂપનો અનુભવ કરાવે છે, તે વીર્ય છે.

'પ્રિયા ગોપીભર્તુઃ'—આ વિશેષણમાં યશનું કથન છે. ભગવાન પોતાના ભકતોની, પોતાને મળવા માટેની આર્તિને જોઈને કરુણામય બન્યા. ન અપાય એવુ પોતાનુ પ્રિય સ્વરૂપ—શ્રી મહાપ્રભુજીએ સર્વને આપ્યુ છે તે યશ છે.

'વલ્લભ ઇતિ પ્રથાવતી'—આ પદથી શ્રી ધર્મનું નિરૂપણ કર્યું છે. મહાપુરુષોનાં 'નામ' એ જ એમની સંપત્તિ, શ્રી અને શોભા છે. ભૂતલ ઉપર મહાપ્રભુના નિજ નામથી સર્વત્ર વિખ્યાત છે એ નામ જ સંપત્તિ છે.

'સુભગમૂર્તિઃ'—આ વિશેષણમા જે 'ભગ' શબ્દ છે તે જ્ઞાનનો વાચક છે; તેમજ ૭ ઐશ્વર્યનો વાચક છે આ સ્થાને 'ભગ' જ્ઞાનવાચક લીધો છે. ભકતોને ભગવાનની ઇચ્છા શી છે, તેમજ સ્વરૂપ કેવુ છે, વગેરેનું જ્ઞાન મહાપ્રભુજી આપે છે. તેથી આ પદથી જ્ઞાન નામના ઐશ્વર્યનું ગ્રહણ કર્યું છે.

'સકરુણા'—આ પદમા વૈરાગ્યનું નિરૂપણ છે કરુણ શબ્દનો અર્થ થાય છે—'સ્વાર્થ વિના પરદુઃખ નિવારણ કરવાની વૃત્તિ' આ વૃત્તિ શ્રીમહા-પ્રભુજીમાં ભરેલી છે. તે વૈરાગ્યનુ લક્ષણ છે. પોતાના સુખમા અનુરાગનો અભાવ અને અન્ય દુઃખનિવારણસ્વભાવ, એ વૈરાગ્યની પ્રકૃતિ છે

આ ૭ ઐશ્વર્યો શ્રી મહાપ્રભુજીમાં બિરાજે છે. તેનું નિરૂપણ કરી બીજા શ્લોકનો આરંભ કરે છે. ૧

## શ્રીભાગવતપ્રતિપદમણિવરભાવાંશુભૂષિતા મૂર્તિઃ ।
## શ્રીવલ્લભાભિધાનસ્તનોતુ નિજદાસસ્ય સૌભાગ્યમ્ ॥૨॥

અન્વયાર્થ—શ્રીભાગવત-પ્રતિપદ-મણિવર-ભાવ-અંશુભૂષિતા =શ્રીમદ્ ભાગવતનાં પ્રત્યેક પદરૂપી ઉત્તમ મણિઓનાં ભાવભર્યાં કિરણોથી સુશોભિત, મૂર્તિઃ = શ્રી મહાપ્રભુજીનું શ્રીઅંગ, શ્રી વલ્લભ-અભિધાનઃ = શ્રીમદ્ વલ્લભાચાર્યચરણ, નિજ-દાસસ્ય = નિજ સેવકના, સૌભાગ્યમ્ = સૌભાગ્યને, તનોતુ = વિસ્તારો. ૨

અનુવાદ—શ્રીમદ્ ભાગવતનાં પ્રત્યેક પદરૂપી ઉત્તમ મણિઓના ભાવ ભર્યાં કિરણોથી સુશોભિત શ્રી અંગને ધરાવતા શ્રીમદ્ વલ્લભાચાર્યચરણ નિજ સેવકના સૌભાગ્યને વિસ્તારો.૨

કૃષ્ણપ્રિયા—આ શ્લોકમાં સેવકના સૌભાગ્યથી પ્રાર્થના કરે છે. સૌભાગ્ય એટલે પત્નીને પતિનું અખંડ સુખ રહે. અમારું પણ એ જ સૌભાગ્ય કે અમારે શિરે શ્રીમદ્ વલ્લભ સદા અખંડ બિરાજે. આપનું નામ 'વલ્લભ' છે. ભક્તો અને ભગવાન બન્નેના અત્યંત પ્રેમપાત્ર છો. તેથી જ વલ્લભ નામ અન્વર્થ છે.

'શ્રીભાગવત-પ્રતિપદ'—વળી શ્રી મહાપ્રભુનું શ્રીઅંગ શ્રીમદ્ ભાગવતના પ્રત્યેક પદોરૂપી તેજસ્વી મણિઓના ભાવરૂપથી કિરણોથી અત્યંત સુશોભિત છે. તાત્પર્ય કે મણિની કાન્તિ કિરણથી છે; તેવી જ રીતે ભાગવતના શ્લોકોના પ્રત્યેક શબ્દરત્નોની કાન્તિ તે પદોના ભાવ અને અર્થથી છે. તે ભાવ અને અર્થનું જ્ઞાન શ્રી મહાપ્રભુજીને સંપૂર્ણપણે છે. તો અમારું સૌભાગ્ય ભગવાનના બન્ને સ્વરૂપની સેવામાં છે. તેમાં ભાગવત નામાત્મક સ્વરૂપ છે અને શ્રીગોવર્ધનનાથ સેવ્ય સ્વરૂપ છે. અમને ઉભય સ્વરૂપનો અનુભવ કરાવો. 'શ્રીભાગવત'—એમાં શ્રી શબ્દનો અર્થ થાય છે-સર્વ લૌકિક, અલૌકિક કામનાઓને પૂર્ણ કરનારી ભગવાનની શક્તિ. તે જે સાંભળે, પાઠ કરે, તેના સર્વ મનોરથ સિદ્ધ થાય છે. તેવા ભાગવતનો આનંદ આપનાર શ્રીમદ્ વલ્લભવર અમારા શિર પર બિરાજો. આ શ્લોકમાં ઐશ્વર્યનું નિરૂપણ કરી હવે પછી વીર્યનિરૂપણ કરે છે. ૨

**માયાવાદતમો નિરસ્ય મધુભિત્સેવાખ્યવર્ત્માદ્ભુતં**
**શ્રીમદ્ગોકુલનાથસંગમસુધા સંપ્રાપકં તત્ક્ષણાત્ ।**
**દુષ્પ્રાપં પ્રકટં ચકાર કરુણારાગાતિસંમોહનઃ**
**સ શ્રી વલ્લભભાનુરુલ્લસતિ યઃ શ્રીવલ્લવીશાંતરઃ ॥૩॥**

અન્વયાર્થ —માયાવાદ–તમઃ = માયાવાદરૂપ અંધકારને, નિરસ્ય = નિવારીને, અદ્ભુતમ્ = અલૌકિક–દિવ્ય, શ્રીમદ્–ગોકુલનાથ–સંગમ–સુધા–સંપ્રાપકમ્ = શ્રી ગોકુલેશ ભગવાનના સમાગમની સુધાને મેળવી આપનાર, દુષ્પ્રાપમ્ = દુર્લભ એવા, મધુભિત–સેવા–આખ્ય–વર્ત્મ = શ્રીકૃષ્ણની સેવાના માર્ગને, પ્રકટમ્ = પ્રકટ, ચકાર = કર્યો, એવા ય = જે, કરુણા–રાગ–અતિ–સંમોહનઃ = કરુણાથી અને શ્રીકૃષ્ણમાં અનુરાગથી સર્વને મુગ્ધ કરતા, અને શ્રીવલ્લવીશાંતરઃ = શ્રી ગોપીજન વલ્લભને હૃદયમાં ધારણ કરતા એવા, સઃ = આપ, શ્રીવલ્લભભાનુઃ = શ્રીમદ્ વલ્લભ સૂર્ય, ઉલ્લસતિ = સંપૂર્ણ પ્રકાશી છો.૩

અનુવાદ—માયાવાદરૂપી અંધકારને નિવારીને, શ્રી ગોકુલેશ ભગવાનના સમાગમની સુધાને મેળવી આપનાર, અલૌકિક, દુર્લભ એવા શ્રીકૃષ્ણની સેવાના માર્ગને તાત્કાલિક પ્રકટ કર્યો એવા, જે કરુણાથી અને શ્રીકૃષ્ણમાં અનુરાગથી સર્વને મુગ્ધ કરતા અને શ્રી ગોપીજન વલ્લભને હૃદયમાં ધારણ કરતા એવા આપ શ્રીમદ્ વલ્લભસૂર્ય સંપૂર્ણ પ્રકાશો છો ૩

કૃષ્ણપ્રિયા —આ ત્રીજા શ્લોકમાં શ્રીમદ્ વલ્લભ પ્રભુને ' સૂર્ય ' તરીકે વર્ણવ્યા છે. અંધકારનિવારણ સૂર્યનું લક્ષ્ય છે તે જગતના અંધકારને હરે છે, પરંતુ સમર્થ જ્ઞાનીઓના હૃદયમાં રહેલ માયાનો અંધકાર ભગવાનના સ્વરૂપની ઝાંખી થવા દેતો નથી, તેમજ સેવા કરવા દેતો નથી. જ્ઞાનમદ બધા મદ કરતાં વધુ ઉત્કટ છે. કારણ કે બીજા મદનાં સાધનો ક્ષીણ થાય છે, પણ જ્ઞાનમદ તો ઉત્તરોત્તર વધે છે પરિણામે ભગવત્સેવા માર્ગનું અનુસંધાન નથી થતું; અને સેવા ન થાય ત્યાં ભગવાનનો સંગમ ન સધાય ભગવાનના સંયોગ વિના આનંદ પ્રાપ્ત ન થાય. આ વાત મહાપ્રભુજીના હૃદયને વ્યથા કરવા લાગી. ત્યારે ભૂમંડલ જ નહીં, બ્રહ્માંડમાં પ્રકાશ કરવા 'શ્રીમદ્વલ્લભભાનુ' પ્રકટ થયા. પ્રકટીને સર્વના અંતઃકરણ–બુદ્ધિમાં રહેલ અંધકારને હરી લીધો. તે શ્રીમદ્વલ્લભ સૂર્ય બ્રહ્માંડમાં આજે પ્રકાશે છે. એ છે એમનું **વીર્ય**. ૩

**કવચિત્પાંડિત્યં ચેન્ન નિગમગતિઃ સાપિ યદિ ન**
**ક્રિયા સા સાપિ સ્યાદ્યદિ ન હરિમાર્ગે પરિચયઃ ।**
**યદિ સ્યાત્ સોપિ શ્રીવ્રજપતિરતિર્નેતિ નિખિલૈ-**
**ર્ગુણૈરન્યઃ કો વા વિલસતિ વિના વલ્લભવરમ્ ॥ ૪ ॥**

અન્વયાર્થ—ક્વચિત્ = ક્યાંક, પાંડિત્યમ્ ચેત્ = જો પાંડિત્ય હોય છે તો, ન નિગમગતિઃ = વેદનું જ્ઞાન નથી હોતું, સા–અપિ–યદિ = કદાચ વેદજ્ઞાન અને પાંડિત્ય હોય તો, ન ક્રિયા = વૈદિક ક્રિયા નથી હોતી, સા–અપિ–સ્યાત્–યદિ = જો કદાચ વૈદિક ક્રિયા હોય છે તો, ન હરિમાર્ગે = ભગવત્સેવામાર્ગનું, ન પરિચયઃ = જ્ઞાન નથી, યદિ સ્યાત્ સઃ = કદાચ સેવા-માર્ગનું જ્ઞાન હોય તો, વ્રજપતિરતિઃ ન = શ્રી વ્રજરાજના ચરણકમલમાં ભક્તિ નથી હોતી; ઇતિ = આ પ્રમાણે, અખિલૈઃ ગુણૈઃ = સમગ્ર ગુણોથી પૂર્ણ, વલ્લભવરં વિના = શ્રી વલ્લભ મહાપ્રભુ વિના, અન્યઃ કઃ = અન્ય કોણ, વિલસતિ = પ્રકાશે ? ૪

અનુવાદ—ક્યાંક પાંડિત્ય જોવા મળે તો વેદનું પૂર્ણ જ્ઞાન ન હોય; ક્યાંક પાંડિત્ય અને વેદમાર્ગનું જ્ઞાન હોય છે, તો વૈદિક ક્રિયાઓ નથી હોતી. જો કોઈમાં વૈદિક ક્રિયાઓ હોય તો હરિસેવામાર્ગનું જ્ઞાન નહિ હોય. કદાચ સેવામાર્ગનું જ્ઞાન પણ ક્યાંક મળે તો શ્રીવ્રજરાજના ચરણકમલમાં ભક્તિ ન મળે. આ સ્થિતિમાં સર્વ ગુણોથી પરિપૂર્ણ શ્રીમદ્ વલ્લભ મહાપ્રભુ વિના અન્ય કોણ ભૂતલમાં બિરાજે ? ૪

કૃષ્ણપ્રિયા—આ શ્લોકમાં યશનું વર્ણન છે. દિવ્ય ગુણોથી સમ્પન્ન થવું તે યશ મનાય છે. આ શ્લોક તેનું સમર્થન કરે છે—

'ક્વચિત્ પાંડિત્યં ચેત્'—પંડા એટલે તત્ત્વને ગ્રહણ કરનારી બુદ્ધિ. પંડિત એટલે શાસ્ત્રનો તત્ત્વજ્ઞ. શાસ્ત્રમર્મજ્ઞો જગતમાં ઘણા થોડા છે. કેવળ તાર્કિક બુદ્ધિવાળા થોડા મળે છે.

'નિગમ ગતિઃ ન'—કેવલ બુદ્ધિશાળી મળે છે તો તર્ક ઉપરથી જ નિર્ણય આપે છે. એમને શ્રુતિ સંબંધમાં જરા પણ જ્ઞાન નથી.

'સાપિ યદિ ન ક્રિયા'—જો કોઈ બુદ્ધિશાળી છે, તેમજ વેદાર્થને જાણ-નાર હોય છે તો શ્રુતિએ દર્શાવેલા કર્મકાંડને નથી આચરતો.

'ન હરિમાર્ગે પરિચય:'—ક્ષણ ભાર માની લઈએ કે શાસ્ત્રીય બુદ્ધિ, વેદાર્થ જ્ઞાન અને વૈદિક કર્મનું આચરણ કરનાર મળે, તો પણ ભગવન્માર્ગનો તેને પરિચય નથી. તેની કર્મમાં નિષ્ઠા છે, ફલ આપનાર કર્મ પર્યન્ત એનો સ્થવારો છે, પરંતુ ભાગવદ્ભક્તિ શ્રેષ્ઠ છે, તેમજ તેના વિવિધ પ્રકારો છે, તેનું પણ જ્ઞાન નથી. કદાચ ભક્તિમાર્ગના પ્રકાર અને પદ્ધતિનું જ્ઞાન ધરાવનારા મળશે તો—

'વ્રજપતિરતિર્ન'—વ્રજરાજની સેવામાં રસવૃત્તિ જ નહિ હોય. આવી દશામાં કેવલ શ્રીમદ્ આચાર્યચરણ એક જ એવા સંપૂર્ણ છે કે તેમનામાં શાસ્ત્રીય બુદ્ધિ, વૈદિક જ્ઞાન, વૈદિક કર્માનુષ્ઠાન, ભક્તિમાર્ગમાં પરિચય અને શ્રી હરિની સેવામાં અપૂર્વ પ્રીતિ—એવાં આ પાંચ તત્ત્વો વિલસે છે. ૪

**માયાવાદિકરીન્દ્રદર્પદલનેનાસ્યેન્દુરાજોદ્ગતઃ**
**શ્રીમદ્ભાગવતાખ્યદુર્લભસુધાવર્ષેણ વેદોક્તિભિઃ ।**
**રાધાવલ્લભસેવયા તદુચિતપ્રેમ્ણોપદેશૈરપિ**
**શ્રીમદ્વલ્લભનામધેયસદૃશો ભાવી ન ભૂતોઽસ્ત્યપિ ॥૫॥**

અન્વયાર્થ—માયાવાદિકરીન્દ્રદર્પદલનેન = માયાવાદનું મંડન કરનાર મત્ત ગજરાજના ગર્વના ચૂરા કરીને, આસ્ય—ઇન્દુરાજ—ઉદ્ગતઃ = શ્રીકૃષ્ણ ભગવાનના મુખારવિંદરૂપ ઇન્દુરાજ સ્વરૂપે પ્રકટ થયેલા, શ્રીમદ્—ભાગવત—આખ્ય—દુર્લભ—સુધા—વર્ષેણ વેદોક્તિભિઃ = શ્રુતિઓનાં વચનો દ્વારા શ્રીમદ્ ભાગવત નામના દુર્લભ અમૃતની વર્ષા શ્રી સુબોધિનીજી દ્વારા વરસાવીને, રાધા—વલ્લભસેવયા—શ્રીકૃષ્ણની સેવા કરી તેમજ તત્ = તે સેવાને લાયક, પ્રેમ્ણા ઉપદેશૈઃ = પ્રેમ વડે ઉપદેશો કરીને, શ્રીમદ્ વલ્લભનામધેયસદૃશઃ = શ્રીમદ્ વલ્લભ નામને ધારણ કરનાર આચાર્ય સમાન, ભાવી—ન—ભૂતઃ—અસ્તિ—અપિ = કોઈ થશે નહિ, થયા નથી અને છે પણ નહિ. ૫

અનુવાદ—માયાવાદનું મંડન કરનાર ગજરાજના ગર્વના ચૂરા કરીને, શ્રીકૃષ્ણ ભગવાનના મુખ કમલરૂપ ઇન્દુરાજ તરીકે પ્રકટ થયેલા, શ્રુતિઓનાં વચનો દ્વારા શ્રીમદ્ ભાગવત નામની દુર્લભ અમૃતની વર્ષા શ્રી સુબોધિનીજી દ્વારા વરસાવીને શ્રી રાધિકા-નાથજીની સેવા કરીને, તેમજ તે સેવાને યોગ્ય પ્રેમદ્વારા અને ઉપદેશો આપીને, શ્રીમદ્ વલ્લભ નામ ધારણ કરતા આચાર્ય

ચરણુ સમાન કોઈ થશે નહિ, કોઈ હતા નહિ અને કોઈ છે નહિ.૫

કૃષ્ણપ્રિયા—આ શ્લોકમાં 'શ્રી' નામના ધર્મનું નિરૂપણુ છે. સેવા, પ્રેમ અને ઉપદેશ નામની 'શ્રી'ને ધરાવનાર શ્રીમદ્ વલ્લભ છે. ભક્તોને આ ત્રણે પ્રકારની શ્રી આપીને સમ્પન્ન બનાવે છે. તેથી આ શ્લોક દ્વારા 'શ્રી'નું નિરૂપણુ કર્યું છે.

'માયાવાદિકરીન્દ્રદર્પદલનનેન'—'વિદ્યા વિવાદાય' એ વાક્ય પ્રમાણે કેટલાક શુષ્ક જ્ઞાનીઓ ભગવદ્ભક્તિનું ખંડન કરીને તાત્પર્ય વિપરીત રીતે સમજાવે છે. તેઓ પોતાનાં વાક્યો દ્વારા જ્ઞાનદુર્બલને વ્યામોહ પેદા કરે છે. ભક્તિનું ખંડન કરવામાં ગર્વ ધરાવે છે. આચાર્યશ્રી તેમના ગર્વને દૂર કરવા, ભગવદ્ભક્તિનું નિરૂપણુ કરવા, સર્વને ભગવન્માર્ગમાં દોરવા અને માયાવાદના અંધકારને નિવારવા ભગવાનના મુખકમલમાંથી નિષ્કલંક ચન્દ્રરૂપે પ્રકટ થયા.

'શ્રીમદ્ ભાગવતાખ્યદુર્લભસુધાવર્ષેણ'—તેઓશ્રીએ શ્રુતિઓનાં વાક્યોનાં પ્રમાણુ ટાંકી તેમનાં તાત્પર્ય સમજાવ્યાં. શ્રુતિઓના જ ભાષ્યરૂપ શ્રીમદ્ ભાગવત ઉપર શ્રી સુબોધિનીજી ટીકા રચ્યાં. તે દ્વારા ભક્તિમાર્ગ-સુધાનાં વસુધારાં વર્ષણુ કર્યાં. સ્થાને સ્થાને સુબોધિનીજીમાં શ્રુતિનાં પ્રમાણો બતાવ્યાં છે.

'રાધાવલ્લભસેવયા'—ભગવાનની સેવા એ જ સુલભ અને શ્રેષ્ઠ માર્ગ છે, એનું નિરૂપણુ કર્યું. પોતે સેવાનું આચરણુ કરી સર્વને માર્ગદર્શન આપ્યું. ભગવદીય જનો સાથે પુષ્કળ પ્રેમ કર્યો. ત્રણુ ત્રણુ વાર ભૂતલ ઉપર શીતલ અને રસાલ ચન્દ્રરૂપે વિચર્યા અને પુષ્ટિભક્તિનો ઉપદેશ આપ્યો. આવા દયાળુ આચાર્ય ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળમાં એક શ્રીમદ્ વલ્લભરૂપે બિરાજે છે. ૫

યદઙ્ઘ્રિનખમંડલપ્રસૃતવારિપીયૂષયુગ્-
વરાંગહૃદયૈઃ કલિસ્તૃણમિવેહ તુચ્છીકૃતઃ ।
વ્રજાધિપતિરિન્દિરાપ્રભૃતિમૃગ્યપાદામ્બુજઃ
ક્ષણેન પરિતોષિતસ્તદનુગત્વમેવાસ્તુ મે ॥ ૬ ॥

અન્વયાર્થઃ—યત્-અઙ્ઘ્રિ-નખમંડલ-પ્રસૃત-વારિ-પીયૂષ-યુગ્-વરાંગ-હૃદયૈઃ = જેમના ચરણુના નખમંડલમાંથી પ્રકટ થયેલા જલરૂપ અમૃતથી

ભીંજાયેલા મસ્તક અને હૃદયવાળા ભક્તોએ, ઇહ = આ ભક્તિમાર્ગમાં, તૃણમ્ ઇવ = તરણાની માફક, કલિઃ = કલિયુગને, તુચ્છીકૃતઃ = તુચ્છ બનાવ્યો છે એવા, તેમજ ઇન્દિરા–પ્રભૃતિ–મૃગ્ય–પાદાબ્જઃ = લક્ષ્મીજી વગેરે જેમના ચરણ-કમલને શોધ્યા જ કરે છે એવા વ્રજાધિપતિઃ = વ્રજરાજ શ્રીકૃષ્ણ, ક્ષણેન પરિતોષિતઃ = એક જ ક્ષણમાં જેમણે રીઝવ્યા છે. તદ્ અનુગત્વમ્ એવ = તેમનું દાસ્ય જ, મે અસ્તુ = મને પ્રાપ્ત થાઓ. ૬

અનુવાદ—જેમના ચરણના નખમંડલમાંથી પ્રકટ થયેલા જલરૂપી અમૃતથી ભીંજાયેલા મસ્તક અને હૃદયવાળા ભક્તોએ કલિયુગને તરણા જેવો તુચ્છ બનાવ્યો છે એવા, તેમજ લક્ષ્મીજી વગેરે જેમના ચરણકમલને શોધ્યા જ કરે છે તેવા શ્રી વ્રજ-રાજને એક જ ક્ષણમાં પ્રસન્ન કરનારા શ્રી આચાર્યચરણનું દાસ્ય મને પ્રાપ્ત થાય. ૬

કૃષ્ણપ્રિયા :—આ શ્લોકમાં 'જ્ઞાન' ધર્મનું નિરૂપણ છે.

'યન્નખમંડલ'—આચાર્યચરણના ચરણામૃતનો અપૂર્વ મહિમા છે. જે જે જનોએ મસ્તકે અને હૃદયે તે ચરણામૃત ધારણ કર્યાં છે, તેઓ પરમ ભગવદીય બન્યા છે. તેમનાં હૃદય ભગવદ્ભક્તિથી ભીંજાયાં છે; તેઓના કલિના મલ નિવૃત્ત થયા છે; કારણકે શ્રી મહાપ્રભુજીના ચરણપીયૂષતીર્થે બુદ્ધિને નિર્મલ અને નિશ્ચય બનાવી છે અને હૃદયને કોમલ અને રસાલ બનાવ્યું છે. એટલું જ નહિ, પરંતુ ભગવાનની પ્રાપ્તિ પણ કરાવી છે. તે ઉત્તરાર્ધથી કહે છે—

'વ્રજાધિપતિરિન્દિરાપ્રભૃતિમૃગ્યપાદામ્બુજઃ'—ભગવતી લક્ષ્મીજી જેઓ પરમ ઐશ્વર્યસમ્પન્ન છે અને દીર્ઘ તપશ્ચર્યા આચરી ભગવચ્ચરણકમલની સેવા માટે ઝંખના કરે છે અને શોધે છે, છતાં શ્રી વ્રજરાજ મળવા દુર્લભ બને છે. તે શ્રી વ્રજરાજને મહાપ્રભુજીના આશ્રય દ્વારા ભક્તજનોએ ક્ષણવારમાં મેળવ્યા છે અને મેળવે છે આવા પરમોદાર આચાર્યવર પાસે એક ભીખ માગું છું કે—

'તદનુગત્વમેવાસ્તુ મે'—હું તેઓનો 'અનુગ' બનું, એટલે તેઓશ્રીનો દાસ બની તેમની પાછળ વિચર્યા કરું. તેમના માર્ગદર્શને ચાલું. તેમના ઉપદેશને પાળું અને તેમની પાછળ પાછળ ફરું. આ શ્લોકમાં પરમ દયાળ શ્રી ગુંસાઈજીની અનન્ય 'દીનતા ભક્તને દૈન્યનું દાન કરનારી છે. ૬

**અઘૌઘતમસાવૃતં કલિભુજંગમાસાદિતં**
**જગદ્વિષયસાગરે પતિતમસ્વધર્મે રતમ્ ।**
**યદીક્ષણસુધાનિધિઃ સમુદિતોઽનુકમ્પામૃતા-**
**દમૃત્યુમકરોત્ક્ષણાદરણમસ્તુ મે તત્પદમ્ ॥ ૭ ॥**

અન્વયાર્થ —અઘ-ઓઘતમસા-આવૃતમ્ = પાપના સમૂહરૂપ અંધકારથી છવાયેલું, કલિ-ભુજંગમ્-આસાદિતમ્ = કલિયુગરૂપ સર્પથી પકડાયેલું, વિષય-સાગરે = વિષયસાગરમાં, પતિતમ્ = ડૂબેલા, અસ્વધર્મે-રતમ્ = પર ધર્મમાં આસક્ત, જગત્ = જગતને પ્રકાશવા, સમુદિતઃ = ઉદય પામેલા, યત્ ઈક્ષણ-સુધાનિધિઃ = જેમના નેત્રરૂપી સુધાકર ચન્દ્રે, અનુકમ્પા-અમૃતાત્ = કૃપામય અમૃતવડે, ક્ષણાત્ = ક્ષણ વારમાં, અમૃત્યુમ્ = અમર, અકરોત્ = બનાવ્યું, તત્ પદમ્ = તે ચરણકમલ, મે = મારું, અરણમ્ = આશ્રયસ્થાન, અસ્તુ = થાવ. ૭

અનુવાદ—પાપના સમૂહરૂપ અંધકારથી ઘેરાયેલ, કળિયુગરૂપ સર્પથી ગળાયેલ, વિષયસાગરમાં ડૂબેલા, પર ધર્મમાં આસક્ત થયેલા જગતને પ્રકાશવા ઉદય પામેલ જેમના નેત્રરૂપ સુધાકર ચન્દ્રે કૃપામય અમૃત દ્વારા ક્ષણ વારમાં અમર બનાવ્યું, તેઓશ્રીનું ચરણકમળ મારું આશ્રયસ્થાન થાવ. ૭

કૃષ્ણપ્રિયા —આ શ્લોકમાં ભક્તેતરમાં રાગનો અભાવ અને ભક્તમાં અનુરાગ-નામના 'વૈરાગ્ય' ધર્મનું નિરૂપણ છે.

'અઘૌઘતમસાવૃતમ્'—શ્રી મહાપ્રભુજીનાં કરુણાભર્યાં નેત્રનો મહિમા દર્શાવતાં આ શ્લોક શરૂ થયો છે. ચાર વિશેષણો આપી જગતની થયેલી વિષયસ્થિતિનું ભાન કરાવ્યું છે અને મહાપ્રભુજીએ આ અવસ્થાનું પોતાની સુધામય નજરથી નિવારણ કર્યું છે

જગતમાં ચાર અવસ્થાઓ જોવામાં આવી. તેમાં (૧) પ્રથમ અવસ્થા 'અઘૌઘ' વ્યક્તિ વ્યક્તિનાં મન કેવલ પાપપુંજથી ભરાઈ ગયાં. કાયિક, વાચિક અને માનસિક એમ ત્રણે પ્રકારે પાપમય જીવન બન્યાં. પરિણામે સન્માર્ગથી વિમુખ થયું.

(૨) બાદ બીજી અવસ્થા 'કલિભુજંગમાસાદિતમ્'–કલિકાલ નામના મહાસર્પે પોતાના પેટમાં સારાય સમાજને સમાવી દીધો. જો

અજગરના ઉદરથી બહાર હોય તો જીવ કંઈક બચવાનો પ્રયત્ન પણ કરે. આ તો તે પણ ન રહ્યું.

(૩) ત્રીજી અવદશા–' વિષયસાગરે પતિતમ્ '–સારુંય વિશ્વ વિષય-ભોગમાં જ સંપૂર્ણ ડૂબેલ છે. નજરે જોનાં ઘૃણા આવે, એવી નિર્લજ્જ રીતે વિષયરત સમાજ જોવા મળે છે. સમજુ, જ્ઞાની કે અણસમજુ સરખા જ લાગે છે.

(૪) ચોથી અવદશા–' અસ્વધર્મરતમ્ '–આવી ત્રણ દુર્દશા હોય ત્યાં જો ધર્માચરણ થોડું પણ કરે તો પાર ઊતરે; પરંતુ વિપરીત ધર્મમાં જ જગતને આસક્ત થતું જોવામાં આવે છે. ' આત્મધર્મ ' એ સ્વધર્મ છે. ભગવત્સેવા એ સ્વધર્મ છે. એથી ઊલટું આચરણ એ અસ્વધર્મ છે.

' વદીક્ષણ સુધાનિધિઃ '—આ ચાર પ્રકારની અવદશાથી સર્વથા મૃત્યુના મુખમાં પડેલા જગતની દયા આવતા જ શ્રીમદ્ આચાર્યશ્રીએ પોતાના કૃપા-મય નયનસુધાકરથી વસુધાને બચાવી લીધી છે. ' હું તેઓશ્રીના જ ચરણે પડું છું,' એમ કહે છે.

' શરણમસ્તુ મે તત્પદમ્ '–કૃપાસુધાનિધિ શ્રી આચાર્યચરણનું શ્રીચરણ જ મારું શરણ–આશ્રય સ્થાન હો. ૭

શ્રીમદ્ ગોસ્વામી વિઠ્ઠલેશ્વરશ્રી ગુસાંઈજીએ કરેલી શ્રી સપ્તશ્લોકી સમાપ્ત

# શ્રીસર્વોત્તમસ્તોત્ર

પ્રાકૃતધર્માનાશ્રયમપ્રાકૃતનિખિલધર્મરૂપમિતિ ।
નિગમપ્રતિપાદ્યં યત્તચ્છુદ્ધં સાકૃતિ સ્તૌમિ ॥ ૧ ॥

અન્વયાર્થ —પ્રાકૃત-ધર્મ-અનાશ્રયમ્ = પ્રકૃતિના સત્વ વગેરે લૌકિક ગુણોથી રહિત, અપ્રાકૃત = લૌકિક, નિખિલ = ધર્મરૂપમ્ = સમગ્ર, ગુણ્ે.વાળા, ઇતિ = એ પ્રકારે, નિગમ-પ્રતિપાદ્યમ્ = વેદોમાં વર્ણવેલ, યત્ = જે છે, તત્ = તે, સાકૃતિ = આકાર (અને), શુદ્ધમ્ = શુદ્ધસ્વરૂપ શ્રીપુરુષોત્તમની, સ્તૌમિ = સ્તુતિ કરું છું. ૧

અનુવાદ—'પ્રકૃતિના લૌકિક ગુણોથી પર અને અલૌકિક એવા આનંદ વગેરે અખિલ ગુણોથી ભરપૂર' એવા સ્વરૂપે વેદોમાં જેનું પ્રતિપાદન કર્યું છે, તેવા દિવ્ય અને શુદ્ધ આકારવાળા શ્રી પુરુષોત્તમની સ્તુતિ કરું છું. ૧

કૃષ્ણપ્રિયા—આ શ્લોકમાં શ્રીમહાપ્રભુજી, શ્રીકૃષ્ણ પ્રભુ અને શ્રીમદ્ભાગવત એમ ત્રણેના સ્વરૂપને અને ત્રણેના ગુણોને હૃદયમાં રાખીને મંગલાચરણ કરે છે આ શ્લોક પછીના સર્વ શ્લોકના અર્થો તે ત્રણે દિવ્ય સ્વરૂપોની મહિમા ગાય છે.

પ્રાકૃતધર્માનાશ્રયમ્—મહાપ્રભુજીનો, ભગવાનનો અને શ્રીમદ્ ભાગવતનો આકાર મનુષ્ય વગેરેના જેવો પાંચભૌતિક નથી મનુષ્યાદિનો આકાર પ્રકૃતિમાંથી ઉત્પન્ન થયેલ તત્ત્વોમાંથી બને છે. તેમાં સત્ત્વ વગેરે ગુણો આવે, તેથી કામ ક્રોધ લોભ વગેરે લૌકિક ધર્મો પણ એમાં આવે છે. પરંતુ આ સ્વરૂપો કેવલ દિવ્ય ગુણોથી બનેલ છે, તેથી તેમાં કોઈ પણ લૌકિક ધર્મો નથી

અપ્રાકૃતનિખિલધર્મરૂપમ્ ઇતિ—આ સ્વરૂપમાં પરમાનંદ, જ્ઞાન, પરમ કારુણ્ય, પરમ સૌન્દર્ય, પરમ ઔદાર્ય, એવા દિવ્ય ધર્મો ભરેલા છે. મનુષ્ય વગેરેના શરીર અને આત્મા જેમ જુદાં છે તેમ આ સ્વરૂપોમાં નથી. આનંદમય એવા પુરુષોત્તમ જ મનુષ્ય જેવા સ્વરૂપે પધાર્યા છે. સાકરમાંથી સ્વરૂપ રચે તેમજ આ આનંદમય કર, ચરણ વગેરે અંગોથી બનેલ સ્વરૂપ છે.

નિગમપ્રતિપાદ્યમ્ યત્—વેદોમાં આ સ્વરૂપનું વર્ણન છે. 'રસો વૈ સઃ,' 'આનન્દં બ્રહ્મણો રૂપમ્,' 'સ એવ સર્વકામઃ સર્વગન્ધઃ સર્વરસઃ'—આવાં

દનાં અનન્ત વચનો આ સ્વરૂપનું વર્ણન કરે છે. તાત્પર્ય કે રસમાંથી ત્રણ આકૃતિ બની, એક શ્રીકૃષ્ણ ભગવાનની દિવ્ય આકૃતિ બની. બીજી શ્રીકૃષ્ણની લીલાઓનુ વર્ણન કરતી શ્રીમદ્ ભાગવતની આકૃતિ બની અને ત્રીજી ભગવાન અને ભાગવતના સ્વરૂપ ગુણમહિમાને સમજાવનારી શ્રી મહાપ્રભુજીની આકૃતિ બની. આ ત્રણે એક જ પરમાનંદ રસના બનેલ સ્વરૂપો છે.

'તત્ શુદ્ધં સાકૃતિ સ્તૌમિ'—તે રસરૂપ, જ્ઞાનરૂપ, ચિદ્રૂપ, દિવ્ય સ્વરૂપની શ્રીસર્વોત્તમ સ્તોત્ર દ્વારા સ્તુતિ કરું છું. ૧

## કલિકાલતમશ્છન્નદૃષ્ટિત્વાદ્વિદુષામપિ ।
## સંપ્રત્યવિષયસ્તસ્ય માહાત્મ્યં સમભૂદ્ ભુવિ ॥ ૨ ॥

અન્વયાર્થ—કલિકાલ – તમઃછન્ન – દૃષ્ટિત્વાત્ = કલિકાલના અજ્ઞાન અંધકારથી ઢંકાયેલ દૃષ્ટિ હોવાથી, તસ્ય = તે દિવ્યસ્વરૂપનું, માહાત્મ્યમ્ = માહાત્મ્ય, ભુવિ = પૃથ્વીમા, સંપ્રતિ = હાલમા, વિદુષામ્ અપિ = વિદ્વાનોને પણ, અવિષયઃ = ન સમજાય એવુ, સમભૂત્ = બન્યું છે. ૨

અનુવાદ—કલિના મોહ, અજ્ઞાન વગેરે અંધકારથી બુદ્ધિ ઘેરાયેલ હોવાથી આ દિવ્ય સ્વરૂપનો મહિમા પૃથ્વીમાં હાલ વિદ્વાનોને પણ ન સમજાય તેવો બન્યો છે. ૨

કૃષ્ણપ્રિયા —આ શ્લોકમાં, આ ત્રણે તત્ત્વોને સમજનાર ઘણા જ ઓછા છે તેમજ તેઓ કેમ નથી સમજી શકતા તેનુ પણ કારણ વર્ણવે છેઃ

'કલિકાલતમશ્છન્નદૃષ્ટિત્વાત્'—ચાર યુગોમાં ચોથો યુગ કલિયુગ છે. આ અર્થ અને કામપ્રધાન યુગ છે. વિદ્વાનો પણ મનુષ્ય દેહ ધારણ કરીને આવ્યા છે. તેઓની દૃષ્ટિ યદ્યપિ દિવ્ય હોય છે, પરંતુ જે સંસર્ગમાં રહે અને જેવું અન્ન ખાય તેવી અસર બુદ્ધિ ઉપર થાય પરિણામે તે બુદ્ધિ દિવ્ય સ્વરૂપને ન સમજે. એમાં વિદ્વાનોનો દોષ નથી. જેથી કદાચ જ્ઞાનીઓ પણ મહાપ્રભુજીના આનંદમય સ્વરૂપને એક મનુષ્યરૂપે સમજે આકાર પણ પૃથ્વી વગેરે પાંચ તત્ત્વોમાંથી બન્યો છે એમ કહે. 'અગ્નિસ્વરૂપ' મહાપ્રભુજી છે, તે ન પણ સમજે. શ્રીકૃષ્ણ ભગવાનને પણ 'દેવકીસુત' રૂપે જ સમજે, અક્ષરબ્રહ્મ તરીકે જ વર્ણવે, પુરુષોત્તમસ્વરૂપે ન વર્ણવે. તેમજ શ્રી ભાગવતને પણ પુરાણરૂપે, કાવ્યરૂપે ગણે; પરંતુ તેને સાક્ષાત્ પુરુષોત્તમરૂપે, વેદરૂપે કે ભક્તિરસરૂપે ન સમજે, તો તે સમજમા વિદ્વાનો દોષિત નથી. કલિકાલે બુદ્ધિ ઉપર આવરણ કર્યું છે.

તેથી શ્રી ગુસાંઈજી પરમકૃપાળ એમ કહે છે કે મને જે સ્વરૂપનો અનુભવ છે, તે સર્વને પણ થાય તેથી તેનું હું નિરૂપણ કરું છું. ૨

**દયયા નિજમાહાત્મ્યં કરિષ્યન્ પ્રકટં હરિઃ ।**
**વાણ્યા યદા તદા સ્વાસ્યં પ્રાદુર્ભૂતં ચકાર હિ ॥ ૩ ॥**

અન્વયાર્થ—યદા = જ્યારે, દયયા = દયાભાવથી, હરિઃ = શ્રીહરિ, નિજમાહાત્મ્યમ્ = પોતાના મહિમાને, વાણ્યા = વાણી દ્વારા, પ્રકટમ્ = પ્રકટ કરિષ્યન્ = કરવા વિચારતા હતા, તદા = ત્યારે, હિ = ખરેખર, સ્વ-આસ્યમ્ = પોતાના મુખારવિન્દને, પ્રાદુર્ભૂતમ્ = પ્રકટ, ચકાર = કર્યું. ૩

અનુવાદ—જ્યારે દયાળુ સ્વભાવથી શ્રીહરિને પોતાનો મહિમા વાણીદ્વારા સ્પષ્ટ સમજાવવાની કૃપાવૃત્તિ થઈ ત્યારે જ પોતાના મુખારવિંદરૂપ એવા મહાપ્રભુજીના સ્વરૂપને પ્રકટ કર્યું. ૩

કૃષ્ણપ્રિયા—કદાચ મનમાં થાય કે આ સ્વરૂપ ક્યાંથી આવ્યું ? ક્યાં હતું ? કેમ દેખાતું ન હતું ? તો તેનો ઉત્તર આપે છે—

'દયયા નિજ-માહાત્મ્યમ્'—શ્રીહરિના હૃદયમાં એવો એક વિચાર આવ્યો કે સાકરનો સ્વાદ જો આપવો હોય તો તેને શેરડીમાંથી અલગ કરવી જોઈએ અને લોકોની રસના ઉપર મૂકવી જોઈએ. તેવી જ રીતે શ્રીભગવાન અને શ્રીમદ્ ભાગવત બન્નેનો આનંદ સર્વ વ્યક્તિઓને કરાવવો હોય તો મારે જ પ્રકટ થવું જોઈએ. કારણ કે હું અને ભાગવત એક તત્ત્વ છીએ. અને વેદો પણ તેનું પૂરું વર્ણન કરી શકતા નથી.

માટે મારે જ ભૂતલ ઉપર આવવું જોઈએ અને પ્રભુના તરસ્યા જીવોને કે પ્રમાદથી વિષયમાં વસ્યા જીવોને રસમય પ્રભુનો મહિમા પાવો જોઈએ. તો હું સ્વરૂપ સ્વીકારીને ભૂતલ ઉપર આવું. આવા મનોરથમાંથી જ ભગવાનના મુખારવિંદનો જ મંગલમય આકાર શ્રી મહાપ્રભુજી બન્યા, વેદો ભગવાનના શ્વાસરૂપ છે, જ્યારે શ્રીમહાપ્રભુજી મુખકમલ અને સાક્ષાદ્ વાણીસ્વરૂપ છે. ૩

**તદુક્તમપિ દુર્બોધં સુબોધં સ્યાદ્યથા તથા ।**
**તન્નામાષ્ટોત્તરશતં પ્રવક્ષ્યામ્યખિલાઘહૃત્ ॥ ૪ ॥**

અન્વયાર્થ—અપિ = પરંતુ, તદ્-ઉક્તં = તે મુખે કહેલું, દુર્બોધમ્ = જે સમજવું કઠિન છે તે, યથા = જેમ, સુબોધમ્ = સુપબોધ, સ્યાત્ = થાય,

તથા = તે હેતુથી, અખિલ-અઘહૃત્ = સમસ્ત પાપોને હરનારા, નત્-નામ-અષ્ટોત્તરશતમ્ = તે શ્રીમહાપ્રભુજીનાં એકસો આઠ નામ, પ્રવક્ષ્યામિ = કહીશ. ૪

અનુવાદ—પરંતુ તે શ્રી મહાપ્રભુજીનું ન સમજાય તેવું જે કઠિન લાગે છે તે સુખબોધ બને તે હેતુથી સમસ્ત પાપોને નિવારનારાં શ્રી મહાપ્રભુજીનાં એકસો ને આઠ નામો કહીશ. ૪

કૃષ્ણપ્રિયા—આ શ્લોકમાં એમ કહેલું છે કે પ્રભુના મુખકમલનું સ્વરૂપ મહાપ્રભુજી બન્યા છે તેથી તેઓની વાણી પણ અલૌકિક અને ગૂઢાર્થવાળી જ નીકળી. હવે તેનો રસ તો મહાપ્રભુજી સમજાવે ત્યારે આવે. તો જીવોએ શો ઉપાય કરવો એવી ચિંતા શ્રીગુસાંઈજીને થઈ તેથી તેઓએ કહ્યું કે—

'તદુક્તમપિ દુર્બોધમ્' જીવના જીવનમાં વાસનાનાં મોટાં આવરણ છે. તેથી બુદ્ધિ સ્થિર, શુદ્ધ અને સ્વરૂપગ્રાહક બનતી નથી. તો તેના તે દોષનું નિવારણ કરવા માટે હું શ્રીસર્વોત્તમજી દ્વારા 'એકસો આઠ' નામ કહીશ. તેનો પાઠ કરવાથી પાપ નિવૃત્ત થશે અને મહાપ્રભુજી સમજાશે અને પ્રભુમાં પ્રેમ થશે ૪

**ઋષિરગ્નિકુમારસ્તુ નામ્નાં છંદો જગત્યસૌ ।**
**શ્રીકૃષ્ણાસ્યં દેવતા ચ બીજં કારુણિકઃ પ્રભુઃ ॥ ૫ ॥**

અન્વયાર્થ—નામ્નામ્ = એકસો આઠ નામમંત્રોના, ઋષિઃ = ઋષિ-દ્રષ્ટા, તુ = તો, અગ્નિકુમારઃ = અગ્નિકુમાર-શ્રીગુસાંઈજી છે, ચ = અને, નામ્નામ્ છન્દઃ = નામોનો છંદ, જગતિ-અસૌ = જગતપ્રસિદ્ધ અનુષ્ટુપ છંદ છે; શ્રીકૃષ્ણ-આસ્યમ્-દેવતા = શ્રી મહાપ્રભુજી એના દેવ છે, ચ = અને, કારુણિકઃ પ્રભુઃ = દયાળુ પ્રભુ, બીજમ્ = એનું બીજ છે. ૫

અનુવાદ—આ એકસોને આઠ નામમંત્રોના દ્રષ્ટા ઋષિ શ્રી અગ્નિકુમાર-ગુસાંઈજી છે. આ નામમંત્રોનો જગપ્રસિદ્ધ અનુષ્ટુપ છંદ છે. શ્રી મહાપ્રભુજી નામ મંત્રના દેવ છે. દયાળુ પ્રભુ આ નામમંત્રોનું બીજ છે.

કૃષ્ણપ્રિયા—કોઈપણ મંત્રના ઋષિ, છંદ, દેવતા, બીજ, વિનિયોગ અને સિદ્ધિ એવાં છ અંગ હોય છે, જેથી તે મંત્રો પ્રમાણિક મનાય. આ એકસો આઠ નામમંત્રોના ઋષિ વગેરે હશે કે કેમ એના સમાધાન માટે આ શ્લોક છે.

'ઋષિરગ્નિકુમારસ્તુ'–પ્રત્યેક મંત્રના દ્રષ્ટા જોઈએ. તે દ્રષ્ટા ઋષિ કહેવાય છે. તેઓને તપશ્ચર્યા દ્વારા મંત્રોનું દર્શન થાય છે. શ્રી વિઠ્ઠલનાથજી સ્વયં અગ્નિકુમાર છે. અગ્નિ એ શ્રીમહાપ્રભુજીનું નામ છે. મહાપ્રભુજી–અલૌકિક અગ્નિ છે. સર્વને દેખાતો જે અગ્નિ છે તે તો અગ્નિનું આધિભૌતિક સ્વરૂપ છે પરંતુ તેના જે દેવ છે તે તો અલૌકિક હોય છે. એવા અલૌકિક અગ્નિમાંથી પ્રકટ થયેલા શ્રીગુસાંઈજી તે અગ્નિના મહિમાને જાણી શકે છે તેથી તેમને ઋષિ કહ્યા છે, 'તુ' અવ્યય સામર્થ્ય બતાવવા માટે છે.

'છન્દઃ જગત્પસૌ'–નામમંત્રવાળા, શ્રીપુરુષોત્તમસહસ્ર, શ્રીવિષ્ણુસહસ્ર વગેરે સ્તોત્રો જેમ જગતપ્રસિદ્ધ અનુષ્ટુપ છંદ છે તે આ મંત્રોનો છંદ છે. છંદની માત્રાઓના નિયમ પ્રમાણે તેમાં અક્ષરો ગોઠવાય. જેથી તેમાં વધારો ઘટાડો કોઈ કરી ન શકે ને 'મંત્રત્વ' નષ્ટ ન કરે.

'શ્રીકૃષ્ણાસ્યં દેવતા' મંત્રના દેવતા 'શ્રીમહાપ્રભુજી' છે. શ્રી શબ્દથી ભક્તિ, વિદ્યા અને શ્રીસ્વામિનીજી એ ત્રણ લેવાં શ્રીસહિત કૃષ્ણ એવો. શ્રીકૃષ્ણનો અર્થ થયો. શ્રીના સંયોગવાળા કૃષ્ણનું મુખકમલ મહાપ્રભુજી બન્યા છે. તેથી તેઓ ભક્તિ અને વિદ્યાનુ દાન કરશે અને ભગવાનનો સંયોગ કરાવશે.

'બીજં કારુણ્યિકો પ્રભુઃ'–આ નામમંત્રોનું પ્રાકટ્ય નિમિત્ત દયાનિધિ ભગવાન છે. જેમાંથી વૃક્ષનું નિર્માણ થાય તેને બીજ કહેવાય. આ સર્વોત્તમ સ્તોત્રમંત્રનાં બીજ કેવલ ભગવાનની કરુણા જ છે. આ શ્લોકમાં 'પ્રભુ' પદ વાપર્યું છે. સમર્થની જ દયા કામની મનાય છે. ભગવાન સમર્થ છે અને દયાળુ છે. ૫

## વિનિયોગો ભક્તિયોગપ્રતિબંધવિનાશને ।
## કૃષ્ણાધરામૃતાસ્વાદસિદ્ધિરત્ર ન સંશયઃ ॥ ૬ ॥

અન્વયાર્થ—વિનિયોગઃ = આ સ્તોત્રનો વિનિયોગ, ભક્તિયોગ–પ્રતિબંધ–વિનાશને = ભક્તિયોગમાં આડે આવતા પ્રતિબંધોનો વિનાશ કરવામાં છે; અને કૃષ્ણ–અધર–અમૃત–આસ્વાદ–સિદ્ધિઃ = શ્રીકૃષ્ણચન્દ્રના અધરામૃતનો આસ્વાદ એની સિદ્ધિ છે, અત્ર ન સંશયઃ = એમાં સંશય નથી ૬

અનુવાદ—શ્રી સર્વોત્તમ સ્તોત્રનો ઉપયોગ ભગવત્સેવામાં આડે આવતા પ્રતિબંધોનું નિવારણ કરવા માટે કરવાનો છે. આ

સ્તોત્રપાઠથી શ્રીકૃષ્ણચંદ્રના અધરામૃતના આસ્વાદની સિદ્ધિ છે એમાં સંશય નથી. ૬

કૃષ્ણપ્રિયા—આ શ્લોકમાં આ સ્તોત્રનો શેમાં ઉપયોગ કરવો તેની સૂચના છે.

વિનિયોગો ભક્તિયોગ-પ્રતિબંધ-વિનાશને'–પ્રત્યેક સ્તોત્રોની ફલશ્રુતિ ધન, પુત્ર, કીર્તિ વગેરે એનાં સામાન્ય જાણીતાં ફળ છે. શ્રીસર્વોત્તમજીની ઉપાસનાથી તેવી સર્વ કામનાઓ સિદ્ધ થશે; પરંતુ એનો ઉપયોગ ભક્તિ-માર્ગની યાત્રામાં આવનાં વિઘ્નોને દૂર કરવામાં કરવો.

કારણ કે સકામ ઉપાસનાથી લૌકિક ફળ મળશે અને મન તેમાં જ પરોવાયેલું રહેશે. તે કરતાં તો ભગવાનની પ્રાપ્તિમાં જ એનો વિનિયોગ કરવો તેથી સર્વ કામનાઓની પૂર્તિ પણ થશે અને કામનાઓની નિવૃત્તિ પણ થશે. પાપ અને પ્રતિબંધમાં ઘણું જ અંતર છે. શાસ્ત્રવિરુદ્ધ અને લોકવિરુદ્ધ વર્તનને પાપ કહ્યાં છે. પરંતુ સ્વજન ધન વગેરેમાં રહેલી આસક્તિને 'પ્રતિ-બંધ' કહે છે. હૃદયમાં દૈન્યભાવ ન રહે એ પણ પ્રતિબંધ છે. સેવામાં ગોપીજન જેવો પ્રેમભાવ જોઈએ તે ન હોય તે પણ પ્રતિબંધ છે. શ્રીસર્વો-ત્તમસ્તોત્ર સર્વ પ્રતિબંધોનું નિવારણ કરશે ૬

આ સાતમા શ્લોકથી શ્રી મહાપ્રભુજીના ૧૦૮ નામનો પ્રારંભ થાય છે. આગળ જણાવ્યા પ્રમાણે પ્રત્યેક નામ ત્રણ અર્થનાં વાચક બને છે. શ્રી મહાપ્રભુજીના, ભગવાન શ્રીકૃષ્ણનાં અને શ્રીમદ્ ભાગવતની દશમ સ્કંધની લીલાના ૯૦ અધ્યાયોના–એમ ત્રણ અર્થોનું સ્ફુરણ સ્વાભાવિક રીતે થાય છે. કારણ કે 'ભગવાન આચાર્ય અને લીલા એ નામ ત્રણ છે પણ વસ્તુ એક છે' એવા નિયમ પ્રમાણે ત્રણે એક જ તત્ત્વ છે, તેથી ત્રણ અર્થનું પ્રતિપાદન કરે તે યથાર્થ છે–

આ શ્લોકમાં ૭ નામ છે. દશમ સુધીના પ્રથમ ૭ અધ્યાયનાં, મહા-પ્રભુજીના અને ભગવાન શ્રીકૃષ્ણના અર્થના તે વાચક થશે ૬

**આનંદઃ પરમાનંદઃ શ્રીકૃષ્ણાસ્યં કૃપાનિધિઃ ।**
**દૈવોદ્ધારપ્રયત્નાત્મા સ્મૃતિમાત્રાર્તિનાશનઃ ॥ ૭ ॥**

કૃષ્ણપ્રિયા—

(૧) આનંદઃ– આનંદસ્વરૂપ.

શ્રી મહાપ્રભુજી :– શ્રી મહાપ્રભુજીનાં એકસો આઠ નામ કહીશ એવું શ્રીગુસાંઈજીએ કહ્યું તે સમયે જ તેમના હૃદયમાં એકાએક આનંદ આવ્યો અને શ્રી મહાપ્રભુજીનાં શ્રી અંગનાં ચરણથી આરંભી મસ્તક પર્યંતનાં શ્રી અંગનાં આનંદમયરૂપે દર્શન થયાં અને પ્રથમ નામ મુખમાંથી પ્રકટ થયું આનંદ. ભક્તોને બ્રહ્મસંબંધ કરાવી આનંદ આપનાર. ભક્તોને ભગવત્સેવાનું સુખ આપી આનંદ દેનાર. ભગવલ્લીલાઓનું રહસ્ય જણાવી આનંદ આપનાર.

શ્રીકૃષ્ણ :– ભગવાન શ્રીકૃષ્ણ આનન્દં બ્રહ્મેતિ વ્યજાનાત્ સ્વયં આનંદાત્મક છે. તેઓ નિજલીલાથી સર્વને આનંદ આપે છે.

અધ્યાય ૧ લો :– શ્રીમદ્ ભાગવત ભગવાનનું સ્વરૂપ છે. આનંદમય પ્રભુની લીલા એટલે શ્રીમદ્ ભાગવત. એ શ્રીમદ્ ભાગવતના દશમસ્કંધના પ્રથમ અધ્યાયનો અર્થ પણ "આનંદ" થાય છે. પરીક્ષિત રાજાના તેર શ્લોકોના પ્રશ્નથી શુકદેવજીને આનંદ થયો. કારણ કે હરિકથા કહેવાનો આનંદ આવશે. ખલ રાજાઓથી દુઃખી થયેલી ભૂમિદેવીને બ્રહ્માજીના આશ્વાસનથી આનંદ થયો. દેવોને અને વસુદેવ–દેવકીજીને ભૂતલ ઉપર ભગવાન પધારશે તેથી આકાશવાણીના શ્રવણથી આનંદ થયો ૧

(૨) પરમાનંદઃ–પુષ્કળ આનંદસ્વરૂપ–પરિપૂર્ણ આનંદસ્વરૂપ.

શ્રી મહાપ્રભુજી :– શ્રી પુરુષોત્તમની સેવાથી જ જેમને આનંદ છે તે પરમાનંદ. વળી 'પર' એટલે શ્રી વિષ્ણુ અને 'મા' એટલે લક્ષ્મી– બંનેને આનંદ આપનાર મહાપ્રભુજી પરમાનંદરૂપ છે. શ્રી ઠાકોરજીનું સૌન્દર્ય, શ્રી સ્વામિનીજીનું અને પોતાનું એમ ત્રણ સ્વરૂપે આનંદ આપનાર હોવાથી પરમાનંદ છે. આનંદ સંયોગસ્વરૂપથી અને પરમાનંદ વિપ્રયોગસ્વરૂપથી થાય છે. શ્રી મહાપ્રભુજી ઉભય સ્વરૂપ છે. અને બંને સ્વરૂપે નિજજનોને આનંદ આપે છે.

શ્રીકૃષ્ણ :– ભગવાન શ્રીકૃષ્ણ પરમાનંદ સ્વરૂપ છે. પરા એટલે શ્રેષ્ઠ એવી મા એટલે લક્ષ્મી, શોભા, કીર્તિ, કાન્તિ, માયા, વિદ્યા એ બધાથી શોભના અથવા બધાને આનંદ આપના પરમાનંદસ્વરૂપ ભગવાન છે.

અધ્યાય ૨ જો :– બીજા અધ્યાયનો અર્થ પરમાનંદ છે. શ્રી ભગવાનનો પ્રવેશ પ્રથમ હૃદયમાં વસુદેવજીને પછી હૃદયમા દેવકીને થયો, બન્નેને આનંદ થયો તે 'પરમાનંદ' કહેવાયો. ભગવાનના પ્રવેશવાળા કીજીને જોઈને કંસની મતિ બદલાઈ ગર્ભ વધ કરવા આવેલ પાછો વ 'ચિન્તયાનો હૃષીકેશમ્' ભગવાનનું જ ચિંતન કરવા લાગ્યો ભલે ભાવથી કરતો હતો પરંતુ ભગવાન તો આનંદમય હતા તેથી તેને તો આ જ મળતો હતો. તેથી પણ બીજા અધ્યાયનો અર્થ પરમાનંદ થયો. યો માયાને આજ્ઞા આપી, બાર નામ અને બાર ધામ આપી આનંદ આ તેથી પણ પરમાનંદ નામનો અર્થ સિદ્ધ થાય છે દેવાદિકોએ મેળા કરી સ્તુતિ કરી તેથી તેઓ સર્વને અને શ્રીહરિને પરમ આનંદ થયો.

## (૩) શ્રીકૃષ્ણાસ્યમ્—ભગવાન શ્રીકૃષ્ણનુ મુખારવિંદ

શ્રી મહાપ્રભુજી :—શ્રી મહાપ્રભુજી ભગવાનનુ મુખારવિંદ છે. શબ્દના કૃષ્ણભગવાન અને કૃષ્ણદ્વૈપાયન વ્યાસ મહર્ષિ એવા બે અર્થ છે. શ્રી મહાપ્રભુજી બન્નેના મુખારવિંદસ્વરૂપે છે આચાર્યશ્રી ભગવા મુખકમલ હોવાથી તેઓ જે સેવાની પદ્ધતિ બનાવે તે ભગવાનની જ છે કે ભગવાનની જ વાણી છે તેમ સમજવુ વ્યાસજીના મુખકમલ હોવ શ્રીમદ્ ભાગવતમા નિબંધ અને શ્રી સુબોધિની દ્વારા જે કહે છે તે વ્યાસજીનું કથન છે એમ જાણવુ

વળી શ્રી મહાપ્રભુજીના મુખારવિંદના દર્શનથી ભગવન્મુખકમ દર્શનનું સુખ મળે છે અને ભગવત્સ્વરૂપમા પ્રીતિ જાગે છે કેવલ 'કૃષ શબ્દ નથી કહ્યો પરંતુ શ્રીકૃષ્ણ શબ્દ કહ્યો છે તેથી ભક્તિ અને પ્રસ તાનાં દાન કરનાર શ્રી મહાપ્રભુજી છે એમ સૂચવ્યું

શ્રીકૃષ્ણ :—આ નામ ભગવાનને માટે પણ લાગુ પડે છે. શ્રીકૃ ભગવાનનુ મુખારવિંદ સર્વને રસન પ્રદાન કરે છે સ્વરૂપદર્શનથી આ થાય છે મુખારવિંદદર્શને પરમાનંદ થાય છે

અધ્યાય ૩ જો :—'શ્રીકૃષ્ણાસ્ય' આ ત્રીજુ નામ અધ્યાયના અર દર્શાવે છે ભગવાનના મુખારવિંદનુ દર્શન 'તમદ્ભુત બાલકમમ્બુજેક્ષણમ્' શ્રી અધ્યાયમાં છે. 'સ્વરૂપદર્શનમા મુખદર્શન, કાલમા આધિદૈવિક કાલ, સ્તુતિ વસુદેવજીની સ્તુતિ, પ્રાર્થનામા દેવકીજીની પ્રાર્થના, વાક્યોમાં ભગવદ્વાક

લીલાઓમાં ભગવાનની પ્રાકૃત લીલા ' આટલી વસ્તુઓનું પ્રાધાન્ય છે. અને બધી જ વસ્તુનું નિરૂપણ ત્રીજા અધ્યાયમાં છે.

ભગવાનના પ્રાકટ્ય સમયે કાલ આધિદૈવિક બન્યો. વસુદેવજીએ સાક્ષાત્ પુરુષોત્તમરૂપે જાણી સ્તુતિ કરી, દેવકીમાતાજીએ ભગવાનને અલૌકિક સ્વરૂપનો ઉપસંહાર કરવાની પ્રાર્થના કરી. ભગવાને માતાજીને પૂર્વ જન્મોનું અનુસંધાન આપ્યું. અને ભગવાન પ્રાકૃત શિશુ બન્યા. આ બધી મુખ્ય વસ્તુઓ ત્રીજા અધ્યાયમાં વર્ણવી છે. મુખની માફક તે મુખ્યલીલાઓ હોવાથી આ ત્રીજા અધ્યાયનું વાચક નામ છે.

(૪) કૃપાનિધિઃ—કૃપાનો સાગર.

શ્રીમહાપ્રભુજી :—શ્રી મહાપ્રભુજી કૃપાના મહાસાગર છે. કૃપાના સાગર છે તેથી જ તો બ્રહ્મસંબંધ દ્વારા ભક્તજનોને ભગવાનનાં દાન કરે છે. સાગરનાં સલિલ ખૂટતા નથી તેમ [illegible]નાં કૃપાજલ કદી ખૂટતાં નથી.

કૃપાનિધિમાં અને જલનિધિમાં ઘણું જ અંતર હોય છે. જલનિધિમાં રત્નો ભર્યાં હોય છે છતાં તે પરતંત્ર છે. કોઈને તે રત્ન નથી આપી શકતો. અંદર જનાર કોક જ રત્ન લઈને બહાર આવે છે.

જ્યારે કૃપાનિધિ શ્રી મહાપ્રભુજીને શરણે જનાર પ્રત્યેક જીવને સ્વયં શ્રી મહાપ્રભુજી પોતાના સ્વરૂપનું અને ભગવાનનાં સ્વરૂપનું જ્ઞાન આપે છે અને અનુભવ કરાવે છે. જેમ ક્ષીરનિધિમાં ભગવાન શેષપર્યંક ઉપર બિરાજે છે તેમ શ્રી મહાપ્રભુજીના હૃદયશેષ ઉપર શ્રી કલાનિધિ શ્રીકૃષ્ણચન્દ્ર બિરાજે છે. તે શ્રીકૃષ્ણનાં દાન કરવાની સર્વશ્રેષ્ઠ કૃપા કરે છે તેથી કૃપાનિધિ છે ભજનકૃપણ વિષયી જીવને કૃપા કરીને પરમ ભક્ત બનાવે છે એથી વધુ કૃપા કઈ.

શ્રીકૃષ્ણ :—ભગવાન શ્રીકૃષ્ણ કૃપાના સાગર છે તેથી જ ભૂતલ ઉપર અવતાર લઈ પધાર્યા છે. ભક્તોને માટે કલેશ સહન કરી ભક્તોના કલેશને દૂર કર્યા છે.

અધ્યાય ૪ થોઃ—કૃપાનિધિ નામ ચતુર્થ અધ્યાયની લીલાનું વાચક પણ છે. કંસરાજે આકાશવાણી સાંભળી કે હે રાજન્ ! તારો શત્રુ તો ક્યાંય પણ જનમ્યો છે. મને મારવાથી શું વળશે–ત્યારે કંસે વસુદેવ–દેવકીની ક્ષમા

માગી. તે સમયે વસુદેવજીએ તેના ઉપર પ્રેમ કર્યો અને કહ્યું રાજન્ ! તમે શોક ન કરો. તમે અપરાધી નથી. જે હરિઈચ્છા હતી તે જ બન્યું છે. તમે નિર્દોષ છો, પછી ક્ષમા માગવાની કે ક્ષમા આપવાની રહેતી જ નથી. જો કૃપાનિધિ હૃદયમાં બિરાજ્યા હોય તો જ આવું ઔદાર્ય આવે. શ્રી વસુદેવજી આ અધ્યાયમાં કૃપાનિધિ જ બન્યા છે. તેથી આ નામ ચતુર્થ અધ્યાયની લીલાનું વાચક છે

## (૫) દૈવોદ્ધારપ્રયત્નાત્મા–દૈવી જીવોના ઉદ્ધાર કરવામાં પુષ્કળ શ્રમ લેનાર.

શ્રીમહાપ્રભુજી :–આ પાંચમું નામ છે. પ્રથમ તો હૃદયમાં મહાપ્રભુજી પધાર્યા ત્યારે 'આનંદ' થયો ત્યારબાદ પ્રત્યક્ષ પ્રકટ થયા એટલે 'પરમાનંદ' થયો. પ્રકટ થતાં જ કૃષ્ણાસ્ય–મુખકમલ નિહાળ્યું, તો મુખારવિંદમાં 'કૃપાનિધિ' ભરેલ નજરે પડયો આ કૃપાનિધિએ દૈવી જીવોનો ઉદ્ધાર કરવાનો પુષ્કળ પ્રયત્ન કર્યો તે માટે જ–મંત્ર પોતાના શ્રીમુખથી આપી દૈવી જીવોનો અંગીકાર કરાવ્યો. તે માટે પુષ્કળ શ્રમ લઈ અનાવૃત ચરણકમળે ભૂતલ ઉપર વિચર્યાં. જલનો સાગર તો જ્યાં હોય ત્યાં જવું પડે આ કૃપાસાગર તો જ્યાં જ્યાં હતાં ત્યાં ત્યાં જઈને ઉદ્ધાર કરવાની કૃપા કરવા લાગ્યા.

જ્ઞાનમાર્ગીય અને સેવામાર્ગીય બન્નેનો ભગવાનની સેવામાં અંગીકાર કરાવવાનું સામર્થ્ય શ્રીમહાપ્રભુજીમાં છે ભગવાને મર્યાદામાર્ગમાં જે જીવનો સ્વીકાર કરવાનું નક્કી કર્યું હોય પરંતુ આચાર્યશ્રીની ઇચ્છા સેવામાર્ગમાં સ્વીકારવાની જુએ તો ભગવાન તેનો જરૂર સ્વીકાર કરે છે.

શ્રીકૃષ્ણ :–ભગવાન શ્રીકૃષ્ણ દૈવી સૃષ્ટિના કલ્યાણ માટે જ અવતાર લઈને પધાર્યા છે અને પુષ્કળ શ્રમ લઈને સ્વરૂપથી, લીલાથી અને નામથી સર્વને તારે છે–પાર ઉતારે છે

અધ્યાય ૫ મો :—આ નામ પાંચમા અધ્યાયની લીલાનું વાચક છે. 'દૈવોદ્ધારપ્રયત્નાત્મા'એ નામમાં દૈવ, ઉત્, હાર, પ્ર, યત્ન અને આત્મા–એવા ૭ શબ્દો અને એ ૭ મળી સંપૂર્ણ આખું પદ બની સાત થયાં તે પાંચમા અધ્યાયથી અગીઆરમા અધ્યાય સુધીના સાત અધ્યાયોના એક એક અધ્યાયની લીલાનું વાચક બને છે આ અધ્યાય પાંચમો યશોદોત્સંગલાલિત શ્રીનન્દલાલના પ્રાકટ્યના મહોત્સવનો અધ્યાય છે. ભગવાનના પ્રકટ સમયે

વિદ્યાનો ઉત્સવ, ભૂમિના મંસ્કારનો ઉત્સવ, ગોશૃંગારનો ઉત્સવ, ગોપમહોત્સવ, ગોપીજન આનંદઉત્સવ, વાજિંત્રનાદ ઉત્સવ અને દાનમહોત્સવ આવા સાત ઉત્સવો ઉજવાયા છે. અને ઉત્સવ દ્વારા સર્વનો ઉદ્ધાર કર્યો છે તેથી આ નામ પાંચમાની લીલાનું વાચક બને છે.

(૬) સ્મૃતિમાત્રાર્તિનાશનઃ–સ્મરણ માત્રથી ભક્તોની આર્તિનું નિવારણ કરનાર.

શ્રીમહાપ્રભુજીઃ–આ નામથી શ્રીમહાપ્રભુજીના દિવ્ય સામર્થ્યનો મહિમા વર્ણવ્યો છે. શ્રીમહાપ્રભુજીનું સ્મરણ કરવા માત્રથી આર્તિનું નિવારણ થાય છે. તેઓ લૌકિક અલૌકિક ઉભય પ્રકારની ચિંતાનું સ્મરણ માત્રથી જ નિવારણ કરે છે. 'શ્રીવલ્લભ' એટલુ બોલતાં 'વલ્લભ તવાસ્મિ' એટલું જ સ્મરણ કરતાં સર્વ કલેશોનું તરત જ નિવારણ કરે છે. મહાપ્રભુજીનું સ્મરણ કરતાં જ અવિદ્યા અને આસક્તિ દૂર થઈ જાય છે.

વળી શ્રીમહાપ્રભુજી નિજભક્તોનું સ્મરણ કરીને તેમની સર્વ આર્તિનું ભક્તોની પ્રાર્થના વિના જ નિવારણ કરે છે. એક સમયે પોતાના પરમ ભગવદીયજનનું ઘર બળતું બચાવી લીધુ હતું. સંપૂર્ણ ગામ બળતાં ભગવદીયના ઘર આગળ આગ આવી ત્યારે મહાપ્રભુજીએ જ્યાં બિરાજ્યા હતા ત્યાં જલનું એક કુંડાળું કર્યું ત્યારે પાસે બેઠેલ વૈષ્ણવોએ પૂછ્યું કે નાથ આ શાનું કુંડાળું છે? ત્યારે કહ્યું કે વૈષ્ણવનું ઘર બળે છે તે બુઝાવું છું. આમ અલૌકિક અને લૌકિક બન્ને આર્તિ, આચાર્યચરણ હરશે માટે તેમનું સ્મરણ કરવું.

શ્રીકૃષ્ણ :–'કૃષ્ણ તવાસ્મિ' આટલું જ બોલતાં ભગવાન સર્વ આર્તિઓને દૂર કરે છે.

અધ્યાય ૬ ઠો :–આ નામ છઠ્ઠા અધ્યાયની લીલાનું વાચક છે. શ્રીનંદરાય મથુરામાં બિરાજ્યા હતા અને શ્રીવસુદેવજીએ કહ્યું કે ગોકુલનાં ઉત્પાતો થતા દેખાય છે. આવું સાંભળતાં જ રસ્તામાં જતાં જતાં નંદરાયજી માર્ગમાં ભગવાનનું સ્મરણ કરતા કરતા પધાર્યા અને ભગવાને પૂતનાની પીડાનું નિવારણ કર્યું. યશોદા માતાના મનમાં આર્તિ થઈ, મારો લાલન ક્યાં ગયો? પૂતનાની છાતી ઉપર હતો, શું થયું હશે? અરે મેં એની કાળજી ન કરી. મારો મટી ગયો હશે, આવી આર્તિ થઈ તે માનું સ્તનપાન કરી દૂર કરી, આ અધ્યાયની લીલામાં નંદરાય, બાળકો, ગોવાળો, યશોદાજી અને પૂતના આ

પાંચની આર્તિનું નિવારણ હોવાથી આ નામ પાંચમા અધ્યાયનું વાચક બને છે. ૭

## શ્રીભાગવતગૂઢાર્થપ્રકાશનપરાયણઃ ।
## સાકારબ્રહ્મવાદૈકસ્થાપકો વેદપારગઃ ॥ ૮ ॥

**કૃષ્ણપ્રિયા**—આ શ્લોકમાં ત્રણ નામદ્વારા શ્રીમહાપ્રભુજીના મહિમાને વર્ણવે છે:

(૭) શ્રીભાગવત–ગૂઢાર્થ–પ્રકાશન–પરાયણઃ–શ્રીમદ્ ભાગવતના ગૂઢ અર્થને સમજાવવા સદા તત્પર.

શ્રીમહાપ્રભુજી :–શ્રીમહાપ્રભુજીનું આ સાતમુ નામ છે. ઉપરના પાંચમા નામમાં કહ્યુ કે મહાપ્રભુજી દૈવી જીવોના ઉદ્ધારમાં શ્રમવાળા છે તો તે કેવી રીતે એવી જિજ્ઞાસાના સમાધાન માટે હવે આગળનાં નામોની શરૂઆત થાય છે.

શ્રીમદ્ ભાગવતમાં ભક્તિરસ છે. ભગવત્સ્વરૂપ સેવામાં જ શ્રીમદ્ ભાગવત ભક્તોને લઈ જવા પ્રકટ થયેલ, શ્રીનાથજી બાવાનુ જ નામાત્મક સ્વરૂપ છે. આવાં રહસ્યો તો કેવલ શ્રીમહાપ્રભુજીએ જ બતાવ્યા જે અત્યંત ગુહ્ય વસ્તુઓ છે. શ્રીમદ્ ભાગવતનો ગૂઢ—ગુપ્ત અર્થ એટલે પ્રયોજન ભગવદ્–ભક્તિ અને ભગવત્સેવા જ છે એમ સ્પષ્ટ કર્યું છે.

તેમજ પ્રત્યેક લીલાઓમાંથી આધિદૈવિક રહસ્ય તો શ્રીમહાચાર્યચરણે જ સમજાવ્યું છે. આધિભૌતિક અને આધ્યાત્મિક અર્થ તો અન્યથી પણ જાણીતા હતા. પરંતુ પ્રત્યેક શ્લોકમા અને પ્રત્યેક શબ્દમાં રહેલ અર્થ અને ભાવ શ્રીસુબોધિની દ્વારા મહાપ્રભુજીએ સમજાવ્યો છે.

શ્રીકૃષ્ણ :–ભગવાન શ્રીમદ્ ભાગવત દ્વારા પોતાના સ્વરૂપને પ્રકટ કરે છે. વેદોમાં વર્ણવેલા ગૂઢ રહસ્યને અને ગૂઢ લીલાઓને કેવળ ભાગવતે જ સ્પષ્ટ કરેલ છે.

અધ્યાય ૭ મો :–આ નામ સાતમા અધ્યાયની લીલાનું વાચક છે. શ્રી ભાગવત એટલે શ્રી યશોદાજી માતાને પોતે ક્ષુધાર્ત થયા છે એનું ગૂઢ જ્ઞાન શકટાસુરભંજન લીલા દ્વારા કરાવે છે. પોતાના શ્રીચરણના દક્ષિણ અંગુષ્ઠના અગ્ર ભાગના સ્પર્શથી ગાડું ઊંધુ વાળી માતાની દૃષ્ટિ પોતાના તરફ વાળી,

માતાને પોતાના તરફ બોલાવ્યાં અને પોતાના ઉદરમાં રહેલા બાળકો બૂઝ્યા થયા છે તે જણાવ્યુ

વળી ભગવાને તૃણાવર્તવધતીલા દ્વારા પોતાના ગૂઢ સ્વરૂપનુ જ્ઞાન સર્વને કરાવ્યુ આ લીલાની સમતિ માટે ' પરાયણ ' એ શબ્દનો અર્થ ' પર ' એટલે ઊંચે ' અયન ' એટલે તૃણાવર્તના ગળે લાગીને જવુ

મુખારવિંદમા બ્રહ્માંડનુ દર્શન કરાવીને પણ માતાને પોતાના પૂર્ણ સ્વરૂપનો મહિમા બતાવ્યો છે આમ ત્રણે લીલાઓમાં આ નામ સમત થાય છે

(૮) સાકારબ્રહ્મવાદૈકસ્થાપક –આકાર બ્રહ્મનુ પ્રતિપાદન કરનાર અદ્વીતીય આચાર્ય સાકાર બ્રહ્મવાદના મુખ્ય સ્થાપક.

શ્રી મહાપ્રભુજી – સાકાર બ્રહ્મ કેવુ હોય, એના ઉત્તર માટે સપૂર્ણ મધુરાષ્ટકની રચના કરી છે વેદો બ્રહ્મને ' આનદમય ' કહે છે તે આનદ-મયતા કેવી હશે તે મધુરાષ્ટકથી સ્પષ્ટ થાય છે જે આકાર બ્રહ્મનું સ્વરૂપ વેણુ ગીતમા 'બર્હાપીડ નટવરવપુ ' શ્લોકમાં ગાયુ છે ગોપીજનોએ તે સ્વરૂપનુ ' અક્ષણ્વતાં ફલમિદ ' શ્લોકથી મહત્ત્વ દર્શાવ્યુ છે ભક્તની ઇંદ્રિયોને અલૌકિક સ્વરૂપનો આનદ આપવા માટે જ ભગવાનનુ સાકાર સ્વરૂપે પ્રાકટ્ય છે

શ્રીકૃષ્ણ – શ્રીમદ્ ભગવદ્ગીતા દ્વારા ભગવાને પોતાના આનદાત્મક સ્વરૂપનુ જ વર્ણન કર્યુ છે/અને તે જ સ્વરૂપને શરણે આવવાની ૧૮ મા અધ્યાયમાં ' સર્વધર્માન્ ' શ્લોકથી આજ્ઞા આપી છે

અધ્યાય ૮ મો —આ નામ આઠમા અધ્યાયની લીલાનુ બોધક છે શ્રી ગર્ગાચાર્ય આવીને કહે છે કે આ તમારા લાલનને પુત્ર ન સમજશો પરતુ તે પ્રત્યક્ષ પુરુષોત્તમ છે ગુણ અને કર્મને અનુસરી અનેક નામ થવાનાં છે, જેના કોઈ જાણકાર નથી યશોદાજી અને ગોપીજનો પરસ્પર બ્રહ્મ એટલે શ્રીકૃષ્ણની નવનીતચૌર્યલીલાનો વાદ એટલે વાર્તા કરે છે અને રસનુ સદોહન કરે છે તેથી આ નામ આ અધ્યાયની લીલાને વર્ણવે છે

(૯) વેદપારગ –વેદોનો પારગત

શ્રી મહાપ્રભુજી –પૂર્વનામમા રસાકાર બ્રહ્મનુ પ્રતિપાદન કરનાર શ્રીમદા ચાર્યચરણને કહ્યા તેઓશ્રીએ નિબધ, અણુ ભાષ્ય શ્રી સુબોધિનીજી, ષોડશ

ગ્રન્થ વગેરે દ્વારા રસબ્રહ્મનું પ્રતિપાદન કર્યું છે. અને તેમાં શ્રુતિઓનાં જ વાક્યો લઈને પ્રતિપાદન કર્યું છે. 'આનંદં બ્રહ્મણો રૂપમ્, ય એષોન્તરાદિત્ય:' વગેરે શ્રુતિવચનોથી સાકાર બ્રહ્મનું વેદમાં વર્ણન કર્યું છે. તે વાક્યોનો આધાર તેમજ વેદનાં પરસ્પર વિરુદ્ધ લગતાં વાક્યોનો પરિહાર કરી પ્રતિપાદન કર્યું છે. વેદથી પર રહેલા કૃષ્ણને પામનારા અને નિજ ભક્તોને પણ પમાવનારા વેદપારગ છે.

શ્રીકૃષ્ણ :–શ્રીકૃષ્ણ ભગવાન વેદોથી પર છે તેમજ વેદોથી પ્રતિપાદ્ય છે.

અધ્યાય ૯ મો—આ નામ નવમા અધ્યાયની લીલાનું વર્ણન કરે છે. શ્રુતિઓ અને યોગીઓએ પણ ભગવાન અગમ્ય છે. 'ગોપ્યન્વધાવત્' સર્વ શ્રુતિમયી ભગવતી યશોમતી શ્રીકૃષ્ણની પાછળ દોડ્યાં પણ ન પકડી શક્યાં. તનથી દોડનારને ન પકડાયા પણ મનની ગતિ તો દરેક કરતાં વેગીલી છે તેમાં તપસ્વી અને યોગીઓનું મન તો પવિત્ર હોય છે છતાં પણ નથી પામી શકાતા તેથી ભગવાન 'વેદપારગ' થયા.

શ્રી યશોદાજી જે જે દામણે બાંધે છે તે ટૂંકાં પડે છે. એકમાં બીજું સાંધે છે તો પણ તૂટે છે તેથી વેદોક્ત સાધનોથી પણ તે પર છે. માટે પણ 'વેદપારગ' કહ્યાં. છતાં 'કૃપયાસીત્ સ્વબંધને' પોતાની કૃપાથી સુલભ થયા 'યમેવૈષ વૃણુતે' શ્રુતિનું તાત્પર્ય વર્ણવતું આ નામ અને લીલા છે.

## માયાવાદનિરાકર્તા સર્વવાદિનિરાસકૃત્ ।
## ભક્તિમાર્ગાબ્જમાર્તંડઃ સ્ત્રીશૂદ્રાદ્યુદ્ધૃતિક્ષમઃ ॥ ૯ ॥

કૃષ્ણપ્રિયા—

(૧૦) માયાવાદનિરાકર્તા–માયાવાદનો નિરાસ કરનાર.

શ્રીમહાપ્રભુજી :–સંસાર મિથ્યા છે અને જગત ભગવાનનું સ્વરૂપ છે અને ભગવદ્રૂપ બની સત્ય છે. આ સર્વ જગત માયાનિર્મિત નથી પરંતુ ભગવાનનું તે આધિભૌતિક સ્વરૂપ છે તેથી તેને માયિક ન જોતાં ભગવદ્રૂપ જોઈ તેને ભગવદ્રૂપે સેવવું અને સંસારને મિથ્યા સમજવો. આ પ્રમાણે પ્રતિપાદન કરી માયાવાદનો નિરાસ કરનાર શ્રીમદાચાર્યવર્ય છે. આ વિષયમાં 'તત્સૃષ્ટ્વા તદેવાનુપ્રાવિશત્ તદનુપ્રવિશ્ય સચ્ચ ત્યચ્ચાભવત્ (તૈ. ૨-૬)' વગેરે શ્રુતિ આ પ્રમાણે છે.

શ્રી કૃષ્ણ :—માયાવાદનું નિરાકરણ કરીને ગીતાજીમાં આજ્ઞા કરે છે 'મતઃ સર્વં પ્રવર્તતે' આ સર્વ મારામાંથી બને છે. તેથી માયાવાદનું નિરાકરણ કરનાર છે.

અધ્યાય ૧૦ મો— આ નામ દશમા અધ્યાયની લીલાના તાત્પર્યનો બોધ કરે છે. નારદજીએ નલકૂબર મણિગ્રીવને શાપ આપ્યો ત્યારે પરીક્ષિત રાજાએ કહ્યું કે શુકાચાર્ય મુનિ 'દેવર્ષિસ્તમઃ' દેવર્ષિ નારદજીને માયાનો ગુણ તમઃ એટલે ક્રોધ ગણાય તેવો ક્રોધ કેમ થયો ત્યારે સમાધાન કર્યું કે માયાના ગુણથી નારદજીને ક્રોધ થયો એ અજ્ઞાનની સમજ છે. નારદજીએ અનુગ્રહ કરવા શાપ આપ્યો છે, તેથી ક્રોધ માયાનો ગુણ નથી. વળી નલકૂબર મણિગ્રીવ આ સમસ્ત વિશ્વ આપ જ છો એવી ત્રીસમા શ્લોકમાં સ્તુતિ કરીને માયાવાદનો પરિહાર કરે છે.

(૧૧) સર્વવાદિનિરાસકૃત્–સર્વ વાદીઓનો નિરાસ કરનાર.

શ્રી મહાપ્રભુજી :— શ્રી મહાપ્રભુજીએ અન્ય નાસ્તિક મતોનું પણ ખંડન કરીને ભગવાનનું મંડન કર્યું છે. કેટલાક કર્મમાં જ માને છે, કેટલાક જ્ઞાન, ઇચ્છા અને પ્રપન્ન ઈશ્વરમાં માને છે, પરંતુ આનંદમયપણું નથી માનતા; તેમનું અને બીજા મતોનું ખંડન કરી વેદમાર્ગનું પ્રતિપાદન કર્યું છે. તેઓ માને છે ભગવત્સ્વરૂપનું પ્રતિપાદન કરનારા વેદો છે તેથી વિપરીત સમજ ઠીક નથી.

શ્રીકૃષ્ણ:— ભગવાન પણ સર્વ વાદોનું નિરાકરણ કરીને કેવલ અનુગ્રહ માર્ગને જ જણાવે છે.

અધ્યાય ૧૧ મો—આ નામ અગીઆરમા અધ્યાયની લીલાનું પ્રતિપાદન કરે છે. યમલાર્જુન વૃક્ષો નીચે પડે છે ત્યારે જુદા જુદા અભિપ્રાયો આપે છે કે આ કોણે પાડયું? આવું વૃક્ષ પવનથી પણ ન પડે. આવા અનેક તર્કને દૂર કરીને ભગવાને દોરડું એટલું અને ખાંડણીઓ વાંકો થયો તેથી જ વૃક્ષ ઊખડયાં એમ જ વાદનું પ્રતિપાદન કર્યું છે. તાત્પર્ય કે પ્રમાણનું બળ નથી પરંતુ પ્રમેયનું બળ છે.

વળી ઉપનંદ ગોપે સર્વ વ્રજવાસીઓને સમજાવી વૃંદાવનમાં જવાનો મત દૃઢ કર્યો તેથી પણ આ નામની લીલાનો અર્થ સમજાય છે. બકાસુર-વધથી તે દંભવાદનું પણ નિરાકરણ કરનાર સર્વવાદનિરાસક્રિયા છે.

(૧૨) ભક્તિમાર્ગાબ્જમાર્તંડઃ–ભક્તિમાર્ગરૂપ કમળને ખીલવનાર સૂર્ય.

શ્રીમહાપ્રભુજી :—ભક્તિમાર્ગરૂપ કમલના વિકસાવનારા છે. ભક્તિમાર્ગો પણ અનેક છે તેમાં જે અતિ સુલભ જે નિઃસાધન માર્ગ નામનો ભક્તિમાર્ગ છે તેનો વિકાસ કરી સરલતાથી ભક્તોને ભગવાનની પ્રાપ્તિ કરાવે છે. વળી કમલ પ્રથમથી સરોવરમાં હોય છે તેને સૂર્ય પ્રફુલ્લિત કરે છે. તેમ જ વેદોમાં ભક્તિમાર્ગ કમલ હતું જ તેને શ્રી મહાપ્રભુજી નામના સૂર્યે પ્રફુલ્લિત કર્યું છે.

શ્રીકૃષ્ણ :—ભગવાન શ્રીકૃષ્ણ પણ ભક્તિમાર્ગના જ પ્રતિપાદન સૂર્યરૂપે ભૂતલ ઉપર પ્રકટ્યા છે.

અધ્યાય ૧૨ મો – આ નામ બારમા અધ્યાયની લીલાનું વાચક છે. આ નામમાં ભક્તિ, માર્ગ, અપ, જ, મૃત, અંડ એવાં ૭ પદ છે અને તે ૭ મળીને સંપૂર્ણ 'ભક્તિમાર્ગાબ્જમાર્તંડ' એવું સાતમું પદ થાય છે. પ્રમેય પ્રકરણની સાત અધ્યાયની લીલાઓનું તે વાચક બને છે. બારમો અધ્યાય એટલે પંદરમો અધ્યાય સમજવો. કારણ કે ૧૨, ૧૩, ૧૪, ત્રણ ક્ષેપક અધ્યાયને બાદ કરવા. આ અધ્યાયમાં ભગવાન શ્રી બલભદ્રજીના ચરણકમલની સેવા કરે છે, તે નિહાળી સર્વ ગોપાલ બાલક બાલમુકુન્દના ચરણની સેવા માટે પર્ણશય્યાઓ રચે છે. ભગવાનની આ લીલા સેવામાર્ગનો પ્રકાશ કરનારી છે તેથી આ નામ એ લીલામાં સંગત થાય છે.

વળી વૃન્દાવનવિહારીજી આ અધ્યાયથી ગોપાલ બનીને વૃન્દાવનમાં વિચરી તેનો મહિમા વધારે છે. વૃન્દાવન ભક્તિમાર્ગનું કમલ છે. ભગવાનનું વિચરણ તેનો પ્રકાશ છે આ વાત 'વૃન્દાવનં પુણ્યમતીવ ચક્રતુઃ' એમાં–૧૦–૧૨–૧–શ્લોકમાં લખી છે.

(૧૩) સ્ત્રીશૂદ્રાદ્યુદ્ધૃતિક્ષમઃ–સ્ત્રી–શૂદ્ર–આદિ–ઉદ્ધૃતિ–ક્ષમઃ– સ્ત્રી, શૂદ્ર વગેરેનો ઉદ્ધાર કરવા સમર્થ.

શ્રીમહાપ્રભુજી :– પૂર્વના નામમાં ભક્તિમાર્ગરૂપ કમલને વિકસાવનાર સૂર્ય તરીકે વર્ણવ્યા છે, તેમાં તો ભક્તિમાર્ગના પ્રકાશક એવો અર્થ થયો.

પરંતુ જેઓ સર્વથા સાધનશૂન્ય છે તેમનો ઉદ્ધાર કોણ કરશે એવી ચિંતા થઈ. ત્યારે શ્રીગુસાંઈજીએ આ નામ આપ્યું કે સાધનરહિત એવાં સ્ત્રી, શૂદ્ર, પશુ, પક્ષી, ભૂત, પ્રેત, પિશાચ વગેરેની મુક્તિ ઉપરાંત ભગવચ્ચરણકમલની પ્રાપ્તિ કરાવી આપવા આચાર્યચરણ અવતર્યા છે. જ્ઞાનમાર્ગથી અને મર્યાદાપૂર્ણ ભક્તિમાર્ગથી મોક્ષની પ્રાપ્તિ થાય છે. પરંતુ ભગવત્સ્વરૂપસેવા તો શ્રી મહાપ્રભુજી દ્વારા મળી. તેઓ પૂર્ણ સમર્થ છે. તેનું તાત્પર્ય કે પતિતાદિને શુદ્ધ કરી, પ્રતિબંધ દૂર કરી, પ્રભુમાં પ્રેમ કરાવે છે.

શ્રીકૃષ્ણ :– ભગવાન વિના સર્વનો ઉદ્ધાર કરવાનું સામર્થ્ય કોઈનું નથી. શ્રીકૃષ્ણ ભગવાને દીનજનો અને નિઃસાધન જનો માટે જ અવતાર લીધો છે.

અધ્યાય ૧૩ મો—આ નામ તેરમા અધ્યાયની લીલાને લગતું છે. ભગવાને કાલીયનાગની સ્ત્રીઓનો તેમજ શોકથી ભરેલા કાલીય નાગનો ઉદ્ધાર કરવા તેના ઉપર નૃત્ય કર્યું. ભયથી કાલીય ધરામાં રહેતો હતો તેનો ઉદ્ધાર કરી નિર્ભય બનાવી તેને રમણક દ્વીપમાં મોકલી આપ્યો.

**અંગીકૃત્યૈવ ગોપીશવલ્લભીકૃતમાનવઃ ।**
**અંગીકૃતૌ સમર્યાદો મહાકારુણિકો વિભુઃ ॥ ૧૦ ॥**

કૃષ્ણપ્રિયા—આ શ્લોકમાં ચાર નામ છે—

(૧૪), અંગીકૃત્ય એવ ગોપીશવલ્લભીકૃતમાનવઃ—અંગીકાર કરીને જ મનુષ્યોને શ્રી ગોપીજન વલ્લભ શ્રીકૃષ્ણના પ્રિય બનાવનારા.

મહાપ્રભુજી :—મહાપ્રભુજીનું આ ચૌદમું નામ છે. તેરમા નામમાં સ્ત્રી અને શૂદ્ર વગેરેનો ઉદ્ધાર કરવામાં સામર્થ્યવાળા આચાર્યશ્રીને કહ્યા ત્યારે વિચાર થયો કે ઉદ્ધાર એટલે મોક્ષપ્રાપ્તિ કે ભગવત્પ્રાપ્તિ એનો નિર્ણય કરનારું આ નામ છે. ભક્તજનોનો પ્રથમ આચાર્યશ્રી અંગીકાર કરે છે. પછી ભક્તોને ભગવાનમાં 'સર્વાત્મભાવનું' દાન કરે છે. અને સર્વત્યાગ કરવાનું સામર્થ્ય આપે છે, એવું 'અંગીકૃત્યૈવ' પદથી કહ્યું

'ગોપીશવલ્લભીકૃતમાનવઃ' સર્વાત્મભાવનું દાન કર્યા બાદ ભગ-

વદીયને સેવોપયોગી યોગીજનના જેવા પ્રેમભાવનુ પણ દાન કરે છે. તે માટે શ્રીસ્વામિનીજીનુ કાર્ય શ્રી મહાપ્રભુજી કરે છે. કારણ કે શ્રી સ્વામિનીજીના ભાવથી મહાપ્રભુજી ભરપૂર છે ગોપીજનના જેવો દિવ્ય ભાવ મળતાં જ જીવો શ્રી ગોપીજનના અત્યંત પ્રિય બને છે અને શ્રી ગોપીજન વલ્લભ જીવોના પણ પરમપ્રિય બને છે.

શ્રીકૃષ્ણ :—ભગવાન શ્રીકૃષ્ણ નિજજનોનો અંગીકાર કરી વ્રજવનિતાઓના જેવા તેમને પ્રિય બનાવે છે અને ભગવત્પ્રાપ્તિ માટે અનેક પ્રકારનાં સાધન આચરણના શ્રમમાંથી મુક્ત કરે છે.

અધ્યાય ૧૪ મો—આ નામ ચૌદમા અધ્યાયની લીલાના તાત્પર્યનું વાચક છે કાલીયનિગ્રહ કરી પ્રભુ બહાર પધાર્યા ત્યારે સર્વ ગોપ, ગોપીજન, બાલકવૃંદ, નંદ, યશોદા, રોહિણીજીને પ્રભુ ભેટી પડયા અને કાલીયના વિષથી અમારા કૃષ્ણ ક્લેશ પામ્યા હશે એવા વ્રજજનના હૃદયમાં થયેલા ક્લેશને ભગવાને દૂર કર્યો. રાત્રીના સમયે ત્યાં જ સર્વ વ્રજજનોએ નિવાસ કર્યો દાવાનળ બળવા લાગ્યો ત્યારે વ્રજભક્તોના મુખમાથી વચન નીકળ્યાં કે દાવાનળ બાળે તે સહ્ય છે પણ આપનો વિયોગ અસહ્ય છે. ભગવાને આ વાકયો સાભળી ભક્તોનો અંગીકાર કરી સર્વને પોતાના બનાવ્યા અને પોતે પણ તેઓના પ્રિય બન્યા

(૧૫) અંગીકૃતૌ સમર્યાદ —અંગીકાર કરવામા મર્યાદાવાળા.

મહાપ્રભુજી :—આ મહાપ્રભુજીનુ પંદરમુ નામ છે આ નામમાં સૂચવે છે કે જીવનો સ્વીકાર કરવામાં પુષ્ટિમાર્ગની મર્યાદાનું રક્ષણ કરે છે ભક્તિમાર્ગની ખાસ મર્યાદા છે કે ભગવત્સ્વરૂપસેવામા જેનો સ્વીકાર કરવાનો હોય તેને 'સ્ત્રીભાવ'નુ પ્રથમ દાન કરવામાં આવે છે શ્રી મહાપ્રભુજી આ મર્યાદાનુ પાલન કરીને અંગીકાર કરે છે બીજો એવો પણ ભાવ છે કે જીવોનો સ્વીકાર કરવામાં તો સમાનતા જ છે પરંતુ તેઓની જેમાં જેમા પ્રીતિ હોય અથવા વરણ હોય તે તે રીતે તેને ફલદાન કરે છે

શ્રીકૃષ્ણ :—ભગવાન શ્રીકૃષ્ણ અંગીકાર કરવામાં દૃઢ પ્રતિજ્ઞાવાળા છે ગીતાજીમાં કહ્યુ કે ન મે ભક્ત: પ્રણશ્યતિ—મારો ભક્ત કદી પતન નથી પામતો આવી મર્યાદા—એટલે પ્રતિજ્ઞાવાળા છે

અધ્યાય ૧૫ મો—પંદરમા અધ્યાયમાં પ્રલંબ વધની અને ગ્રીષ્મ ઋતુની લીલાનું વર્ણન છે. કાલીય નાગનો ભગવાને સ્વયં નિરોધ કર્યો. પરંતુ પ્રલંબનો મર્યાદા સ્વરૂપ એટલે વેદસ્વરૂપ શ્રી બલભદ્રજી દ્વારા નિરોધ કરાવ્યો. વળી વૃન્દાવનમાં ગ્રીષ્મ ઋતુ હોવા છતાં વૃન્દાવનની મર્યાદા પ્રમાણે ત્યાં નિત્ય વસંત જ વસતો હોવાથી વસંત જ ઋતુ લાગ્યો. અને બલભદ્રજીની તે ઋતુએ સેવા કરી.

(૧૬) મહાકારુણિકઃ—પુષ્કળ દયાળુ

શ્રી મહાપ્રભુજી :—શ્રી મહાપ્રભુજીનું આ ૧૬ મું નામ છે. આ નામમાં તેઓશ્રીને 'મહા કારુણિક' એટલે પુષ્કળ દયાળુ દર્શાવ્યા છે. તેનાં અનેક કારણો છે. જેઓ જ્ઞાન, તપ, ચારિત્ર્ય સાધનવાળા છે તેમાં ખામી રહે છતાં તેમનો અંગીકાર કરે તે તો 'દયા' કહેવાય, પરંતુ જેઓ સર્વથા વિપરીતગામી છે, પતિત છે, પક્ષીઓ છે આવા સમસ્ત જીવોનો અંગીકાર કરે છે, તેથી 'મહાકારુણિક' કહેવાય છે. વળી નિત્ય ભગવલ્લીલામાં ભગવત્સાન્નિધ્યમાં વસતા શ્રી મહાપ્રભુજીએ જીવોનો અંગીકાર કરાવવા તે આનંદ ત્યજી ભૂતલ ઉપર પધારી જીવોનો સ્વીકાર કરાવ્યો. કરોડો જન્મ અને પ્રયત્નને અંતે પણ જે મુક્તિથી અધિક આનંદ આપનાર ભગવત્સ્વરૂપસેવા સુખ તેઓએ અપાવ્યું તેથી 'પુષ્કળ દયાળુ' કહ્યા.

શ્રીકૃષ્ણ :—ભગવાન શ્રીકૃષ્ણ તો કરુણારસનું જ સ્વરૂપ છે. ભૂતલ ઉપર તેઓ એક જ કારણથી પધાર્યા કે આ કલિયુગમાં મારે જીવોનો સ્વીકાર કરવો છે. તેમની પાસે કંઈ બળ નથી તો કેવલ મારા સ્વરૂપદર્શનથી જ હું તેમનું મંગલ કરું એવી અપાર દયાથી જ અવતર્યા છે.

અધ્યાય ૧૬ મો :—આ નામમાં સોળમા અધ્યાયની લીલાના ભાવને વર્ણવે છે. સોળમા અધ્યાયમાં મુંજાટવીમાં ગોવાળ બાળક ગાયો વગેરે ભૂલાં પડ્યાં તેમજ બળવા લાગ્યાં અને ભગવાનને પોકાર્યા. તે જ સમયે ભગવાને પોતાના વચનામૃતની વર્ષા કરી દાવાનળ બુઝાવી દીધો અને તેઓને એક જ ક્ષણમાં દાવાનળમાંથી ઉઠાવી ભાંડીરક વટ પાસે લાવી મૂકી દીધાં, સમસ્ત દાવાનળનું પોતે જ પાન કરી લીધું.

વળી સાયંકાળે વ્રજમાં પાછા પધારી નિજ નિવાસ નન્દનિકેતનમાં પધાર્યા વેણુવાદન સાથે પ્રવેશ કરતા. તેથી વ્રજજનનો વિરહનો જ નહીં જીવનનો તાપ છોડાવતા તેથી આ લીલા મહાકારુણિક લીલા છે

(૧૭) વિભુઃ–વિભુ.

શ્રી મહાપ્રભુજી :—શ્રી મહાપ્રભુજીનું આ ૧૭ મું નામ છે. 'વિભુ'નો અર્થ વ્યાપક થાય છે. તેથી શ્રીમદાચાર્યચરણ અવતાર લીલામાં અને અનવતાર અવસરમાં પણ નિજજનોને માટે પ્રત્યક્ષ બિરાજે છે. વળી એક જ સમયે અનેક સ્વરૂપ લઈ અનેક ભક્તોને દર્શન આપ્યાં છે. વિભુ એટલે સર્વ અનિષ્ટને નિવારવાનું સામર્થ્ય છે. કરુણા ગમે તેટલી હોય પરંતુ તેની સાર્થકતા તો સામર્થ્યથી સરે. શ્રી મહાપ્રભુજી દયાળુ છે તેમજ સર્વ કરવા સમર્થ છે. પ્રારબ્ધથી પીડાતા, પાપથી પીડાતા શરણાગત જીવોના પાપ, પ્રારબ્ધ, પ્રમાદ, પ્રપંચ, મોહને દૂર કરવા અને પાપને પુણ્યના સ્વરૂપમાં, પ્રારબ્ધને પ્રભુની ઇચ્છાના સ્વરૂપમાં, પ્રમાદને ઉત્સાહના રૂપમાં, પ્રપંચને ભક્તિના સ્વરૂપમાં, મોહને સેવાના આકારમાં પલટવા સમર્થ છે તેથી તેઓ વિભુ છે.

શ્રીકૃષ્ણ :—ઉપર જે અર્થ શ્રી મહાપ્રભુજી માટે કર્યો તે અર્થ શ્રીકૃષ્ણ ભગવાનમાં કરવો. વહેતાં યમુનાજલને સ્થિર, અચલ ગિરિવરને સરોમ વગેરે ભગવાનનાં અલૌકિક સામર્થ્ય એક નથી અનન્ત છે.

અધ્યાય ૧૭ મો :—આ નામ સત્તરમા અધ્યાયની લીલાનું વાચક બને છે. સત્તરમા અધ્યાયમાં વર્ષા અને શરદનું વર્ણન છે. વર્ષાદ્વારા ભગવાને વ્રજની સમૃદ્ધિ અને સૌન્દર્યની વૃદ્ધિ કરી છે. તેથી વિભુ છે, વ્રજમાં ભગવાન જ મેઘરૂપે વર્ષે છે તેથી અન્ય સ્થળ કરતાં આ સ્થળની વિશિષ્ટ શોભા છે. વૃન્દાવનનિવાસી ગોધનને બારે માસ લીલાં ઘાસ મળે છે તેમજ વ્રજની અપાર સમૃદ્ધિ છે.

**અદેયદાનદક્ષશ્ચ મહોદારચરિત્રવાન્ ।**
**પ્રાકૃતાનુકૃતિવ્યાજમોહિતાસુરમાનુષઃ ॥ ૧૧ ॥**

કૃષ્ણપ્રિયા—આ શ્લોકમાં ત્રણ નામ છે—

(૧૮) અદેય–દાન–દક્ષઃ ચ–દુર્લભ એવા શ્રીકૃષ્ણ ભગવાનનું દાન આપવામાં કુશલ.

શ્રી મહાપ્રભુજી :—આ શ્રી મહાપ્રભુજીનું ૧૮ મું નામ છે. આ નામથી

શ્રી મહાપ્રભુજીનું ઔદાર્ય અને સામર્થ્ય દર્શાવ્યાં છે. કારણ કે 'અદેય' એટલે ન આપી શકાય એવી વસ્તુ. આ પૃથ્વીમાં, ભગવાન, ભક્તિ, સેવા, ભગવત્સેવામાં રતિ, આટલાં અદેય તત્ત્વો છે. શ્રુતિએ આજ્ઞા કરી છે કે 'ભગવાન સ્વયં ચાહે તેને જ મળે છે.' તેથી સર્વતંત્રસ્વતંત્ર ભગવાન દુર્લભ થયા. શ્રી મહાપ્રભુજીએ બ્રહ્મસંબંધ દ્વારા અપ્રાપ્ય શ્રીકૃષ્ણનાં દાન કર્યાં. શ્રીકૃષ્ણસેવામાં રતિનાં દાન કર્યાં. શ્રીકૃષ્ણ ભક્તજન પાસે પોતાની રુચિ જણાવે, ભક્તો પાસેથી તેની પૂર્તિ કરી ભક્તના આનંદની પુષ્ટિ કરનારા બને, આવા ભગવાનને આપ્ત બનાવ્યા, તેથી આ નામમાં આચાર્યશ્રીને 'અદેયદાન દક્ષ' કહ્યા. વળી 'ચ' અવ્યય પણ સાથે છે તેથી પ્રેમલક્ષણા ભક્તિ અને મુક્તિ બન્ને વસ્તુનું દાન દેવામાં કુશળ એવો અર્થ થયો. રાસલીલાનો આનંદ જીવોને શ્રી મહાપ્રભુજીની કૃપાથી મળે છે જે દુર્લભ મનાય છે.

શ્રીકૃષ્ણ:—શ્રીકૃષ્ણ ભગવાન અનન્ય પ્રેમનું દાન કરવામાં પુષ્કળ કુશળ છે. દ્રૌપદી, અર્જુન, સુદામા, નંદ, યશોદા, વ્રજવનિતાના આ પ્રસંગોમાં પ્રભુની દીનતા અને ઉદારતા જાણીતાં જ છે.

અધ્યાય ૧૮ મો :—આ નામ અઢારમા અધ્યાયની લીલાના તાત્પર્યનું બોધક છે. ભગવાને વેણુનાદ આ અધ્યાયમાં કરેલ છે. વેદના ગાન કરતાં વેણુનાદ દુર્લભ છે. વેદ ભગવાનના શ્વાસોચ્છ્વાસ છે, જ્યારે વેણુનાદ રસરાજના શ્રીમુખમાથી પ્રકટ થયેલો મહારસ છે. એ વેણુનાદ વ્રજમાં બિરાજતાં અને ઘરકાર્યમાં પરોવાયેલાં વ્રજવનિતાઓને દૂર સુદૂરથી ભગવાને સંભળાવ્યો. તે સાંભળવા માટે દૂરદર્શન અને દૂરશ્રવણ નામની બે શક્તિઓ ગોપીજનને દાનમાં આપી. જે સ્વરૂપે રસેશ ગાન કરતા હતા તે સ્વરૂપનો હૃદયમાં સાક્ષાત્કાર થયો એટલું જ નહીં નેત્ર સામે જ સ્વરૂપ સાક્ષાત્કાર થયો. વેણુને પણ દુર્લભ એવા પોતાના અધરનું દાન કર્યું. ચૌદ લોકને પણ દુર્લભ એવા વેણુનાદનું દાન કર્યું.

(૧૯) મહોદારચરિત્રવાન્—મહાઉદાર—ચરિત્રવાન્—અત્યંત ઉદાર ચરિત્રવાળા.

શ્રી મહાપ્રભુજી :—શ્રી મહાપ્રભુજીનું આ ઓગણીસમુ નામ છે. આ નામમાં પરમ ઔદાર્યનું વર્ણન છે. દાન કરનાર દેશ, કાલ વસ્તુ અને પાત્રનો વિચાર કરીને દાન કરે છે. તેથી તે કેવલ 'ઉદાર' કહેવાય છે. જ્યારે

આચાર્યચરણ દેશ, કાલ, વસ્તુ કે પાત્રતા ન હોય તો તે સર્વને યોગ્ય બનાવી અને સર્વશ્રેષ્ઠ એવા ભગવાનનું દાન કરે છે તેથી તેઓ પરમોદાર ચરિત્ર છે. દાન બે પ્રકારે થાય છે: એક ઔદાર્ય સાથે દાન અને બીજું કેવલ દાન. ઔદાર્ય સહિત દાનમાં અપાત્રને પાત્ર બનાવાય છે તેમજ તેમાં કોઈ અભિલાષા નથી હોતી કેવલ દાન પાત્રાદિનો વિચાર કરશે તેમજ ફલાદિની અપેક્ષા રાખશે

'મહોદારચરિત્રવાન્'નો એક એવો અર્થ થાય છે કે મહોદાર એટલે શ્રીકૃષ્ણ ભગવાનના જેવાં લોકોત્તર ચરિત્રવાળા શ્રી મહાપ્રભુજી

શ્રીકૃષ્ણ :— ભગવાન શ્રીકૃષ્ણ અત્યંત ઉદાર ચરિત્ર છે કાલીય નાગના દોષોને જુએ અને નૃત્ય કરી તેને નિર્વિષ બનાવે, કંસની સદ્ગતિ કરે, પૂતનાની સદ્ગતિ કરે તે મહોદાર પુરુષનું જ ચરિત્ર છે બાળહત્યા કરનારાને શાસ્ત્રો કે તીર્થો કદી પવિત્ર કરતાં નથી તેવા પાપીને પણ તારે છે

અધ્યાય ૧૯ મો—આ નામ દશમસ્કંધના ૧૯ મા અધ્યાયની લીલાના શબ્દનો અર્થ કદંબ વૃક્ષ કરવો એના ડાળ સદા ઉપર જ જાય છે તેથી તેને 'ઉદાર' વૃક્ષ કહે છે ભગવાન તે વૃક્ષ પર બિરાજ્યા તેથી તાત્પર્યનું વાચક છે કુમારિકાઓના કાત્યાયની વ્રતનો આ અધ્યાય છે ઉદાર શબ્દનો અર્થ કદમ્બ વૃક્ષ કરવો એનાં ડાળ સદા ઉપર જ જાય છે તેથી તે મહાભાગ્યશાળી કદમ્બ બન્યો તે વૃક્ષ ઉપર કુમારિકાઓના વસ્ત્રોને લઈ બિરાજવાની લીલા તે 'મહોદાર ચરિત્ર' છે

વળી વૃક્ષનાં બાર અંગો પરોપકારમાં વપરાય એવુ વર્ણન આ ઓગણીસમા અધ્યાયના ૩૪ મા શ્લોકમા છે તે પ્રસંગ વૃક્ષોની દરેક કરતાં વધુ અગત્ય દર્શાવે છે એનુ વિવેચન શ્રી સુબોધિનીજી દ્વારા જાણવું

(૨૦) પ્રાકૃતાનુકૃતિવ્યાજમોહિતાસુરમાનુષ'—પ્રાકૃત અનુકૃતિ-વ્યાજ—મોહિત—આસુર—માનુષ'—પ્રાકૃત મનુષ્ય જેવા આચરણને બહાને અસુરજનોને મોહ કરનારા.

શ્રી મહાપ્રભુજી :—આ શ્રી મહાપ્રભુજીનું ૨૦ મુ નામ છે શ્રી મહાપ્રભુજીની આકૃતિ અને ક્રિયા લૌકિક મનુષ્ય જેવા લાગે છે પરતુ બન્ને દિવ્ય છે આ પ્રકારની દિવ્યતાનુ દર્શન દરેકને સુલભ નથી જેઓ દિવ્યસૃષ્ટિના જીવો છે તેમને પ્રથમ ક્ષણે જ મહાપ્રભુજીનાં દર્શનથી તેઓશ્રીના અલૌકિક સ્વરૂપનુ

ભાન થાય છે જ. ભગવાનના મુખકમલ સ્વરૂપે જે દર્શન કરી શક્યા તેઓને યથાર્થ દર્શન થયું.

ભૂતલપરિક્રમા, અનેક કષ્ટસહન, અનેકવિધ સંયમપૂર્ણ જીવન આ સર્વ લીલાઓ છે. તેઓ સંધ્યાવંદન, તર્પણ, તીર્થાટન વગેરે કરે તે સામાન્ય જન જેવાં સંકામ જ લાગે. પરંતુ પોતાના દિવ્ય સ્વરૂપના સંગથી તીર્થક્ષેત્રોને આનંદ આપવા અને દૈવી જીવોને ભગવાનને સોંપવા સર્વ કષ્ટ સહન કરતા હતા તેથી આસુર જીવો તો આચાર્યશ્રીને લૌકિક પુરુષ સમજતા.

શ્રીકૃષ્ણ:—ભગવાન શ્રીકૃષ્ણની લીલાઓ પણ સાધારણ જન જેવી જ લાગે. ઉગ્રસેનના છડીદાર બનીને પ્રણામ કરે, કાલયવનના ભયથી મથુરા ત્યજી દોડી જાય, આ સર્વ અલૌકિક ચરિત્ર છે પરંતુ લૌકિક જેવાં લાગે છે, કંસાદિ કે દુર્યોધનાદિ આસુરાધર્માવિશવાળાઓ તે સ્વરૂપને સમજી શકતા નથી.

અધ્યાય ૨૦ મો—આ નામ વીસમા અધ્યાયની. લીલાના તાત્પર્યનો બોધ કરે છે. ભગવાનની પાસે વ્રજબાળકો આવ્યાં અને ભૂખ લાગી છે એમ કહ્યું; ત્યારે તેમને ઋષિઓ પાસે મોકલ્યા. ઋષિઓ શ્રીકૃષ્ણ તે બલભદ્રને એક ગોપ બાળકના નજરે જ જોવા લાગ્યા. ભગવાને આ લીલાદ્વારા તેમને મોહ કર્યો. ઋષિપત્નીઓ રસરૂપ ભગવાનને જાણી શીઘ્ર શરણે આવી. આ લીલા નામના અર્થની વાચક બને છે.

**વૈશ્વાનરો વલ્લભાખ્યઃ સદ્રૂપો હિતકૃત્સતામ્ ।**
**જનશિક્ષાકૃતે કૃષ્ણભક્તિકૃન્નિખિલેષ્ટદઃ ॥ ૧૨ ॥**

કૃષ્ણપ્રિયા—આ શ્લોકમાં ૭ નામ છે—

(૨૧) વૈશ્વાનરઃ-શ્રીઅગ્નિસ્વરૂપ.

શ્રી મહાપ્રભુજી :—શ્રી મહાપ્રભુજીનું અલૌકિક સ્વરૂપ છે. અગ્નિ શબ્દ 'અગિ ગત્યર્થ' ધાતુથી બન્યો છે. 'ગતિ'નો અર્થ જ્ઞાન થાય છે, પ્રકાશ થાય છે, આનંદ થાય છે. શ્રી મહાપ્રભુજીનું જ્ઞાનમય સ્વરૂપ છે. તેઓ ભગવાનના સ્વરૂપનો પોતાના દર્શન માત્રથી પ્રકાશ કરે છે. વળી આ આધિદૈવિક અગ્નિ છે. વિરહાગ્નિને આધિદૈવિક અગ્નિ કહેલ છે. અગ્નિ જેમ કાષ્ઠને બાળે છે તેમજ શ્રી મહાપ્રભુજી ભગવત્પ્રાપ્તિનાં પ્રત્યેક પ્રતિબંધોને બાળે છે.

વળી શ્રી મહાપ્રભુજી સ્પષ્ટરૂપે ભગવદ્‌વિરહાનલાવતાર છે. તેથી જીવોને ભગવાનના વિરહનો ખ્યાલ કરાવીને ભગવાનની સમીપ જવા પ્રેરે છે.

શ્રીકૃષ્ણ :–ભગવાન શ્રીકૃષ્ણ સ્વયં વૈશ્વાનર છે. ગીતાજીના પંદરમા અધ્યાયમાં પોતાને 'અહં વૈશ્વાનરો—હું વૈશ્વાનર છું' એવું સ્પષ્ટ કહે છે. પ્રત્યેક પ્રાણીમાં રહેલી ક્ષુધાને વૈશ્વાનરરૂપે સમજીને જે પોષણ આપે તે આહુતિ જ બને છે.

અધ્યાય ૨૧ મો :—આ નામ એકવીશમા અધ્યાયની લીલાના તાત્પર્યને જણાવે છે. આ અધ્યાયમાં શ્રી ગિરિરાજ પ્રભુને અન્નકૂટ સામગ્રીનો અંગીકાર કરાવે છે. તે કરવા માટે ઇન્દ્રયાગને રોકે છે. કારણ કે સ્વયં આધિદૈવિક યજ્ઞાગ્નિ સ્વરૂપે છે. અને 'સર્વાત્મા' તરીકે યજ્ઞીય આહુતિ સ્વીકારીને વ્રજ મંગલ કરે છે તેથી આ નામ આ લીલાનું વાચક બને છે.

(૨૨) વલ્લભાખ્યઃ–વલ્લભ–આખ્યઃ–શ્રીમદ્ 'વલ્લભ' નામવાળા.

શ્રી મહાપ્રભુજી :—આ નામ શ્રી મહાપ્રભુજીનું સંજ્ઞાવાચક છે. ઉપરના નામમાં મહાપ્રભુજીને અગ્નિસ્વરૂપ વર્ણવ્યા તેથી લાગે કે દાહક સ્વભાવ તો નહિ હોય તેના સમાધાન માટે 'વલ્લભ' નામ આપ્યું. વૈષ્ણવોના અને શ્રીકૃષ્ણના પોતે અતિશય પ્રિય છે તેથી વલ્લભ નામ આપ્યું. શ્રી મહાપ્રભુજીનું આ નામ નામસંસ્કરણ પ્રસંગે માતાપિતાએ રાખેલ છે. શ્રી સ્વામિનીજીનું સ્વરૂપ શ્રીમદ્ વલ્લભાચાર્યજી છે સ્વામિનીજીને વલ્લભા કહેવાય છે. આ નામનો અર્થ એવો થશે કે ભગવાનની 'વલ્લભા' એવા જેમની સંજ્ઞા છે તેથી 'વલ્લભ' નામ છે.

વલ્ ધાતુ સંસ્કૃત સાહિત્યમાં છે. વલ્‌નો અર્થ થાય છે 'વરવું.' ભગવાનને વરેલા ભક્તજનોને 'વલ:' કહેવાય છે. 'વલ:' એટલે વરેલા ભક્તોને લાતિ સ્વીકાર કરી અતિ પુષ્કળ શોભે છે તેથી 'વલ્લભ' નામ છે.

શ્રીકૃષ્ણ :– ભગવાન શ્રીકૃષ્ણ સર્વને પ્રિય છે. જ્ઞાનપીઠના પરમાચાર્ય શ્રી મધુસુદન સરસ્વતીજીએ કહ્યું કે 'કૃષ્ણાત્ પરં કિમપિ તત્ત્વમહં ન જાને–શ્રી કૃષ્ણ વિના હું અન્ય તત્ત્વને નથી જાણતો.'

અધ્યાય ૨૨ મો :—આ નામ બાવીસમા અધ્યાયની લીલાના અર્થને સમજાવે છે. શ્રી ગોવર્ધનપતથી રોષે ભરાયેલ ઇન્દ્રે, વ્રજ ઉપર મૂશળધાર

વૃષ્ટિ કરી. ત્યારે ભગવાને અતિશય પ્રિય વચનો સંભળાવ્યાં કે 'વ્રજ મારું છે. મારો એ પરિગ્રહ છે, હું એનો નાથ છું.' એમ અભય વચન આપી શ્રી ગિરિરાજને ધારણ કર્યા. અને આબાલવૃદ્ધ પશુપક્ષી, વ્રજ સમગ્રના પ્રિયતમ બન્યા.

(૨૩) સદ્રૂપઃ–સદ્રૂપઃ–શ્રેષ્ઠ સ્વરૂપવાળા–સત્ય સ્વરૂપવાળા.

શ્રીમહાપ્રભુજી :–મહાપ્રભુજીનું આ ત્રેવીસમું નામ છે. આ નામમાં આચાર્ય શ્રી 'સત્' સ્વરૂપ હોવાથી ત્રણે કાળમાં સાક્ષાત્ પ્રાપ્ત થાય છે એમ સૂચવ્યું છે. પ્રાકટ્ય સમયમાં જેમ પ્રત્યક્ષ પ્રાપ્ત થતા એ જ પ્રકારે તિરોધાન લીલામાં પણ પ્રત્યક્ષ જ મળે છે. એક વાત મહત્ત્વની આમાં સમજવાની છે કે 'ધન' મનુષ્યને પ્રિય લાગે છે તેવા પ્રકારે મહાપ્રભુજી પ્રિય નથી લાગતા. કારણ કે 'ધન' સદ્રૂપ નથી તેથી જ સુખરૂપ નથી. કેવલ સુખના સાધનરૂપે ધનને માન્યું છે. જ્યારે આચાર્યશ્રી સ્વરૂપથી જ સદ્રૂપ હોવાથી સ્વયં પ્રેમનું પાત્ર છે. સદ્રૂપનો અર્થ અત્યંત સુંદર એવો પણ થાય છે.

શ્રીકૃષ્ણ :– ભગવાન શ્રીકૃષ્ણ સદ્રૂપ છે. પૂર્વના નામમાં 'આનંદ–રૂપતા' કહી, આ નામમાં સદ્રૂપતા કહી. સદાનંદ સ્વરૂપ એવું તાત્પર્ય થયું.

અધ્યાય ૨૩ મો – આ નામ ત્રેવીસમા અધ્યાયની લીલાનું નિરૂપણ કરે છે. આ અધ્યાયમાં શ્રી નન્દરાયજી ભગવાનના સત્ય સ્વરૂપનો વ્રજજનોને પરિચય આપે છે. શ્રીગર્ગ મહર્ષિએ નામકરણ પ્રસંગે ભગવાનના નારાયણ સ્વરૂપનો ખ્યાલ શ્રીનંદ-યશોદાજીને આપેલો. પરંતુ તે વસ્તુ અપ્રકટ રાખેલી. આજ અવસર મળતાં ભગવાનના દિવ્ય સામર્થ્યવાળા 'સત્સ્વરૂપ'નો નંદરાજે સર્વને બોધ આપ્યો તેથી આ નામ આ લીલાના ભાવને સમજાવે છે.

(૨૪) હિતકૃત્સતામ્–સંતોનું હિત કરનારા.

શ્રી મહાપ્રભુજી :– આ નામ ચોવીસમું છે. મહાપ્રભુજી વિદ્વાનોના, ભક્તોના અને સત્પુરુષોના નિત્ય હિતકર્તા હતા. તેઓની પાસે જો પંડિત-વૃન્દ આવે તો તેનો પુષ્કળ આદર કરતા હતા. તેમ જ ભક્તોનો પણ આદર કરતા હતા. જ્ઞાનીઓની સાથે શ્રીકૃષ્ણચર્ચા કરી ભગવત્પ્રેમમાં સર્વને લઈ જતા

શ્રીકૃષ્ણ :- ભગવાન શ્રીકૃષ્ણ તો પ્રાણીમાત્રના હિત કરનારા છે તો પણ સંતોના વિશેષ હિત કરનારા છે. નારદ જેવા ઋષિ પધારે તો સન્મુખ સન્માન કરવા પધારે.

અધ્યાય ૨૪ મો – આ નામ ચોવીસમા અધ્યાયની લીલાનું નિરૂપણ કરે છે. શ્રી કામધેનુ અને રાજા ઇન્દ્ર ભગવાનની સ્તુતિ અને અભિષેક કરે છે ત્યારે ભગવાન સજ્જન પ્રકૃતિવાળા કામધેનુજીની સેવાનો સ્વીકાર કરે છે અને રાજા ઇન્દ્રને સજ્જન બનવા માટે સજ્જનના લક્ષણનું હિતકર માર્ગ-દર્શન કરે છે. રાજા ઇન્દ્ર પણ ભગવાનની આ અધ્યાયના છઠ્ઠા શ્લોકમાં 'હિતાય સ્વેચ્છાતનુભિઃ—' સંતોના હિત માટે અવતારો સ્વીકારો છો, એવી સ્તુતિ પણ કરે છે.

(૨૫) જનશિક્ષાકૃતે કૃષ્ણભક્તિકૃત્—જનસમાજને શિક્ષણ આપવા માટે ભગવાન શ્રીકૃષ્ણની ભક્તિ કરનારા.

શ્રી મહાપ્રભુજી :- આ ૨૫ મું નામ છે. મહાપ્રભુજીનો આવિર્ભાવ ભૂતલ ઉપર કેવલ ભક્તિમાર્ગનો જ પ્રચાર કરવા માટે છે. શાસ્ત્ર અને પુરાણોમાં ભક્તિમાર્ગનું નિરૂપણ કર્યું છે જ. પરંતુ નિઃસાધન ભક્તિ અને સમર્પણ ભક્તિનુ વેન્ગુણ્ય સ્વરૂપ સમજાવવા આચાર્યશ્રીએ ભક્તિમાર્ગનો પ્રચાર કર્યો છે. ભક્તિ શબ્દનો અર્થ ભજન એટલે સેવા એવો આ સ્થાને કરવો કારણ કે પુરાણોમાં દર્શાવેલ ભક્તિમાર્ગ સાધનરૂપ છે આ સ્થાને દર્શાવેલ ભક્તિમાર્ગ ફલસ્વરૂપ છે.

શ્રીકૃષ્ણ :- 'સર્વધર્માન્ પરિત્યજ્ય' વગેરે વાક્યો દ્વારા, શ્રીકૃષ્ણે પૂર્ણસ્વરૂપ પુરુષોત્તમ ભક્તિનુ જ વિધાન કર્યું છે. શ્રીમદ્ ભાગવત લીલાઓ દ્વારા પણ શ્રીકૃષ્ણસેવાનું વિધાન કર્યું છે કલિયુગમાં સાધનસાધના કઠિન છે તે અવસરે ભક્તિ એક જ સુલભ સાધન છે

અધ્યાય ૨૫ મો – આ નામના અર્થમાંથી ૨૫ મા અધ્યાયની લીલાનું રહસ્ય મળે છે શ્રી નંદરાયજી એકાદશીના દિવસે વ્રત કરી દ્વાદશીના વહેલી સવારે સ્નાન માટે શ્રી યમુનાજીમાં પહોંચ્યા. વરુણના સેવકો વૈષ્ણવ-વ્રત વિધિનો ખ્યાલ ન હોવાથી નન્દરાયજીના સ્નાનરહસ્યને સમજી ન શક્યા. તેમને લાગ્યું આસુર કાલમાં સ્નાન કર્યાનો અપરાધ કર્યો છે. તેથી જ નંદ-રાયજીને વરુણદેવ પાસે લઇ ગયા. બાદ શ્રીકૃષ્ણ ભગવાન જ્યારે પિતાજીને

સેવા પધાર્યાં ત્યારે વરુણદેવે ક્ષમા માગી. પોતાના સેવકોને શ્રીકૃષ્ણભક્તિનું રહસ્ય સમજાવ્યું. ભગવાનની સેવા અંગે સ્નાન કરનારને સર્વકાલ એક સમાન છે અને સર્વકાલ સાનુકૂલ છે. તેઓ વિધિનિષેધથી પર છે. આ પ્રમાણે વરુણદેવે સેવકજનને ઉપદેશ આપી શ્રીકૃષ્ણ ભગવાનની વસ્ત્રાલંકાર ને કુસુમ-માલાથી સેવા કરી

(૨૬) નિખિલેષ્ટદઃ–સમસ્ત પ્રકારના ઇષ્ટને આપનારા.

શ્રી મહાપ્રભુજી – શ્રી મહાપ્રભુજીનું આ છવ્વીસમું નામ છે. પૂર્વ નામમાં આચાર્યશ્રીને ભક્તિ કરનારા કહ્યા ત્યારે શંકા થઈ કે પોતે શા માટે ભક્તિ કરતા હશે ? તેના ઉત્તર માટે આ નામ કહ્યું. શબ્દથી કોઈ પણ માર્ગદર્શન આપે તે અપૂર્ણ હોય છે, પરંતુ ક્રિયાથી જો કાંઈ પણ ઉપદેશાય તો તે સફળ થાય. કોઈ ક્રિયા કહી બતાવે તે કરતાં કરી બતાવે તો વધુ શીઘ્ર સમજાય. ભક્તને માર્ગનું અનુભવથી જ્ઞાન મળતાં ઉત્સાહ, પ્રેમની વૃદ્ધિ થાય. આચાર્ય તો ઉચ્ચરે નહિ પણ આચરી બતાવે છે. તેથી જ તેઓ સાચા આચાર્ય મનાય. આ આશયથી જ મહાપ્રભુજીને ' નિખિલેષ્ટદ ' કહ્યા છે. સેવામાર્ગ સંબંધી સર્વ રીતનું દાન કરનારા તેમજ સેવા દ્વારા ભક્તના સર્વ ઇષ્ટને પૂજનારા.

શ્રીકૃષ્ણ :– ભગવાન શ્રીકૃષ્ણ તો નિજ જનોના નિખિલ મનોરથના પરિપૂરક છે જ. તેમજ શ્રીકૃષ્ણે લીલાઓ પણ સર્વ મનોરથની પૂર્તિ કરે તેવી જ કરી છે.

અધ્યાય ૨૬ મો – આ છવ્વીસમું નામ રાસલીલાના પ્રથમ અધ્યાયના અર્થને બતાવે છે, ૨૬ મા અધ્યાયથી રાસલીલાનો આરંભ થાય છે. સાત અધ્યાય સુધીનું તે ફલ પ્રકરણ છે. શ્રીમદ્ ભાગવતના દશમ સ્કંધનું તે હૃદય તુલ્ય મહત્ત્વનું પ્રકરણ છે, તેથી તે પ્રકરણની લીલાનાં વાચક નામ પણ અધિક છે. ૨૬ મા નામથી ૫૨મા સુધીમાં ૨૮ નામ સાત અધ્યાયમાં સમાયેલાં છે. નિખિલ એટલે રાસલીલામાં ઉપયોગી સર્વ ઇષ્ટ પદાર્થોનું નિર્માણ કર્યું. પ્રથમ તો પોતાના મનને ચંદ્ર બનાવ્યો. દિવસ અને રાત્રીનાં, કમલોને વિકસાવ્યાં, ભ્રમરનાં ગુંજન આપ્યાં, વેણુનાં ગાન કર્યાં વગરે ઇષ્ટ સાધન આપ્યાં.

**સર્વલક્ષણસંપન્નઃ શ્રીકૃષ્ણજ્ઞાનદો ગુરુઃ ।**
**સ્વાનંદતુંદિલઃ પદ્મદલાયતવિલોચનઃ ॥ ૧૩ ॥**

કૃષ્ણપ્રિયા—આ શ્લોકમાં પાંચ નામ છે.

(૨૭) સર્વલક્ષણસમ્પન્નઃ–સર્વ લક્ષણોથી યુક્ત.

શ્રી મહાપ્રભુજી :–મહાપ્રભુજીનું આ ૨૭ મું નામ છે. આચાર્ય આચાર્યોના સર્વ લક્ષણોથી પૂર્ણ હોવા જોઈએ. આચાર્ય બત્રીસલક્ષણોથી પૂર્ણ હોવા જોઈએ, ૭ પ્રકારના ઐશ્વર્યવાળા હોવા જોઈએ. શ્રીમદ્ વલ્લભ પ્રભુમાં એટલા ગુણો તો છે જ, તદુપરાંત ભક્તિમાર્ગનાં સર્વ લક્ષણોથી પણ પરિપૂર્ણ છે. તેથી જ તેઓ સર્વ પ્રકારની ઇષ્ટ વસ્તુઓનું દાન કરવા માટે સમર્થ છે.

શ્રીકૃષ્ણ :–ભગવાન શ્રીકૃષ્ણ પરિપૂર્ણ તત્ત્વનાં મર્યાદામાર્ગનાં જેટલાં લક્ષણો હોય તેથી સંપૂર્ણ તો છે જ, પરંતુ રસમાર્ગનાં જે લક્ષણો છે તેનાથી પણ સમ્પન્ન છે.

અધ્યાય ૨૬ મો–આ નામ પણ ૨૬ મા અધ્યાયની જ લીલાનું નિરૂપણ કરે છે. ઉત્તમ નાયક તરીકે જેટલી કલાઓ જોઈએ તે કલાઓથી પરિપૂર્ણ છે. ભગવાન શ્રીકૃષ્ણને આ અધ્યાયથી પાંચ અધ્યાય સુધી રાસલીલાના નાયક તરીકે વર્ણવ્યા છે. પોતે ધીર લલિતનાં લક્ષણોથી પરિપૂર્ણ છે. પરંતુ 'સ એષ આત્મા અજરોઽમત્સરોઽધત્સરઃ' એ શ્રુતિદર્શિત સર્વ લક્ષણોથી પણ પરિપૂર્ણ છે. વળી મર્યાદાના ઐશ્વર્ય તેમજ પુષ્ટિના ઐશ્વર્ય રૂપ લક્ષણોથી પણ પૂર્ણ છે.

(૨૮) શ્રીકૃષ્ણજ્ઞાનદઃ– શ્રીકૃષ્ણના સ્વરૂપનું જ્ઞાન આપનારા.

શ્રી મહાપ્રભુજી :–ભગવાન કૃષ્ણને કોઈ વિભૂતિરૂપે અને અવતાર તરીકે જાણતા પરંતુ 'રસૌ વૈઃ સઃ' રસરૂપ શ્રીકૃષ્ણ છે, તેમજ આનંદ માત્ર કરચરણાદિવાળા છે એમ સમજનાર પરિમિત છે. શ્રી મહાપ્રભુજીએ ભગવાનના તે સ્વરૂપનો પરિચય આપ્યો.

શ્રીકૃષ્ણ :—ભગવાન અથવા આચાર્યશ્રી બે જણ જ ભગવાનના સ્વરૂપને સમજી શકે છે. આચાર્યશ્રીએ જેમ ભગવાનના સ્વરૂપનો પરિચય આપ્યો છે તે જ રીતે ભગવાને પણ અર્જુન, ઉદ્ધવાદિ ભક્તોને પોતાના અલૌકિક સ્વરૂપનું જ્ઞાન આપ્યું છે.

અધ્યાય ૨૬ મો—આ નામ પણ ૨૬ મા અધ્યાયની લીલાનું જ નિરૂપક બને છે. રાજા પરીક્ષિતે શ્રી શુકાચાર્યજીને પ્રશ્ન કર્યો કે ગોપીજનો તો કૃષ્ણને 'કાન્ત' તરીકે જ જાણતાં હતાં પરંતુ બ્રહ્મરૂપે જાણતાં નથી. તો પછી તેમને ગુણમય દેહ કેમ છૂટે ? તેનું સમાધાન શુકદેવજીએ ૧૩ થી ૧૬ શ્લોક સુધી કર્યું છે. તેમાં તે સમાધાનમાં કહ્યું કે કામ, ક્રોધ, ભય, સ્નેહ, સખ્ય કે સૌહાર્દ એવા કોઈ ભાવો શ્રીકૃષ્ણમાં કરનાર પણ તન્મયતાને જ પામે છે. લોખંડને ખ્યાલ ન હોય કે આ પારસમણિ છે તો પણ તેનો સ્પર્શ થતાં જ તે સુવર્ણ જ બને છે તેમ શ્રીકૃષ્ણની સમીપ જનાર કૃષ્ણમય બને છે.

(૨૯) ગુરુઃ—અજ્ઞાનને દૂર કરનાર.

શ્રી મહાપ્રભુજી :—બ્રહ્મસંબંધ કરાવીને પશુપક્ષીથી લઈ મનુષ્ય પર્યંતનો ઉદ્ધાર કરનાર યથાર્થ લક્ષણવાળા ગુરુ છે. કપિલ ભગવાન જેમ સાંખ્યના પ્રવર્તક આચાર્યગુરુ છે, તેમજ શ્રી મહાપ્રભુજી પણ પુષ્ટિભક્તિના પ્રવર્તક સદ્દગુરુ છે.

શ્રીકૃષ્ણ :—ભગવાન કૃષ્ણ તો જગદ્દગુરુ જ છે. 'કૃષ્ણં વન્દે જગદ્દગુરુમ્' ભગવાનને જગદ્દગુરુ તરીકે વર્ણવ્યા છે.

અધ્યાય ૨૬ મો—આ ૨૯ મુ નામ પણ ૨૬ મા અધ્યાયની લીલાનું વાચક છે. વ્રજલલનાઓ જ્યારે ભગવાન પાસે આવ્યાં ત્યારે ભગવાને ઉપદેશ આપતા કહ્યું કે તમે પાછાં વળો. રાત્રીનો સમય છે. માતા–પિતા વગેરે તમારી ચિંતા કરતાં હશે. પતિની સેવા કરવાનો તમારો ધર્મ છે વગેરે ઉપદેશ આપવાથી ગુરુ બન્યા છે. ભગવાનનાં આ વાક્યોમાં લૌકિક–વૈદિક ધર્મનો ઉપદેશ છે, તેથી આ લીલાનું વાચક નામ બને છે.

(૩૦) સ્વાનન્દતુન્દિલઃ—સ્વ–આનન્દ–તુન્દિલ'—શ્રીકૃષ્ણસ્વરૂપના આનંદથી પરિપુષ્ટ.

શ્રી મહાપ્રભુજી :—શ્રી મહાપ્રભુજી ભગવત્સ્વરૂપના આનંદમાં જ નિમગ્ન છે. 'સ્વ' શબ્દનો અર્થ શ્રીકૃષ્ણ કરવો. શ્રીકૃષ્ણની માનસી સેવામાં સર્વથા નિમગ્ન છે. બીજો પણ અર્થ છે કે આચાર્યચરણ પોતાના આનંદથી પણ પરિપુષ્ટ છે. શ્રીકૃષ્ણના આનંદથી તરબોળ છે એવો પણ અર્થ થાય છે.

શ્રીકૃષ્ણ :—ભગવાન શ્રીકૃષ્ણ નિજાનંદથી પરિપુષ્ટ છે.

અધ્યાય ૨૬ મો—આ ૩૦ મું નામ પણ ૨૬ મા અધ્યાયની લીલાનું જ વાચક છે. ભગવાને જ્યારે ગોપીજનોને સ્ત્રીધર્મ–કુટુંબધર્મનો ઉપદેશ આપ્યો ત્યારે ગોપીજનોએ ૧૧ શ્લોકોથી ભગવાનને નિવેદન કર્યું કે આપ સામાન્ય 'કાન્ત' નથી. અમે લૌકિક કામનાથી ભરેલા જીવો નથી. પરંતુ પૂર્ણાનંદ પરિપૂર્ણ રસસ્વરૂપ આત્મા છો. અમે પણ આપની સમક્ષ આત્મધર્મથી જ આવેલ છીએ. અમારી આપના સ્વાનંદતુન્દિલ એટલે નિજાનંદ પૂર્ણ સ્વરૂપની જ સેવા કરી આનંદપૂર્ણ થવાની આકાંક્ષા છે. આ શ્લોકમાં શ્રુતિઅવતારા ગોપીજનોએ ભગવાનના અલૌકિક આનંદ રૂપનું પ્રતિપાદન કર્યું.

(૩૧) પદ્મદલાયતવિલોચનઃ–પદ્મ–દલ–આયત–વિલોચનઃ–કમળના પત્ર પેઠે વિશાળ નેત્રવાળા.

શ્રી મહાપ્રભુજી :—મહાપ્રભુનું આ ૩૧ મું નામ છે. આ નામમાં આચાર્યશ્રીના નયનમાં રહેલી દયાનું વર્ણન કર્યું છે. નેત્રને એક કમલનું અને બીજું વિશાળ એવાં બે વિશેષણ આપ્યાં. પદ્મની ઉપમાથી નેત્રમાં વસેલ દયા અને પ્રેમનાં નિરૂપણ કર્યાં. અને 'આયત' પદથી ભગવાનની દૂર દૃષ્ટિ સૂચવી. સમસ્ત ભૂમંડળમાં ભગવદીય જીવો ક્યાં ક્યાં છે તે પોતાની વિશાળ નજરથી નિહાળતા. તેમજ તે તે સ્થળોમાં જઈને સમસ્ત જીવોનો અંગીકાર કરતા તેથી જ કમલ તુલ્ય દૃષ્ટિવાળા તેમજ સુદીર્ઘ દૃષ્ટિવાળા વર્ણવ્યા. સૌન્દર્ય, માધુર્ય અને રસાલતાની દૃષ્ટિએ પણ 'દીર્ઘનયન' કહ્યા.

શ્રીકૃષ્ણ :–ભગવાન શ્રીકૃષ્ણનાં 'નયન' તો કર્ણપ્રાન્ત પર્યન્ત પહોંચતાં અત્યંત મોહક અને સ્નેહાળ છે આવું મનોહર નેત્રદર્શન કરતાં હૃદયને શીતલ અને પાવન બનાવે છે. તેમજ પ્રેમ અને ભાવથી પણ ભરી દે છે.

અધ્યાય ૨૬ મો–આ ૩૧ મું નામ પણ ૨૬ મા અધ્યાયની લીલાના રહસ્યને વર્ણવે છે. ગોપીજનોએ ૧૧ શ્લોકથી ભગવાનને દૈન્ય ભાવે વિનવ્યા. પોતાનો ત્યાગ ન કરવાની પ્રાર્થના કરી, કેવલ સમર્પણ ભાવથી જ આવ્યાં છીએ એમ નિવેદન કર્યું, ત્યારે ભગવાનનું હૃદય ભરાઈ આવ્યું. સૂર્યથી કમલ વિકસે અને જેમ મકરન્દબિંદુ સરે તેમ કૃપાસિંધુનાં વિશાળ નેત્રપદ્મમાંથી કરુણાબિંદુ સરવા લાગ્યાં. વ્રજવનિતાઓને રોકવા માટે અનુમતિસૂચક ભાવને વ્યક્ત કરવા લાગ્યા. તેથી આ નામ આ અધ્યાયની લીલાનું વાચક બન્યું.

કૃપાદગ્વૃષ્ટિસંહૃષ્ટદાસદાસીપ્રિયઃ પતિઃ ।
રોષદૃક્પાતસંપ્લુષ્ટભક્તદ્વિટ્ ભક્તસેવિતઃ ॥ ૧૪ ॥

કૃષ્ણપ્રિયા—આ શ્લોકમાં ચાર નામ આપ્યાં છે.

(૩૨) કૃપાદક્વૃષ્ટિસંહૃષ્ટદાસદાસી–પ્રિયઃ–દયામય દૃષ્ટિની અમૃત વર્ષાથી પ્રસન્ન થયેલા દાસજન અને દાસીજનોના પ્રિય થયેલા.

શ્રી મહાપ્રભુજી :– પૂર્વના નામમાં મહાપ્રભુજીને વિશાલ નેત્રવાળા વર્ણવ્યા. આ નામથી નિત્ય નિજજનો ઉપર અમીવૃષ્ટિ વરસાવનારા કહ્યા. એકાદ બે કૃપાબિંદુ નિજજનોને ભીંજવી નાંખે છે, હૃદયને આર્દ્ર બનાવી દે છે તો પછી અખંડ કૃપાવૃષ્ટિ વરસાવે ત્યારે તો ભક્તવૃન્દને કેવા તરબોળ કરતા હશે! આપની કૃપાવૃષ્ટિ હૃદયતલ પર્યન્ત પહોંચતી. એક વાર ભીંજાયેલ હૃદય કદી સુકાતું નહીં.

શ્રીકૃષ્ણ :– ભગવાન શ્રીકૃષ્ણે પોતાની અમી દૃષ્ટિથી અખિલ વિશ્વને આર્દ્ર બનાવી દીધેલ છે. મથુરા, વ્રજ, વૃન્દાવન, દ્વારકા, હસ્તિનાપુર વગેરે સ્થળોમાં વિચરતાં શ્રીકૃષ્ણચન્દ્રે પોતાની દયાલ અને રસાળ નજરથી સર્વત્ર નિહાળ્યું. કેવલ પ્રભુના કૃપાકટાક્ષથી માયાનાં બંધન છૂટતાં તેથી ભક્તજનને પુષ્કળ પ્રિય લાગતા.

અધ્યાય ૨૬ મો — આ ૩૨ મા નામથી ૨૬ મા અધ્યાયની લીલાનું કથન છે. ગોપીજનોને વનમાં રોકાવા માટે અનુમતિ આપી ભગવાને લઘુ રાસનો પ્રારંભ કર્યો. શ્રી મહારાણીજીના સુભગ તટ ઉપરના વ્રજ–મંડલને જ નહીં પરંતુ બ્રહ્માંડને રસરૂપ બનાવ્યું. આ રાસ રસ દ્વારા કેવલ વ્રજસુંદરીઓને જ નહીં પરંતુ યોગીવૃન્દને, મુનિવૃન્દને અને પક્ષીવૃન્દને પણ તુષ્ટ કરે છે તેથી રાસેશ્વર સર્વને પ્રિય લાગતા. કામદેવ પણ ભગવાનનો જ દાસ હતો તે પણ કૃતાર્થ થયો. ભગવાને તેનું પ્રિય કરવા પ્રદ્યુમ્ન બનાવ્યો.

(૩૩) પતિઃ—મહાપ્રભુજી 'પતિ' છે.

શ્રી મહાપ્રભુજી :– આ તેત્રીસમા નામથી આચાર્યશ્રીને પતિ તરીકે વર્ણવ્યા છે. પતિ એટલે સમસ્ત ભયમાંથી રક્ષા કરે તેને જ પતિ કહેવાય.

કાલનો ભય સર્વ કરતાં મોટો છે. મોહનો પણ તેવો જ ભય છે. તે સર્વ પ્રકારના ભયમાંથી મુક્ત થવાય પ્રપત્તિથી તેમજ જ્ઞાનથી. આચાર્યશ્રીનાં બંને ચરણ ભક્તિ અને જ્ઞાનનાં દાન કરે છે અને શરણાગત બનાવી બચાવે છે.

શ્રીકૃષ્ણ :– પતિ શબ્દ શ્રીકૃષ્ણ ભગવાનને સંપૂર્ણ લાગુ પડે છે. સમસ્ત બ્રહ્માંડના એક જ પતિ શ્રીકૃષ્ણ ભગવાન છે.

અધ્યાય ૨૬ મો – આ નામ પણ ૨૬ મા અધ્યાયની લીલાનું વાચક છે. ગોપીજનોએ ભગવાનને આત્મપતિ તરીકે ઓળખાવ્યા છે. લૌકિક પતિ દેહપતિ છે, ધર્મપતિ છે. પરંતુ આત્માના આત્મા તો કેવલ ભગવાન જ છે. તેથી ભગવાને રાસલીલા દ્વારા વ્રજવનિતાઓનો નિરોધ કીધો. પ્રપંચમાંથી મુક્ત કર્યા. આ નામ અધ્યાયની સમાપ્તિનું સૂચક છે.

(૩૪) રોષદૃક્પાતસંપ્લુષ્ટભક્તદ્વિટ્—રોષવાળી દૃષ્ટિથી ભક્તોના દ્વેષ કરનાર શત્રુઓને ભસ્મ કરનાર.

શ્રીમહાપ્રભુજી :—પૂર્વનામમાં આચાર્યવરને પતિ તરીકે ઓળખાવ્યા. હવે આ નામથી ભક્તો માટે અત્યંત મમતાવાળા પણ સમજાવ્યા. એમની મમતા ત્યારે દેખાય છે કે જ્યારે કોઈ ભક્તજનોના દ્વેષ કરનારા આસુર જીવો નજરે પડે છે, આસુર જીવો ભક્તોના માર્ગમાં અંતરાય થતા દેખાય છે ત્યારે તેમજ ભક્તોનું અહિત કરતા દેખાય છે ત્યારે તેમનો રોષાગ્નિથી દાહ કરી દે છે.

શ્રીકૃષ્ણ :—ભગવાને મુચુકુન્દ રાજાની દૃષ્ટિમાં અગ્નિસ્વરૂપે બિરાજી ભક્તોના દ્વેષ કરનાર કાલયવન જેવા અનેક દૈત્યોનો દાહ કર્યો છે. વળી કૌરવ-પાંડવના રણમાં પણ સર્વ સેનાધિપતિઓને નિહાળવાને બહાને સર્વનાં બળ-બુદ્ધિનો દાહ કરી દીધો જ છે

અધ્યાય ૨૭ મો—આ નામ સત્તાવીશમા અધ્યાયની લીલાનું બોધક છે. ભગવાનને વ્રજજનોનો મદ અને માન જોયાં. ભગવદ્રસમાં અને ભજનમાં તે બન્ને બાધક દોષ લાગ્યા. એ મદ અને માન આસુરવેષ ગણાય. દોષરૂપ એવા તે બે અસુરોને બાળવાનું કામ વિરહાગ્નિએ કર્યું. પ્રણયનાં અનુનય પણ હોય છે અને રોષ પણ હોય છે.

(૩૫) ભક્તસેવિતઃ—ભક્તજનોથી સેવાતા.

શ્રીમહાપ્રભુજી :—આચાર્યવર્ય ભક્તવૃન્દથી નિત્ય સેવન કરાતા હતા. નિજજનોએ અવલોકન કર્યું કે શ્રીમહાચાર્યચરણ લૌકિક અલૌકિક ઉભય પ્રકારનાં દુઃખ અને અનિષ્ટોને દૂર કરે છે. તેમજ દયાના નિધિ છે એવો અનુભવ થતાં તેમની અનંતભક્તો નિત્ય સેવા કરે છે. ગુરૂમાં સામર્થ્ય જોઈને જ મનુષ્યોને શરણે આવવાનું અને સેવા કરવાનું મન થાય છે.

શ્રીકૃષ્ણ :— ભગવાન શ્રીકૃષ્ણ અનંત ભક્તોથી સેવાય છે. અવતાર દશામાં અનંત ભક્તો હતા. અને આજે અનવતાર દશામાં પણ અનંત ભક્તો છે તેથી ભક્તસેવિત ભગવાન શ્રીકૃષ્ણને કહ્યા.

અધ્યાય ૨૭ મો—આ નામ ૨૭ મા અધ્યાયની લીલાના ભાવનું વાચક બને છે. ભગવાન ગોપીવૃન્દમાંથી અન્તર્હિત થયા ત્યારે ગોપીજનો શોધવા નીકળ્યાં. તેમણે માર્ગમાં ઝુકેલાં અનન્ત વૃક્ષોને નિહાળીને કહ્યું કે હે તરુવરો! શું તમે મુકુન્દને વંદન કરવા તો ઝુકયાં નથી ને? લતાઓને પૂછ્યું કે કૃપાળુ કૃષ્ણે તમારાં પુષ્પો ચૂંટયાં છે તેથી તમને રોમાંચ છે કે શું?

ગોપીજનો વળી ભગવાનની લીલાઓનું અનુકરણ કરતાં આગળ વધ્યાં ત્યાં માર્ગમાં ભગવાનનાં અને સાથે અન્ય કોઈનાં ચરણચિહ્ન જોવા મળ્યાં. તેથી નિશ્ચય થયો કે અવશ્ય માર્ગમાં શ્રી સ્વામિનીજીએ ભગવાનને સેવ્યા જ હશે. તેથી આ નામ ૨૭ મા અધ્યાયની લીલાનું તાત્પર્ય બતાવતું લાગે છે.

સુખસેવ્યો દુરારાધ્યો દુર્લભાંઘ્રિસરોરુહઃ ।
ઉગ્રપ્રતાપો વાક્સીધુપૂરિતાશેષસેવકઃ ॥ ૧૫ ॥

કૃષ્ણપ્રિયા—આ શ્લોકમાં પાંચ નામ છે—

(૩૬) સુખસેવ્યઃ—સુખથી સેવાતા.

શ્રી મહાપ્રભુજી :—આ ૩૬ મા નામથી આચાર્યશ્રીને સુખથી સેવી શકાય તેવા વર્ણવ્યા છે. જ્યારે કોઈપણ આચાર્યના કે મહાપુરૂષના અનેક ભક્તો બને છે ત્યારે તેઓ સર્વને સુલભ થતા નથી. તેમજ સર્વ કોઈ સેવી શક્તા નથી. પરંતુ શ્રી મહાપ્રભુજી માટે એમ બનવા નથી પામ્યું. તેઓની સેવા સર્વસુલભ હતી. ન તો કોઈ ભેટ વગેરેની પણ ભક્તોને ચિંતા હતી.

તેઓ અપ્રતિગ્રહી હતા. સામાન્ય અકિંચનની પણ સેવા સ્વયં અંગીકાર કરતા. વાર્તાપ્રસંગોમાંથી તેનાં અનેક પ્રમાણો મળે છે.

શ્રીકૃષ્ણ :—ભગવાન શ્રીકૃષ્ણની સેવા માટે તપ, જ્ઞાતિ, ધન, રૂપ કાંઈ જ આવશ્યક ન હતું. કેવલ એક જ પ્રણામ તેમને ભેટ જોઈએ, અને સેવામાં ભાવ માત્ર સામગ્રી જોઈએ. તેથી ભગવાન સુખસેવ્ય છે.

અધ્યાય ૨૭ મો :–આ નામ પણ ૨૭ મા અધ્યાયની લીલાનું વાચક બને છે. ભગવાનની શોધ કરતાં વ્રજવનિતાઓએ કહ્યું કે 'જેની સાથે ભગવાન પધાર્યા છે તેના માટે કેટલા બધા સુલભ બન્યા છે. આપણને સૌને મૂકીને એક જ વ્યક્તિથી સુખેથી સેવાય છે વળી સ્વામિનીજીએ કહ્યુ, મારાથી એક પણ પગલું ભરાતું નથી તેથી આપનું મન હોય ત્યાં લઈ જાવ. ત્યારે રસિકરાજે પોતાના સ્કંધનો આશ્રય આપ્યો. આટલા પ્રભુ ભક્તોને માટે અનુકૂળ અને સુલભ છે.

(૩૭) દુરારાધ્યઃ—કષ્ટથી પણ સેવવા દુર્લભ.

શ્રી મહાપ્રભુજી :–પૂર્વનામથી આચાર્યશ્રીને સુખેથી સેવાય એવા સુલભ કહ્યા. હવે તેનાથી વિરુદ્ધ આ નામથી તેઓને અનેક કષ્ટથી પણ ન સેવી શકાય તેવા વર્ણવ્યા છે. તેનું તાત્પર્ય કે જેઓ ભક્ત છે અને દીન છે તેઓ માટે અતિ સુલભ છે. પરંતુ જેઓ અભિમાની છે, સાધનસમ્પત્તિના અહંકારથી મેળવવા ચાહે છે તેમને માટે સેવા અતિશય દુર્લભ છે. કદાચ તેઓ કેવલ આચાર્યશ્રીની કૃપાદૃષ્ટિ પામે પરંતુ સેવા તો દુર્લભ જ બને છે.

શ્રીકૃષ્ણ :–ભગવાન શ્રીકૃષ્ણ યોગીઓને પણ માનસ દર્શન જ આપે છે. તેમજ અમુક જ ક્ષણ મનમાં સાક્ષાત્કાર કરાવે છે. પુષ્કળ શ્રમ કરે તો પણ સેવાનો અવસર નથી આપતા. જ્યારે વ્રજનાં પશુ માટે અતિ સુલભ બને છે. એથી એ વિરુદ્ધ ધર્મવાળા ભગવાન શ્રીકૃષ્ણ છે

અધ્યાય ૨૭ મો :–આ નામ ૨૭ મા અધ્યાયની પુનઃ તિરોધાન લીલાનું વાચક બને છે. સર્વ ગોપીજનદુર્લભ પ્રભુ સ્વામિનીજીને સુલભ થયા. સ્વામિનીજીને ત્યારે 'માન' ઉત્પન્ન થયો સર્વ કરતાં પોતાને શ્રેષ્ઠ માનવા લાગ્યાં. ત્યારે ભગવાન ત્યાંથી પણ અન્તર્ધાન થયા. અને સ્વામિનીજી પણ ન મેળવી શક્યાં અને ન સેવી શક્યાં, તેથી 'દુરારાધ્ય' લીલાનું નિરૂપણ કરનાર આ નામ બન્યું.

(૩૮) દુર્લભાંઘ્રિસરોરુહઃ—અત્યંત દુર્લભ ચરણકમલવાળા.

શ્રી મહાપ્રભુજી :—આ મહાપ્રભુજીનું ૩૮ મું નામ છે. આ નામમાં મહાપ્રભુજીની ચરણસેવા અને પાદરજ પુષ્કળ દુર્લભ બતાવી છે. તેઓશ્રી જીવ માત્રનો જો કે અંગીકાર કરતા પરંતુ શ્રી દામોદરદાસ જેવા માટે જ પાદસેવા સુલભ બનતી. તેઓના ચરણકમલ ગૃહસ્થોને આંગણે પધરાવવાં ઘણાં જ દુર્લભ ગણાતાં. જ્યાં જ્યાં પધારતા ત્યાં ત્યાં ભગવદ્ભક્તિનો મહેરામણ છલકાતો તેથી સર્વ કોઈ તલસતાં કે આચાર્યવર્યની પાદરજ અમને પાવન કરે. તો પણ જેઓ પ્રભુના કૃપાપાત્ર હતા તેમને મહાપ્રભુજીનાં ચરણસરોજ સુલભ બનતાં.

શ્રીકૃષ્ણ :—ભગવાન શ્રીકૃષ્ણના ચરણારવિંદ પણ દુર્લભ મનાતાં. વ્રજ ભૂમિના રજકણોને પાવન કરતા કરુણાનિધાન કૃષ્ણને નિહાળી સમગ્ર દેવલોક પણ તે ચરણકમલની ચાહના કરતા; પરંતુ કેવલ પૃથ્વીમાતાને જ પ્રભુનાં ચરણપદ્મ સાંપડયાં.

આ નામ પણ ૨૭ મા અધ્યાયની જ લીલાનું વાચક છે. સ્વામિનીજીના માનભાવને દૂર કરવા શ્યામસુંદર અંતર્હિત થયા ત્યારે પ્રથમ જે ચરણારવિંદનાં ચિહ્ન દેખાતાં હતાં તે પણ અદશ્ય બન્યાં તેથી હવે સર્વ ગોપીજનોને તેમજ શ્રી સ્વામિનીજીને પણ ચરણકમલ દુર્લભ થયાં. તેથી આ નામ આ લીલાનું વાચક થયું.

(૩૯) ઉગ્રપ્રતાપઃ—પુષ્કળ પ્રતાપશાળી.

શ્રી મહાપ્રભુજી :—આ ૩૯ મા નામથી આચાર્યશ્રીને પુષ્કળ પ્રતાપશાળી વર્ણવ્યા છે. સૂર્ય જેમ એક જ નભોમંડળમાં વસી સર્વ બ્રહ્માંડને પ્રકાશે છે. તેમજ આચાર્યશ્રી કેવલ ભૂતલ ઉપર બિરાજી, વધુ ભાગ વ્રજમાં બિરાજી સર્વલોકમાં પોતાના દિવ્ય પ્રતાપથી પ્રકાશે છે. તેમજ અજ્ઞાન અને મોહ–અંધકારને હરે છે. તેથી ઉગ્ર પ્રતાપશાળી કહ્યા. વળી જો કોઈ ભક્ત નિજ ભક્તનો દ્રોહ–નિંદા કરે તો તેનો ત્યાગ કરી ઉગ્ર વિરહતાપ આપી તેના પાપને નિવારનાર મહાન પ્રતાપને ધારણ કરે છે. 'વૈષ્ણવ ગોબર લઈ જશે' એવા રામાનંદના કટુ વચનને સાંભળી તેનો ત્યાગ કરી તેને ઉગ્રવિરહતાપ આપ્યો તેથી ઉગ્રપ્રતાપ કહ્યા.

શ્રીકૃષ્ણ :—ભગવાન શ્રીકૃષ્ણચન્દ્ર ભક્તવૃન્દને ચન્દ્રવત શીતલ છતાં શત્રુવૃન્દને

કાળ જેવા ઉગ્ર પ્રતાપશાળી ભાસતા અને જરાસંધ, દન્તવક્ત્ર, શિશુપાળ વગેરેને અને દુષ્ટ રાજાઓને અસહ્ય પ્રતાપશાળી લાગ્યા. પ્રતાપ રૂપથી મપાય અને પ્રભાવ નામથી મપાય.

અધ્યાય ૨૭ મો :–આ ૩૯ મું નામ પણ ૨૭ મા અધ્યાયની સમાપ્તિની લીલાના પ્રસંગનું વાચક છે. પ્રથમ સર્વ ગોપીજનોને અન્તર્ધાન થઈ ભગવાને તાપ આપ્યો. શ્રી સ્વામિનીજીને પણ વિરહ આપ્યો ત્યારે સર્વનો વિરહતાપ ઉગ્ર થયો. તેથી 'ઉગ્રપ્રતાપ' નામની આ લીલા થઈ. વિરહ મનોમલને બાળનારો હોય છે તેમજ ભગવદ્દર્શનની આર્તિનો પોષક હોય છે.

(૪૦) વાક્સીધુપૂરિતાશેષસેવકઃ—વચનામૃતથી ભક્તજનને અંદર અને બહારથી તરબોળ કરી દેતા.

શ્રી મહાપ્રભુજી :–શ્રીમદાચાર્ય ચરણનું આ ૪૦ મુ નામ છે. આ નામથી વચનામૃતનુ મહત્ત્વ બતાવ્યું છે. શ્રી મહાપ્રભુજીનાં વચનામૃત શ્રવણ કરતાં હૃદય, ઇન્દ્રિયો અને તન સતુષ્ટ થતાં હૃદયકમલ ભગવાનનું નિવાસ મંદિર બની જતું. એકાદ વાર એકાદ પણ વચન જો કાનને સ્પર્શી જતું તો તે જીવનપર્યન્ત હૃદયમાં ગુંજ્યા કરતું. પૂર્વના નામમા મહાપ્રભુજીને તેજસ્વી કહ્યા તેથી કદાચ લાગે કે સ્વભાવે ઉગ્ર હશે તો તેમની સમીપમા કોણ આવશે ? તેના ઉત્તરમા આ નામ આપ્યું છે આચાર્યચરણના મુખકમલમાં શ્રીમદ્ ભાગવતસુધાપાન કરવુ એ દેવદુર્લભ લાભ મનાતો.

શ્રીકૃષ્ણ :–શ્રીમદ્ ભગવદ્ગીતા ભગવાન શ્રીકૃષ્ણની વાક્સુધા છે. એ અમૃતનું અપૂર્વ બળ છે. પ્રત્યેક મતાવલંબીને કે પ્રત્યેક દેશના માનવને ગીતામૃતમા અભિરુચિ અને આદર બુદ્ધિ છે જે કોઈ તેનુ પાન કરે છે તે મન, બુદ્ધિ, ઇન્દ્રિયોથી પરિતુષ્ટ થાય છે.

અધ્યાય ૨૮ મો :–આ ચાલીસમુ નામ અઠ્ઠાવીશમા અધ્યાયના ગોપીગીતનું વાચક છે ભગવાને વિરહનુ દાન કર્યું. તેના પરિણામે શ્રી ગોપીગીતનો પ્રાદુર્ભાવ થયો અન્યપૂર્વા અને અનન્યપૂર્વા ગોપીજનોએ ૧૯ શ્લોકથી ભગવાનમાં રહેલી પોતાની અનન્ય પ્રીતિને ગોપીગીતરૂપી વાક્સુધાથી પ્રકટ કરી. ગોપીજનો સ્વયં ભક્તિરસથી ભરપૂર તો થયાં જ પરંતુ સમસ્ત ભક્તોનાં હૃદય પણ ભાગવદ્ભક્તિસુધાથી ભરી દીધા. ગોપીગીત જેવુ પીયૂષ પૃથ્વી ભરના

સાહિત્યમાં નથી. આ નામ આ અધ્યાયના ગીતના અર્થનું સ્પષ્ટ વાચક અને છે. ભાગ્યે જ કોઈ એવી વ્યક્તિ હશે કે જે ગોપીગીત ન ગાતી હોય!

## શ્રીભાગવતપીયૂષસમુદ્રમથનક્ષમઃ ।
## તત્સારભૂતરાસસ્ત્રીભાવપૂરિતવિગ્રહઃ ॥ ૧૬ ॥

કૃષ્ણપ્રિયા—આ શ્લોકમાં બે નામ છે—

**(૪૧) શ્રીભાગવતપીયૂષ–સમુદ્રમથનક્ષમઃ–શ્રીમદ્ ભાગવત નામના અમૃતસમુદ્રનું મંથન કરવામાં સમર્થ.**

શ્રી મહાપ્રભુજી :—આ ૪૧ મું નામ આચાર્યશ્રીના સામર્થ્યનું વાચ છે. શ્રીમદ્ ભાગવત ભક્તિનો અલૌકિક મહાસાગર છે. એમાં રહેલી ભગવદ્ રતિને સમજનાર અને સમજાવનાર વિરલ પુરુષો છે. ક્ષીરસાગર તો દૂધનો હતો, તેમાંથી મંથન કરી અમૃત કાઢવું સુલભ છે; પરંતુ પીયૂષના સમુદ્રનું મંથન કરી તેમાંથી અમૃત પ્રકટ કરવું એ તો અતિશય કઠિન છે. શ્રી સુબોધિનીજી શ્રીમદ્ ભાગવત અમૃત મહાસાગરના મંથનમાંથી મળેલું નવનીત છે. વિચક્ષણ પુરુષો પણ ભાગવત ચરિત્રોને રૂપક સમજતા. તેથી ભક્તહૃદયો વ્યથા પામતાં. રહસ્ય સમજાવનાર કોઈ મળશે એવી ચિંતા તેમના હૃદયમાં થઈ, ત્યારે તે વ્યથા શ્રીસુબોધિનીજી દ્વારા દૂર કરી.

શ્રીકૃષ્ણ :—શ્રીમદ્ ભાગવત પીયૂષનો પારાવાર છે. તેમનું મંથન કરવાનું સામર્થ્ય પણ કેવલ ભગવાનમાં જ છે; કારણ આનંદાત્મક ભગવલ્લીલાઓ એટલે શ્રીમદ્ ભાગવત તેમાં પ્રાકટ્ય તેમજ તેના રહસ્યનું દર્શન કેવલ ભગવાન જ કરી શકે. તેથી જ બ્રહ્માજીને ચતુઃશ્લોકીરૂપે અને બ્રહ્માજી દ્વારા નારદજીને ભાગવતપીયૂષનું પાન કરાવ્યું. અને શ્રી વ્યાસજી સ્વરૂપે એ સમાધિ ભાષાનું સંકલન કર્યું. આચાર્ય ચરણ સ્વરૂપે તેનું સુબોધિનીજી દ્વારા મંથન કર્યું તેમજ દશમ સ્કંધના વક્તા પણ શુકદેવજીમાં સ્વયં બિરાજ્યા.

અધ્યાય ૨૮ મો :—આ નામ રાસલીલાના ગોપીગીતના પ્રસંગના રહસ્યનું વાચક છે. આ અધ્યાયમાં ગોપીગીત દ્વારા ભગવદ્યશ ગાનાર શ્રુતિરૂપા, ઋષિરૂપા વગેરે અન્યપૂર્વા અને અનન્યપૂર્વા ગોપીજનો અને પ્રેમરૂપા શ્રી સ્વામિનીજી શ્રી ભાગવતો છે. તેમની ભગવદ્રતિ પીયૂષનો સમુદ્ર છે. ભગવાનનો સંયોગ અને વિયોગ એ પ્રેમ મહાસમુદ્રનું મંથન કરવાને સમર્થ

રચેલો છે. અન્ય કોઇપણ વિરહ વ્રજવનિતાઓને વિહ્વલ કરવાને સમર્થ નથી. કારણ કે સ્વરૂપ લક્ષણ અને તટસ્થ લક્ષણ શ્રુતિઓ સ્વરૂપવતી વ્રજવનિતાઓ બનીને આવ્યાં છે. તેમના આનંદનું નિરૂપણ કરનારા આનંદામૃતનાં ઉદધિ સ્વરૂપે છે. તેમનું મંથન કરવા માટે પણ પૂર્ણાનન્દ શ્રીકૃષ્ણ એક જ સમર્થ છે.

(૪૨) તત્સારભૂતરાસસ્ત્રીભાવપૂરિતવિગ્રહઃ–શ્રીમદ્ ભાગવતના સારરૂપ એવા રાસ-સ્ત્રીઓના ભાવથી ભરેલ સ્વરૂપવાળા.

શ્રી મહાપ્રભુજી :—પૂર્વના નામમાં આચાર્યશ્રીને મહાસાગરમંથનમાં સમર્થ કહ્યા. હવે આ નામથી મંથનથી નવનીત શું નીકળ્યું તે સમજાવે છે. ભાગવત ભક્તિનો મહાસાગર છે. એક ભક્તિ સાધનરૂપા છે, બીજી ભક્તિ ફલરૂપા છે. ફલાત્મિકા ભક્તિ શ્રીમદ્ ભાગવતનો સાર છે. ફલાત્મિકા ભક્તિમાં સર્વાત્મભાવથી ભગવાનની સેવા કરવાની હોય છે. સર્વાત્મભાવ એ ગોપીભાવ છે. સર્વાત્મભાવનું જ્ઞાન રાસલીલામાં ગોપીજનોનાં વાક્યોથી સમજાય છે. તેમાં સ્વામિનીજીનો ભાવ અનન્ય ભાવ છે. આચાર્ય શ્રી સ્વામિનીજીનું સ્વરૂપ છે તેમજ સ્વામિનીજીના જેવા અનન્ય ભાવથી ભરપૂર છે.

શ્રીકૃષ્ણ :—ભગવાન શ્રીકૃષ્ણનો વિગ્રહ પણ પીયૂષસમુદ્ર સ્વરૂપ ગોપીજનોના ભાવથી ભરપૂર છે. ભગવાન વિના પ્રેમમહાસાગરને હૃદયમાં ધારણ કરવાને કોઈ સમર્થ નથી.

અધ્યાય ૨૮ મો :—આ ૨૮ મા અધ્યાયનું ગોપીગીત માત્ર એકાદ અધ્યાયરૂપ નથી. સ્વામિનીજી તેમજ શ્રી વ્રજસીમન્તીઓ રૂપ પીયૂષસમુદ્રના સારભૂત ગોપીગીતમાં ગાયેલ ભાવથી ભરપૂર સાક્ષાત્ એક રસવિગ્રહ છે. કેવલ શબ્દવિગ્રહ આ અધ્યાય નથી, કિન્તુ રસપૂર્ણ અર્થવિગ્રહ છે. જો દશમ સ્કંધમાં કેવલ ગોપીગીત નથી તો સંપૂર્ણ ભાગવતનો કોઈ જ અર્થ નથી.

**સાન્નિધ્યમાત્રદત્તશ્રીકૃષ્ણપ્રેમા વિમુક્તિદઃ ।**
**રાસલીલૈકતાત્પર્યઃ કૃપયૈતત્કથાપ્રદઃ ॥ ૧૭ ॥**

કૃષ્ણપ્રિયા—આ શ્લોકમાં ચાર નામ છે.

(૪૩) સાન્નિધ્યમાત્રદત્તશ્રીકૃષ્ણપ્રેમા–સાન્નિધ્ય માત્રથી ભગવાન શ્રીકૃષ્ણ પ્રેમનું દાન કરનારા.

શ્રી મહાપ્રભુજી :—શ્રી મહાપ્રભુજીનું આ ૪૩ મું નામ છે. આ નામથી મહાપુરુષોના સાન્નિધ્યનું મહત્ત્વ ગાયું છે. એ જ સાચા સત્પુરુષો છે કે જેમના સ્મરણ અને દર્શન માત્રથી ભજનમાં ભાવની વૃદ્ધિ થાય તેમજ ભગવાનમાં પ્રેમ જાગૃત થાય. આચાર્યશ્રીના સ્વરૂપમાં એવું સામર્થ્ય હતું કે એમનાં દર્શન કરનાર પ્રથમ જ ક્ષણે તેમને શરણે આવતા તેમજ ભગવાનમાં પ્રીતિવાળા બની જતા. વાર્તાપ્રસંગમાંથી તેના પુષ્કળ પ્રસંગો જોવા મળે છે. આ સામર્થ્યની પાછળ એક જ બળ હતું કે આચાર્યશ્રી અખંડ ભગવત્સ્વરૂપના સાન્નિધ્યમાં રહેતા હતા. તેથી તેઓ ભગવદ્સાન્નિધ્ય ખૂબ જ સુલભ રીતે આપી શકતા હતા.

શ્રીકૃષ્ણ :—ભગવાન શ્રીકૃષ્ણમાં એવું એક આકર્ષણ હતું કે પશુપક્ષીઓ પણ ભગવાનનાં પ્રેમી બની જતાં. યોગીઓ જ્ઞાનીઓ, કે સંસારરત પ્રાણીઓ પણ પ્રભુની જ પાછળ વિચરતાં.

અધ્યાય ૨૯ મો :—આ ૨૯ મો અધ્યાય આ નામના રહસ્યનો બોધક છે. આ અધ્યાયમાં ભગવાને વ્રજજનોની વિરહવેદના નિહાળીને પ્રકટ થઈને પોતાનું સાન્નિધ્ય આપીને ગોપીવૃન્દને શ્રી તેમજ આનંદનાં પ્રદાન કર્યાં છે. ગોપીજનોમાં જે શ્રી બિરાજે છે તે પણ ભગવાનની જ શ્રી છે. ગોપીજનોના મુખારવિંદ ઉપરથી શ્રી તેમજ હૃદયમાંથી આનંદ ચાલ્યાં ગયાં હતાં. તે પુનઃપ્રકટ થઈને પરત કર્યાં તેથી આ અધ્યાય સાન્નિધ્ય દ્વારા પરપ્રેમનું પ્રદાન કરનારો બને છે. પ્રેમ આવતાં કોઈ ગોપીજન પ્રભુના કરકમલને પોતાના કરમાં લઈ લે છે. કોઈ ભગવાન કરકમલને પોતાની અંજલિમાં સ્વીકારે છે. આ સર્વ પ્રસંગો શ્રીકૃષ્ણે પ્રેમપ્રદાન કર્યું તેના વર્ણનના છે.

(૪૪) વિમુક્તિદઃ–વિશેષ મુક્તિને આપનારા.

શ્રી મહાપ્રભુજી :— આ નામમાં આચાર્યશ્રીને 'વિમુક્તિદાતા' તરીકે કહ્યા છે મુક્તિ શબ્દમાં 'વિ' વિશેષણ આપવાનું એક પ્રયોજન છે. જ્ઞાનમાર્ગમાં જે સાયુજ્ય મુક્તિ છે તે મુક્તિનું આ સ્થાને વર્ણન નથી. પરંતુ ભગવાન સાથેનો સંબંધ એ જ 'વિમુક્તિ' છે. એ સંબંધને ફલરૂપ માન્યો છે. આ સંબંધની એક વિશેષતા છે કે ભગવાન સાથે સંબંધ પામેલ ભગવાનથી કદી વિખૂટો નથી થતો.

શ્રીકૃષ્ણ :—ભગવાન શ્રીકૃષ્ણ પોતાના સ્વરૂપની સેવાનું દાન કરી વિશિષ્ટ મુક્તિને આપે છે. શત્રુભાવથી આવનારને પણ મુક્તિ આપે છે.

અધ્યાય ૨૯ મો :—આ અધ્યાયની સમાપ્તિના ૨૦, ૨૧, ૨૨, ત્રણ શ્લોકો ગોપીજનોની 'વિમુક્તિ'નું દાન કરનારા છે. ભગવાને મધુર વાક્યો દ્વારા ગોપીજનોને કહ્યું કે હું તમારા સર્વનો દેવાનાર છું. તમારા સ્નેહ અને સમર્પણનું વળતર બ્રહ્માના આયુષ્યથી પણ વાળી શકું તેમ નથી. આ વાક્યો જ ભગવાનના નિત્ય સાન્નિધ્યનું દાન કરી સર્વથા શોક-ચિંતામાંથી વિમુક્તિ દેનારાં બન્યાં છે"

(૪૫) રાસલીલૈકતાત્પર્યઃ–રાસલીલામાં જ તાત્પર્યવાળા.

શ્રી મહાપ્રભુજી :–આ નામમા શ્રી મહાપ્રભુજીનું મમત્વ રાસલીલાનો અનુભવ કરવામાં જ છે. પૂર્વ નામમા વિમુક્તિને આપનાર તરીકે ઓળખાવ્યા બાદ ત્યાં જ શરણાગત જીવ વિરમી ન જાય, પરંતુ એથી આગળ વધીને રાસલીલાની અનુભૂતિ થાય તો જ પ્રપત્તિનું ફળ મળ્યું મનાય. તેથી આ નામદ્વારા રાસલીલામાં વરણ થવાને જ ફળ તરીકે આચાર્યશ્રી માને છે અને એ જ એમનું તાત્પર્ય છે.

શ્રીકૃષ્ણ :–ભગવાન શ્રીકૃષ્ણનો પણ જેના ઉપર અનલ્પ અનુગ્રહ થાય છે તેને રાસલીલાનો અનુભવ કરાવવા તત્પર છે.

અધ્યાય ૩૦ મો–આ નામ ૩૦ મા અધ્યાયની મહા રાસલીલાના ભાવનું બોધક છે. ભગવાનની સાથે સાક્ષાત્ શ્રુતિદેવીઓ પરમાનંદ રસની અનુભૂતિ ચાહતા હતા નિર્ગુણ નિરૂપણથી અસંતુષ્ટ શ્રુતિસીમન્તીનીઓ રસરૂપ કૃષ્ણનું સાક્ષાત્ દર્શન-સેવન વાંછતા હતા ભગવાને તે સમસ્ત મનોરથોની પૂર્તિ કરવા માટે મહારાસ પ્રારંભ્યો જે કેવલ રાસલીલાની એક જ વાંછા હતી તે પૂર્ણ કરી તેથી આ નામ આ અર્થમાં સ્પષ્ટીકરણ કરનાર બન્યું.

(૪૬) કૃપયા એતત્ કથાપ્રદઃ–કૃપા કરીને રાસલીલા સંબંધની કથાનું સુબોધિનીજી દ્વારા દાન કરનારા.

શ્રી મહાપ્રભુજી :—પૂર્વ નામમાં આચાર્યશ્રીનુ તાત્પર્ય રાસલીલાની પ્રાપ્તિ કરવામાં સચવ્યુ. હવે આ નામમાં શ્રી મહાપ્રભુજીને કૃપાળુ તરીકે વર્ણવ્યા છે. આચાર્ય ચરણ જે રાસલીલામાં તાત્પર્ય માને છે તેનુ જ કૃપા કરીને વર્ણન કરીને રહસ્યનુ દાન કરે છે. આ નામનુ તાત્પર્ય રાસલીલાનો અનુભવ કરાવવામાં છે. આચાર્યશ્રી પુષ્કળ દયાળુ છે અને રાસલીલાનો નિજ-જનને અનુભવ કરાવે છે.

શ્રીકૃષ્ણ :–ભગવાને કૃપા કરી પૂર્ણાવતાર સ્વીકાર્યો. શ્રુતિદેવીઓને રાસનો આનંદ આપ્યો તે દ્વારા અખિલ બ્રહ્માંડને તેની કથાનો લાભ મળ્યો.

અધ્યાય ૩૦ મો :–આ નામ ૩૦ મા અધ્યાયના રાસલીલાવિહારનું નિરૂપણ કરે છે. આ અધ્યાયના ૨૬ મા શ્લોકમાં લખ્યું છે કે 'સર્વાઃ શરત્કાવ્યકથારસાશ્રયાઃ' સર્વ શરદ્રાત્રીઓને સર્વ શરત્કાવ્યકથાઓના રસથી ભરપૂર કરી દીધી. આ અધ્યાયનું વિસ્તૃત વર્ણન રાસલીલાના તાત્પર્યને કેવલ કૃપાથી જ કહે છે. કારણ કે આ રહસ્ય સમજાય તેવું નથી. જ્ઞાનીઓ અને યોગીઓ પણ ક્ષણભર તો વિચાર કરતા થઈ જાય છે કે આનુ તાત્પર્ય શું હશે ? તો રાજા પરીક્ષિતને શંકા થાય તેમાં નવાઈ શી ? છતાં કેવલ કૃપાભાવથી જ આ શરત્કથારસનું ગાન કર્યું છે.

## વિરહાનુભવૈકાર્થસર્વત્યાગોપદેશકઃ ।
## ભક્ત્યાચારોપદેષ્ટા ચ કર્મમાર્ગપ્રવર્તકઃ ॥ ૧૮ ॥

(૪૭) વિરહાનુભવૈકાર્થસર્વત્યાગોપદેશકઃ–વિરહ–અનુભવ–એક–અર્થ–સર્વત્યાગ–ઉપદેશકઃ–વિરહનો અનુભવ કરાવવા માટે સર્વ ત્યાગનો ઉપદેશ કરનારા.

શ્રીમહાપ્રભુજી :—આ નામમાં આચાર્યચરણ નિજજનોને સર્વત્યાગનો ઉપદેશ કરે છે નારદજીએ જ્યારે માતાનો વિયોગ થયો ત્યારે પ્રથમ મુનિઓના આશ્રમમાં રહેતા તેનો ત્યાગ કર્યો. અને વિજન વનમાં ચાલ્યા ગયા ત્યારે ત્યાં ભગવાનનો સંયોગ અને પછી વિયોગ દ્વારા ભગવાનનો આનંદ અનુભવ્યો હતો. તેથી ભક્તોને મહાપ્રભુજી વિકલતા, અસ્વસ્થતા, મૂર્ચ્છા, જાગૃતિ, એકતા, અલ્પસ્વસ્થતા, પ્રલાપ વગેરેનો અનુભવ વિરહમાં જ થઈ શકે અને વિરહ સર્વ ત્યાગથી જ સંભવે માટે સર્વત્યાગનો ઉપદેશ કરે છે.

શ્રીકૃષ્ણ :—આ નામ ભગવાનનો અર્થ સમજાવે છે. ભગવાન નિજભક્તોને સર્વ ધર્મનો ત્યાગ કરી કેવલ અનન્યાશ્રયનો ઉપદેશ કરી વિરહાનુભવ કરાવે છે.

અધ્યાય ૩૦ મો :—આ નામ દશમ સ્કંધની ૩૦ મા અધ્યાયની લીલાનું વાચક બને છે ભગવાન આ અધ્યાયના અંતમાં ગોપીજનોની ઇચ્છા વિરુદ્ધ પોતાનો પણ ત્યાગ કરી ઘરે પાછા વળવાનો ઉપદેશ કરે છે તેનું કારણ

ભગવાનના વિરહનો અનુભવ થાય અને એ જ પરમાનંદ છે તેથી જ પાછા વળવાનું સૂચવ્યું છે.

(૪૮) ભક્ત્યાચારોપદેષ્ટા ચ—ભક્તિમાર્ગના આચારનો ઉપદેશ કરનારા.

શ્રી મહાપ્રભુજી :—આ નામ દ્વારા આચાર્યશ્રીને ભક્તિમાર્ગના આચારોપદેશક અને પાલકરૂપે વર્ણવે છે. ભકિતમાર્ગના મુખ્ય બે આચાર છેઃ અનન્યાશ્રય અને ભાવ સહિત સેવા. આ બન્નેનો ઉપદેશ આપે છે તેમ જ પોતે પણ તેનું પાલન કરે છે.

શ્રીકૃષ્ણ :–ભગવાન શ્રીકૃષ્ણ ભકિતમાર્ગનો ઉપદેશ કરે છે તેમજ પાલન પણ કરે છે. સ્વયં ગુરુસેવા, વિપ્રચરણ અર્ચન આદિ કરે છે. તેમજ ભકિતમાર્ગનું ગીતાજી દ્વારા નિરૂપણ કરે છે. નવમા અધ્યાયના ૨૨ મા શ્લોકમાં અનન્ય અને અચિંત થવાનો ઉપદેશ કરે છે.

અધ્યાય ૩૦ મો—આ નામ ૩૦ મા અધ્યાયના તાત્પર્યનું નિરૂપણ કરે છે. પરીક્ષિત રાજાને ભગવાનના સ્વરૂપનો અને ભકિતના રહસ્યનો અને આચારનો ખ્યાલ નથી તેથી શંકા થાય છે. જ્યારે શુકાચાર્ય ઇશ્વરોનો આચાર શું તે શ્લોક ૩૦ થી ૩૭ સુધીમાં બતાવે છે. તે દ્વારા માર્ગના આચારનો ઉપદેશ કરે છે.

(૪૯) કર્મમાર્ગ–પ્રવર્તકઃ–કર્મમાર્ગના પ્રવર્તક.

શ્રી મહાપ્રભુજી :–વર્ણ–આશ્રમ–ધર્મ અને કર્મમાર્ગનું પણ પ્રતિપાદન સ્વયં કરે છે. અનન્ય ભકિતથી સેવાનુ નિરૂપણ કરનારા સંધ્યા, શ્રાદ્ધાદિ, તેમજ યાત્રાદિ કર્મમાર્ગની ક્રિયાઓનું પાલન કરીને કર્મમાર્ગના સંપૂર્ણ સંરક્ષક બને છે. કારણ કે કર્મમાર્ગ પણ ભગવાને જ ઉપદેશેલ છે.

શ્રીકૃષ્ણ :—ભગવાન કૃષ્ણે ભગવદ્‌ગીતામાં જેમ ભકિતપ્રકરણ વર્ણવ્યું છે તેમ કર્મપ્રકરણ પણ વર્ણવીને તેઓ કર્મમાર્ગના પ્રવર્તક બન્યા છે.

અધ્યાય ૩૧ મો :–આ અધ્યાયમાં સરસ્વતી નદીના કિનારે દાન, જાગરણ, તેમજ પશુપતિ શંકર ભગવાન અને દેવીના અર્ચન દ્વારા કર્મમાર્ગનું સ્થાપન કર્યું છે. તેથી આ અધ્યાયની લીલાનું વાચક આ નામ બન્યું છે.

યાગાદૌ ભક્તિમાર્ગૈકસાધનત્વોપદેશકઃ ।
પૂર્ણાનંદઃ પૂર્ણકામો વાક્પતિર્વિબુધેશ્વરઃ ॥ ૧૯ ॥

(૫૦) યાગાદૌ ભક્તિમાર્ગૈકસાધનત્વોપદેશકઃ–યાગ–આદૌ ભક્તિ માર્ગ–એક–સાધનત્વ–ઉપદેશકઃ–યાગાદિ કર્મમાર્ગમાં એક જ ભક્તિમાર્ગને સાધનરૂપે ઉપદેશ કરનારા.

શ્રી મહાપ્રભુજી :—શ્રી મહાપ્રભુજીનું આ ૫૦ મું નામ છે. તેઓશ્રીને કર્મયોગના પ્રવર્તક બતાવ્યા છે પરંતુ તેમાં એક વિવેકબુદ્ધિ આ નામથી આપે છે યજ્ઞ, દાન, વગેરે વૈદિક કર્મ કરવાનાં અવશ્ય હોય છે ભગવાનની વિભૂતિરૂપ દેવતાઓનું તેમાં આરાધન હોય છે તે તે દેવતાઓનું ત્યાં ત્યાં સ્વતંત્ર સ્વરૂપે આરાધન નથી હોતુ, પરંતુ ભગવાનની જ વિભૂતિ તરીકે જ યાગાદિ ક્રિયાઓ કરવાની હોય છે જેથી જીવ અનેક પ્રકારની ફલાસક્તિમાં લુબ્ધ ન થાય, પણ ભગવાનની જ પ્રસન્નતાનું એક લક્ષ રાખે.

શ્રીકૃષ્ણ :—ભગવાને પણ યુધિષ્ઠિર રાજાને રાજસૂય યજ્ઞ કરવાની એ જ વિવેકબુદ્ધિ આપી છે ગીતાજીમાં પણ 'મત્કરોષિ' વગેરે શ્લોકોથી ભગવદર્પણ બુદ્ધિથી યજ્ઞાદિ કર્મ કરવાનુ વિધાન કર્યું છે

અધ્યાય ૩૧ મો :—આ નામ દશમ સ્કંધની ૩૧ મા અધ્યાયની લીલાનું વાચક છે. નંદરાય અને ગોપવૃન્દ પશુપતિનાં અને શ્રી અંબિકાનાં અર્ચન કરે છે, ત્યાં શ્રીકૃષ્ણ પ્રસન્ન થાવ એ ભાવનાથી કરવાનુ વિધાન કર્યું છે. 'દેવો નઃ પ્રીયતામ્' એવુ વાકય સ્પષ્ટરૂપે મળે છે દેવઃ શબ્દનો અર્થ શ્રીકૃષ્ણ ભગવાન કર્યો છે વળી સુદર્શન ગન્ધર્વે પણ ભક્તિનો અંગીકાર કર્યો છે. ૩૧ મા અધ્યાયમાં પ્રપન્નોસ્મિ એ ૧૬ મા શ્લોકથી પ્રપત્તિનો સ્વીકાર કર્યો છે

(૫૧) પૂર્ણાનંદઃ–આનંદથી પરિપૂર્ણ.

શ્રી મહાપ્રભુજી :—આચાર્યશ્રીનુ આ ૫૧ મુ નામ છે. આ નામમાં 'પૂર્ણાનંદ' તરીકે વર્ણવવાનો આશય એ છે ભગવાનની માનસી સેવા સર્વદા સિદ્ધ છે તેથી ભગવાનનુ નિત્ય સાન્નિધ્ય છે તે સાન્નિધ્યના કારણે નિત્ય આનંદથી પરિપૂર્ણ રહી શકાય છે એવુ નિજજનોને વિધાન કરતુ આ નામ છે.

શ્રીકૃષ્ણ :–ભગવાન શ્રીકૃષ્ણ તો સદા પરિપૂર્ણાનન્દસ્વરૂપ જ છે વેદોએ જ અગણિતાનન્દરૂપે ગાયા છે,

અધ્યાય ૩૨ મો :—આ નામ ૩૨ મા અધ્યાયની લીલાનું છે. ભગવાને મધ્યાહ્નકાલે વેણુનાદનો આરંભ કર્યો. ગોપીજનો તે સમયે પોતાના નિવાસોમાં હતા. ભગવાનનો વિરહ હતો., પરિણામે ભગવદ્‌વિયોગની વ્યથા અનુભવી રહ્યા હતાં ભગવાને તેમને દૂરદર્શન તથા દૂરશ્રવણની બે સિદ્ધિઓ આપી. ગોપીજનો ત્યારે આનંદથી પરિપૂર્ણ બન્યાં તેથી આ નામ પૂર્ણાનંદ થયું.

(૫૨) પૂર્ણકામઃ—પૂર્ણકામ

શ્રી મહાપ્રભુજી :—આચાર્યશ્રી ભગવાનના આનંદથી પૂર્ણ હતા તેથી તેઓ પૂર્ણકામ હતા. ભૂતલ પર વિચરતા અને દૈવી જીવોનો અંગીકાર કરાવતા તે પણ જીવમાત્રને આનંદથી અને કામથી પરિપૂર્ણ બનાવવાના જ આશયથી કરતા હતા સ્વયં પૂર્ણકામ હોવાથી બ્રહ્મસંબંધથી ચરણાગત જીવ માત્રને પણ પૂર્ણકામ કરતા આચાર્યશ્રીથી—સંબંધ પામેલા વૈષ્ણવો નિષ્કિંચન હોવા છતાં ભગવાન જેવુ કંચનથી પરમધન મેળવીને પૂર્ણકામ થતા. પરમ ભગવદીય શ્રીકુંભનદાસજી જેવા તેમજ શ્રી પદ્મનાભદાસજી જેવાની વાર્તાઓમાં તે સ્થિતિ જોવા મળે છે રાજા માનસિંહનુ રત્નદર્પણ પણ કુંભનદાસે પરત કર્યું અને દોનાના જળમાં મુખ નિહાળી તિલક કરવામા પરમાનંદ આણ્યો તે બળ શ્રી મહાપ્રભુજીના અનુગ્રહનું જ છે

શ્રીકૃષ્ણ :—ભગવાન શ્રીકૃષ્ણ પૂર્ણાનંદ છે તેમજ પૂર્ણકામ પણ છે જ, કેવલ ભક્તવશ બની ભક્તને કૃતાર્થ કરવા સેવા સ્વીકારે છે.

અધ્યાય ૩૨ મો :—આ નામ પણ ૩૨ મા અધ્યાયની લીલાના અર્થને ગાય છે. ભગવાને વેણુનાદથી યુગલગીતમાં દેવલોક, મનુષ્યલોક અને નાગલોકને આનંદથી પૂર્ણ કરી દીધા તેમજ લૌકિક કામથી મુક્ત કરી ભગવત્સુખકામથી પૂર્ણ કરી દીધા તે ૨૬ મા શ્લોકમાં યુગલગીતના વર્ણનથી અત્યંત સ્પષ્ટ થાય છે. અધિક માસ સહિત તેર માસની લીલાઓનુ તેમાં વર્ણન છે.

સિદ્ધ, સિદ્ધાંગનાઓ, વ્રજવત્સો, મૃગ, ગાયો, સરિતા, વનલતા, સારસ વિહંગો, મેઘ, શક્રાદિ સુરેશો, વ્રજભૂમિ–વનિતાઓ, કૃષ્ણહરિણીઓ, ઉપદેવ ગણો, વ્રજસીમન્તિનીઓ, સુહૃદ્‌વૃન્દ, નંદ, યશોદાજી વગેરેને વેણુનાદથી પૂર્ણાનંદ અને પૂર્ણકામ શ્યામસુંદરે બનાવ્યાં છે. તેથી આ બન્ને નામ આ અધ્યાયની લીલાનાં વાચક છે પછીનુ નામ પણ એ જ લીલાનું પોષક છે.

(૫૩) વાક્પતિઃ—વાચસ્પતિ.

શ્રી મહાપ્રભુજી :—શ્રી મહાપ્રભુજી વાચસ્પતિ છે. ભગવતી વાણી પોતાનું સ્વરૂપ પોતાના સ્વામીને જણાવે છે. વાણીદેવીએ પોતાના આધિદૈવિક સ્વરૂપે આચાર્યશ્રીનું સાંનિધ્ય સાધ્યું. વાણીનો પ્રાદુર્ભાવ નાભિથી થવા છતાં ઉચ્ચાર મુખથી થાય છે. મહાપ્રભુજી મુખારવિંદનું સ્વરૂપ છે. અગ્નિદેવના મુખમાં વસે છે. આચાર્યશ્રી અગ્નિસ્વરૂપ છે તેથી ફલાત્મિકા વાણી આચાર્યશ્રી દ્વારા અભિવ્યક્ત થાય છે. આપે પોતાની રસથી વાણી દ્વારા સર્વનું મંગલ સાધ્યું છે.

શ્રીકૃષ્ણ :—ભગવાન શ્રીકૃષ્ણ તો સ્વયં સર્વ વેદવાણીના સ્વામી છે જ. સર્વ શ્રુતિઓ કૃષ્ણ ભગવાનને સ્વરૂપ ધરી સેવે છે.

અધ્યાય ૩૨ મો :—આ નામ યુગલગીતની લીલાનું વાચક છે. વેણુ, મુરલી અને વંશી વાક્પતિની ત્રિપથગા વેદવાણી છે. બ્રહ્માનંદથી અધિક રસસ્યન્દ જેમાંથી નીતરે છે તે વેણુગીત છે. પ્રભુપ્રાપ્તિના પ્રતિબંધોને દૂર કરનારી મુરલી છે. અમૃત સતત જેમાંથી સરે છે તે વંશી છે. ભક્તિ, જ્ઞાન અને ઉપાસનાની શ્રુતિત્રિવેણીનું જે અભિવહન તે યુગલગીત છે. યુગલગીતનો આ અધ્યાય વાક્પતિની લીલાનો વાચક છે.

(૫૪) વિબુધેશ્વરઃ—વિદ્વાનોના અધિપતિ.

શ્રી મહાપ્રભુજી :—આચાર્યશ્રીનું આ ૫૪ મું નામ છે. સમર્થ વિદ્વાનો આચાર્યશ્રીને પુષ્કળ આદર નજરથી નિહાળતા. તેઓશ્રીની સ્વાભાવિક રીત હતી કે તેઓ પંડિતોનો નિત્ય પ્રસંગ ચાહતા. વિવિધ મતાનુયાયી વિદ્વાનો સાથે પરામર્શ કરતા. તેથી વિબુધેશ્વર કહ્યા.

શ્રીકૃષ્ણ :—ભગવાન દેવોના અધિપતિ છે બ્રહ્માજીથી આરંભી પ્રત્યેક દેવો પર વિજય સંપાદન કર્યો છે. તેથી ભગવાનને વિબુધેશ્વર કહ્યા છે.

અધ્યાય ૩૩ મો :—આ અધ્યાયમાં અરિષ્ટાસુરવધનો પ્રસંગ છે. અઢાર વિદ્યાના ગર્વને ધરાવતા અરિષ્ટાસુરને પરાસ્ત કરનારી ભગવાનની આ વિબુધેશ્વર લીલા છે. આ અધ્યાયમાં વિબુધેશ્વર તરીકે ભગવાન શ્રીકૃષ્ણ છે એવો ખ્યાલ નારદજી રાજા કંસને આપે છે. કંસરાજ તેથી જ ભગવાન તરીકે શ્રીકૃષ્ણ પ્રભુને ઓળખે છે. તેથી જ શ્રી અક્રૂરજીને તેડવા મોકલે છે.

**`ષ્ણુનામસહસ્રસ્ય વકતા ભકતપરાયણઃ ।**
**ભકત્યાચારોપદેશાર્થનાનાવાકયનિરૂપકઃ ॥ ૨૦ ॥**

**(૫૫) કૃષ્ણુનામમહસ્રસ્ય વક્તા–શ્રીપુરુષોત્તમસહસ્ર નામના વક્તા.**

શ્રી મહાપ્રભુજી :—અનેક દેવોની સહસ્ર નામની નામમાલા હોય છે. ભગવાન શ્રીકૃષ્ણની શ્રીપુરુષોત્તમસહસ્ર નામમાલા શ્રીમદ્ ભાગવતમાંથી મહાપ્રભુજીએ ઉદ્ધૃત કરી છે. શ્રીમદ્ ભાગવતનું નિત્ય સંપૂર્ણ પારાયણ કરવાની જો વાંછા હોય તો તે કષ્ટસાધ્ય કાર્ય છે તેથી આચાર્યવર્યને ચિંતા થઇ અને કૃષ્ણસહસ્રનામમાલાને પ્રકટ કરી. તેથી આ સહસ્ર મંત્રોના મહાપ્રભુજી ઋષિ બન્યા.

શ્રીકૃષ્ણ :—આચાર્યશ્રીના હૃદયમાં બિરાજીને ભગવાને શ્રીમદ્ ભાગવતમાંથી હજાર નામ પ્રકટ કર્યાં છે તેથી આ નામ શ્રીકૃષ્ણનું વાચક બને છે.

અધ્યાય ૩૪ મો:—આ અધ્યાયમાં નારદજી ગોકુલમાં પધારે છે. ભગવાનની અનેક નામથી સ્તુતિ કરે છે. અગીઆરમા શ્લોકમાં ભગવાનનાં સંબોધનાત્મક નામોનો ઉલ્લેખ કર્યો છે તેમ જ ભગવલ્લીલાની ગણના કરી છે. જે લીલાઓથી ભગવાનનાં અનેક નામ સિદ્ધ થાય છે, તેથી આ અધ્યાય કૃષ્ણનામસહસ્રનો વકતા બને છે.

**(૫૬) ભક્તપરાયણઃ–ભકતોના આશ્રયસ્વરૂપ.**

શ્રી મહાપ્રભુજી :—આ નામમાં ચમત્કારિક ભાવ બતાવ્યો છે. ભક્તજનો પ્રભુપરાયણ કે ગુરુપરાયણ હોય તો આશ્ચર્ય નહીં. પરંતુ ભગવાન અને આચાર્યવર્ય પણ ભકતપરાયણ જોવા મળે ત્યારે મહદ્ ભાગ્ય મનાય. ગુરુની ભક્તપરાયણતા એટલે ભકતોના કલ્યાણને સાધવામાં તત્પરતા. આચાર્યશ્રીમાં એ પ્રકારની દયા છે એવું આ નામથી સૂચવ્યું છે.

શ્રીકૃષ્ણ :—ભગવાન પણ ભક્તવત્સલ હોવાથી ભક્તપરાયણ છે. દ્રૌપદી, સુદામા, શ્રુતદેવ ગોપજન, વ્રજવનિતા વગેરેના સતત હિતપરાયણ રહેલા છે.

અધ્યાય ૩૫ મો :—આ અધ્યાયમાં ભક્તવર્ય અક્રૂરજી ગોકુલમાં પધારે છે. વંદન ભક્તિના તેઓ આચાર્ય છે. ભગવાન અક્રૂરજીના બન્ને

કરકમલ પકડી આદર કરે છે. આસન આપે છે, ચરણ પખાળે છે અને ભક્તવર્યની કામના પૂરે છે એ છે આ અધ્યાયની ભક્તપરાયણતા.

(૫૭) ભક્ત્યાચારોપદેશાર્થનાના–વાક્ય–નિરૂપકઃ–ભક્તિ આચાર ઉપદેશ–અર્થ–નાના–વાક્ય–નિરૂપકઃ–ભક્તિ અને આચારોના ઉપદેશ માટે અનેક વાક્યોનું નિરૂપણ કરનાર.

શ્રી મહાપ્રભુજી :—આ નામમાં ભક્તિ અને આચારોના વક્તા તરીકે આચાર્યશ્રીને ઓળખાવ્યા છે. શ્રી યમુનાષ્ટક વગેરે ષોડશ ગ્રંથોનું નિર્માણ સિદ્ધાન્ત અને આચારના નિરૂપણ માટે આચાર્યશ્રીએ કર્યું છે. નવરત્ન અને ભક્તિ–વર્ધિની વગેરે ગ્રંથોના અવલોકનથી ભક્તિ અને આચારોનું નિરૂપણ જોવા મળે છે.

શ્રીકૃષ્ણ :—ભગવાન શ્રીકૃષ્ણે પણ ઋષિ–મુનિઓ દ્વારા વિવિધ પ્રકારના ભક્તિસૂત્ર ગ્રન્થો અને સદાચાર ગ્રન્થો રચ્યા છે. વળી કૃષ્ણ દ્વૈપાયન વ્યાસે મહાભારતાદિ ગ્રન્થમાં સદાચારાદિનું નિરૂપણ કર્યું છે.

અધ્યાય ૩૬ મો :—આ અધ્યાયમાં ભગવાને ભક્તિપૂર્વકના આચારો અક્રૂરજી માટે કર્યા. ઉપરાંત માતાપિતા સ્વજનો માટે વિવિધ પ્રકારના શિષ્ટાચારના પ્રશ્નો પૂછ્યા છે.

બાદ ગોપીજનોએ ભગવાનની મથુરામાં વિદાય સમયે ૧૯ મા શ્લોકથી ૩૦ મા શ્લોક સુધી ભક્તોનો ભગવાન માટે કેવો આચાર હોવો જોઈએ તેનો ભગવદ્‌વિયોગ નિમિત્તે ઉપદેશ કર્યો છે.

તદુપરાંત ભક્તિમાર્ગના આચારોનો ખ્યાલ ભગવાને શ્રી યમુનાસ્નાન સમયે અક્રૂરજીને આપ્યો છે.

**સ્વાર્થોજ્ઝિતાખિલપ્રાણપ્રિયસ્તાદૃશવેષ્ટિતઃ ।**
**સ્વદાસાર્થકૃતાશેષસાધનઃ સર્વશક્તિધૃક્ ॥ ૨૧ ॥**

(૫૮) સ્વાર્થોજ્ઝિતાખિલપ્રાણપ્રિયઃ–ભગવાનને સર્વ સમર્પણ કરનારા ભક્તોને પ્રાણ સમાન પ્રિય બનાવનારા.

શ્રી મહાપ્રભુજી :—શ્રીમદ્ વલ્લભાચાર્યજીની પ્રકૃતિ છે કે જે ભગવદીયો ભગવાનને આત્મસમર્પણ કરીને વરે છે તે ભક્તજનોને પોતાના

પ્રાણથી અધિક પ્રિય ગણી સંભાળે છે. તેવા ભક્તોના અલૌકિક અને લૌકિક સમસ્તની રક્ષા કરે છે.

શ્રીકૃષ્ણ :—ભગવાનને ચરણે શરણે આવનારા સમર્પિત જીવો પોતાના પ્રાણથી પણ વધુ પ્રિય છે.

અધ્યાય ૩૭મો :—ભગવાનની આ અધ્યાયમાં સ્તુતિ છે. સ્વ એટલે પિતા, માતા અને બંધુજનો માટે પ્રાણ કરતાં અતિશય પ્રિય વ્રજવનિતા, નંદ, યશોદા વગેરેનો ત્યાગ કરી અને મથુરામાં પધારતા પ્રાણપ્રિય પ્રભુની અક્રૂરજી સ્તુતિ કરે છે.

(૫૯) તાદૃશવેષ્ટિતઃ–તાદૃશી ભગવદીય જનોથી વીંટળાએલા.

શ્રી મહાપ્રભુજી :—આ નામમાં 'તાદૃશ' શબ્દ છે. જેઓ અનન્ય છે તેમને માટે 'તાદૃશીજન' શબ્દ ભાષામાં વપરાય છે. તેવા અનન્ય ભક્તો નિરંતર આચાર્ય ચરણથી અલગ રહેતા નહી. તેમ જ શ્રી મહાપ્રભુજી તેમનાથી પૃથક્ થતા નહિ.

શ્રીકૃષ્ણ :—ભગવાન શ્રીકૃષ્ણચંદ્ર પણ નિરંતર અક્રૂર, ઉદ્ધવ, અર્જુન, નારદ, વગેરે પરમ ભક્તોથી અને પાર્ષદોથી વીંટાએલા રહેતા હતા. વિશાલ વરૂથપ વગેરે સખાથી પણ વીંટાએલા રહેતા.

અધ્યાય ૩૮ મો :—ભગવાન આ અધ્યાયમાં મથુરા પધારે છે. અક્રૂરજીએ ત્યારે પોતાને ત્યાં પધારવા વિનંતી કરી પણ ભગવાન અક્રૂરજીને ત્યાં ન જતા મથુરાની બહાર પોતાનાં ગાડાંઓમાં નિજજનો સાથે જ રહ્યા તેથી આ નામ આ લીલાનું વાચક છે.

(૬૦) સ્વદાસાર્થકૃતાશેષસાધનઃ-સ્વદાસ–અર્થ–કૃત–અશેષ–સાધનઃ–પોતાના સેવકો માટે સમસ્ત સાધનોને કરનારા.

શ્રી મહાપ્રભુજી :—આ સાઠમા નામમાં નિજ સેવકો માટે નિઃસાધન માર્ગનાં સાધનોને રચનાર તરીકે આચાર્યવરને વર્ણવ્યા છે. ભગવત્સ્વરૂપસેવા, નામસ્મરણ, સાહિત્યલેખન, વગેરે સાધનો સાધન તરીકે ન મનાય છતાં સાધન તરીકે મૂક્યાં છે આરંભમાં જે સાધનો મનાય છે તે જ અંતમાં ફળરૂપ બને છે.

શ્રીકૃષ્ણ :—ભગવાને પોતાના અવતારો, લીલાસ્થલીઓ, તીર્થક્ષેત્રો, શાસ્ત્ર વગેરે સાધનો પોતાના વિવિધ પ્રકારના ભક્તો માટે રચ્યાં છે.

અધ્યાય ૩૯ મો :—આ અધ્યાયમાં કુબ્જાનો ઉદ્ધાર છે. તેમ જ તેના ઉપર અનુગ્રહ કર્યો છે. કુબ્જાનું કલ્યાણ થાય એવી કોઈ તેની ઉપાસના ન હતી. છતાં ભગવાને તેના ચંદનનો અંગીકાર કરી તેની કાયાને નવું રૂપ આપ્યું કારણ કે તે ભગવાનને શરણે આવી હતી. તેથી આ અધ્યાયની લીલા આ નામ સાથે સંગત થાય છે.

(૬૧) સર્વશક્તિધૃક્—સર્વ પ્રકારની શક્તિને ધારણ કરનારા.

શ્રી મહાપ્રભુજી :—આચાર્ય સર્વશક્તિસમ્પન્ન હોવા જોઈએ. નિગ્રહાનુગ્રહ સામર્થ્યનું નામ સર્વશક્તિ કહેવાય છે. અલૌકિક સામર્થ્ય હોય તે જ આચાર્ય સમાજનું ઉત્થાન સાધી શકે છે. શાસન શક્તિ ઘણી વખત મર્યાદા ચૂકે છે, આસુરી શક્તિ ઘણી વાર પ્રબલ બને છે ત્યારે સર્વનું શાસન કરનારી સમર્થ છતાં સબલ એક શક્તિ જોઈએ. આચાર્યો એવી દૈવી શક્તિના અવતારો હોય છે. શ્રી મહાપ્રભુજી એવું સામર્થ્ય ધરાવે છે. વળી કંસને રાત્રિમાં દુઃસ્વપ્ન આપીને શત્રુભાવે ભગવાનનું સ્મરણ કરાવીને મોક્ષ આપ્યો તેથી દુઃસ્વપ્નને અને ભયને સાધન બનાવ્યાં.

શ્રીકૃષ્ણ :—વામ કરકમલના નખાગ્ર ભાગ ઉપર શ્રી ગિરિરાજને ધારણ કરવા જેવાં અલૌકિક સામર્થ્યો ધરાવે છે. જરાસંધ અને કંસ જેવા અજેય વીરો ઉપર વિજય આ તો ભગવાનનું સામાન્ય સામર્થ્ય ગણાય. પરંતુ ભગવાન એક રૂંવાડાના એક છિદ્રના એક વિવરમાં કરોડો બ્રહ્માંડને ધારણ કરે છે. તે અલૌકિક સામર્થ્ય છે.

અધ્યાય ૪૦ મો :—આ અધ્યાયમાં કુવલયાપીડવધલીલા, મહાવત નાશ, અને રંગમંડપમાં પ્રવેશ વખતે દશ રસપૂર્ણ પ્રભુનાં દર્શન આ સર્વ લીલાઓ 'અશેષશક્તિ 'ધારણ લીલાઓ છે. તેથી આ નામ આ લીલાના તાત્પર્યનો બોધ કરે છે. 'મલ્લાનામશનિર્નૃણાં નરવરઃ ' આ અધ્યાયનો ૧૭ મો શ્લોક આ નામને અન્વર્થ કરે છે. ૨૧

**ભુવિ ભક્તિપ્રચારૈકકૃતે સ્વાન્વયકૃત્પિતા ।**
**સ્વવંશે સ્થાપિતાઽશેષસ્વમાહાત્મ્યઃ સ્મયાપહઃ ॥ ૨૨ ॥**

**કૃષ્ણપ્રિયા**— આમાં ચાર નામ છે:-

**(૬૨) ભુવિ ભકિતપ્રચારૈકકૃતે સ્વાન્વયકૃત્– પૃથ્વીમાં ભકિતનો પ્રચાર કરવા માટે પોતાના વંશને ચલાવનાર.**

શ્રી મહાપ્રભુજી :—આ નામમાં આચાર્યશ્રીને વંશપ્રવર્તક માન્યા છે. વિદ્યાથી ને બિંદુથી બે પ્રકારે વંશ ચાલે છે. પરમહંસો વિદ્યાથી વંશ ચલાવે છે. ગુરુજનો વિદ્યાથી વંશ ચલાવે છે. આચાર્યશ્રીએ વિદ્યા અને બિંદુથી વંશ પ્રવર્તાવ્યો છે. કારણ કે પોતાની દિવ્યતા પોતાના વંશમાં સ્થાપવાથી ભવિષ્યના વિશ્વને પણ દિવ્યતાની પ્રાપ્તિ થાય. સેવામાર્ગનું જ્ઞાન વંશમાં જ સચવાય તે દ્વારા જીવોનો અંગીકાર થાય તો જ બ્રહ્મ સંબંધ દીક્ષા સાર્થક થાય. કેવલ દીક્ષા આપે અને માર્ગની સેવા શિક્ષા ન આપે તો પરંપરા લુપ્ત થઈ જાય તેથી શિક્ષા–દીક્ષાની રક્ષા માટે આચાર્યશ્રી વંશ-પ્રવર્તક બન્યા.

શ્રીકૃષ્ણ :—ભગવાને પ્રદ્યુમ્ન અનિરુદ્ધ દ્વારા વંશપ્રવર્તન ભકિતના પ્રચાર માટે કર્યું. સાત્વત વંશ તેમજ ઉદ્ધવજી દ્વારા ભાગવત વંશ ભગવાને પ્રચાર માટે પૃથ્વી ઉપર ચલાવ્યો છે.

અધ્યાય ૪૧ મો :—એકતાલીશમા અધ્યાયનું આ નામ છે. આ અધ્યાયમાં કંસવધ કરી વસુદેવ–દેવકીજીના પુત્ર તરીકે વાસુદેવ બની વંશ ચલાવ્યો. માતાપિતાને બંધનમાંથી મુક્ત કરી પુત્ર તરીકેનો આનંદ પણ આપ્યો છે. ૫૦ મા શ્લોકમાં આ લીલાનું નિરૂપણ કર્યું છે તેથી વંશ-પ્રવર્તક લીલા કંસવધથી સિદ્ધ કરી છે. આ નામ આ લીલાનું વાચક બને છે.

**(૬૩) પિતા–પિતા.**

શ્રી મહાપ્રભુજી :–હિતમાં યોજે તેને પિતા કહેવાય. કેવલ વંશમાં પુત્રને જન્મ આપે પરંતુ જો 'પિતા ન સ્યાદ્ તેને પિતા ન કહેવાય કે જે મૃત્યુના મુખમાંથી પોતાના પુત્રને મુક્ત ન કરે' એ વાકય પ્રમાણે પુત્રોમાં સ્વધર્મની સ્થાપના ન કરે તો પિતાપણું આચાર્યવર્યનું સિદ્ધ ન થાય. એવી શંકાના સમાધાન માટે આ નામ આપ્યું છે.

શ્રીકૃષ્ણ :–ભગવાન પણ યથાર્થ પિતા છે. ભગવાન તો સમસ્ત વિશ્વના જ પિતા અને પાલક છે.

અધ્યાય ૪૨ મો :—આ અધ્યાયમાં ૧૧ વર્ષ અને પર દિવસના અંતે શ્રીવસુદેવજી પિતા તરીકેનો આનંદ પામે છે. 'અમ્બ તાતેતિ સાદરમ્' ભગવાને વસુદેવ-દેવકીજીને 'હે અમ્મા! હે તાત!' એવાં આદરપૂર્વક સંબોધન કર્યાં. ભગવાને દંડવત્ કર્યાં. ગોદમાં બિરાજ્યા અને કહ્યું કે.સો વર્ષ સુધી પુત્ર માતાપિતાની સેવા કરે તો પણ ઋણમુક્ત ન બની શકે.

શ્રી નન્દરાયજીને પણ પિતા તરીકે ઓછું ન આવે તેથી ભગવાને ૨૨ મા શ્લોકમાં કહ્યું કે હે બાવા! આપે અમને ઉછેર્યા પોષ્યા પાળ્યા. આપના વિના અમારી ઓથ કોણ? સાચાં માતાપિતા તે છે કે જે અનાદિથી પોષે.

આ રીતે 'પિતા' નામની લીલાનો વાચક આ અધ્યાય બને છે.

(૬૪) સ્વવંશે સ્થાપિતાશેષસ્વમાહાત્મ્યઃ—સ્વવંશે સ્થાપિત—અશેષ —સ્વમાહાત્મ્યઃ—પોતાના વંશમાં પોતાનાં અશેષ માહાત્મ્યને સ્થાપન કરનારા.

શ્રી મહાપ્રભુજી :—શ્રી મહાપ્રભુજીનું આ ૬૪ મું નામ છે. પુત્રનો વંશ ચલાવાથી સંતોષ ન માનવો, પરંતુ પોતાની શક્તિનો પોતાના વંશજોમાં સંચાર કરવો જોઈએ, જેને શક્તિસંપાત કહેવામાં આવે છે. આચાર્યવર્યે પોતાની સમગ્ર શક્તિઓ પોતાના અલૌકિક સામર્થ્યથી પોતાના વંશજોમાં ઉતારી છે. આ જે પણ આચાર્યબાલકોના સાન્નિધ્યમાં આવતાં કંઈક અલૌકિક અનુભૂતિ થાય છે.

શ્રીકૃષ્ણ :—ભગવાન શ્રીકૃષ્ણે પોતાના યદુવંશમાં પોતાનાં વિશિષ્ટ સામર્થ્યો પોતાના પ્રાકટ્યના પૂર્વમાં અગ્રજોમાં અને પછી પોતાના અનુજોમાં મૂક્યાં છે. તેમાં નવમ સ્કંધનાં અનેક ભક્તચરિત્રો દૃષ્ટાન્તરૂપ છે.

અધ્યાય ૪૩ મો :—આ અધ્યાયમાં શ્રી ઉદ્ધવજી ગોકુલમાં પધારે છે. પ્રથમ શ્રીનંદરાય અને યશોદાજીને મળે છે. ભગવાને પોતાના પ્રતિનિધિ તરીકે ઉદ્ધવજીને મોકલ્યા હોવાથી પોતાની શક્તિ અને મહિમા ઉદ્ધવજીમાં સ્થાપ્યાં છે. તેથી શ્રીનંદ-યશોદાજીને કંઈક આશ્વાસન મળે છે.

(૬૫) સ્મયાપહઃ—ગર્વને હરનારા.

શ્રી મહાપ્રભુજી :—આ નામમાં આચાર્યશ્રીને 'સ્મય' એટલે આશ્ચર્યને હરનારા કહ્યા છે. ભગવત્લીલામાં કોઈપણ આશ્ચર્ય નજરે દેખાતાં હોય તેનાં

સમાધાન આચાર્ય ચરણે કર્યાં છે. દશમ સ્કંધની લીલાઓના રસ શ્રીસુબોધિનીજી દ્વારા પીવા મળે છે. 'સ્મયાપદ'નો બીજો અર્થ અભિમાન કે મદ, તેને પણ દૂર કરનારા કહ્યા છે. સેવામાર્ગમાં મદ મહાબાધક છે તેની નિવૃત્તિ શ્રી મહાપ્રભુજીની કૃપાથી થાય છે.

શ્રીકૃષ્ણ :—ભગવાન શ્રીકૃષ્ણ પોતાના ઐશ્વર્યોથી અનેકના ગર્વને ઉતારનાર છે. દેવો, દેવાધિદેવો અને કામદેવના ગર્વને કે યોગી, સમર્થો, વક્તાઓ કે દાતાઓના ગર્વને દૂર કરે છે.

અધ્યાય ૪૪ મો :—આ અધ્યાયમાં શ્રી ઉદ્ધવલાલજી તેમજ વ્રજાંગનાઓનો સત્સંગ થાય છે. ઉદ્ધવજીને જ્ઞાની અને ભક્ત તરીકેનો પોતાને ગર્વ હતો પરંતુ વ્રજાંગનાના સત્સંગમાં તેમનો ભાવ અને તેમની જ્ઞાનનિષ્ઠા જોઈ દૈન્ય આવ્યું. તેઓના ચરણના રજની ઉપાસના કરી અને ભગવાને ગર્વનું હરણ કર્યું. 'આસામહો' આ ૬૧ મા શ્લોકમાં એ દૈન્ય વ્યક્ત છે. ગોપીજનોની પ્રીતિની પરાકાષ્ઠા ૬૬ અને ૬૭ શ્લોકોમાં ભરી છે ૨૨

પતિવ્રતાપતિઃ પારલૌકિકૈહિકદાનકૃત્ ।
નિગૂઢહૃદયોऽનન્યભક્તેષુ જ્ઞાપિતાશયઃ ॥ ૨૩ ॥

કૃષ્ણપ્રિયા—આમા પણ ચાર નામ છેઃ—

(૬૬) પતિવ્રતાપતિ –પતિવ્રતાના પતિદેવ.

શ્રી મહાપ્રભુજી :—આચાર્યશ્રીને પતિવ્રતાના સ્વામી તરીકે ઓળખાવ્યા છે. તેનુ તાત્પર્ય એ છે કે તેઓશ્રી અનન્ય આશ્રયથી ભગવાનના થનાર ભગવદીયોનાં સર્વ રીતે રક્ષણ કરનારા છે. ભગવદીયોને પતિવ્રતાની ઉપમા આપી છે. તેઓ પતિવ્રતા પત્ની જેવા કડક વ્રત અને નિયમોને પાળનારા હોય છે. વ્રજવનિતાઓને મથુરા દૂર ન હતી પરંતુ મથુરા નથી ગયાં તેથી પોતાના અનન્યાશ્રય વ્રતનુ પાલન કર્યું છે.

શ્રીકૃષ્ણ :—ભગવાન શ્રીકૃષ્ણ પણ 'અનન્યાશ્ચિન્તયન્તો માં' ના ન્યાયે જે ભક્તો છે તેમની નિત્ય રક્ષા કરે છે.

અધ્યાય ૪૫ મો :—આ અધ્યાયમાં ભગવાન કુબ્જા અને અક્રૂરજીનુ સ્વાગત સ્વીકારે છે. કુબ્જાને પ્રભુ પતિવ્રતાનું સુખ આપી ભગવાનની પરમ ભક્ત બનાવે છે. પતિવ્રતાના જેવા જ અનન્યતાના વ્રતનું પાલન કરનારા

અક્રૂરજીની મનઃકામનાને પૂર્ણ કરે છે તેથી આ નામ આ લીલાનું વાચક છે.

(૬૭) પારલૌકિકૈહિકદાનકૃત્–પારલૌકિક–ઐહિકદાનકૃત્– પરલોકનું અને આ લોકનું ફલનું દાન કરનાર.

શ્રી મહાપ્રભુજી :–ફલાચાર્ય અને નિજાચાર્ય ઉભય દિવ્ય શક્તિઓથી પૂર્ણ હોય છે. માનવના જીવનમાં બે પ્રકારનાં ફળ હોય છે. એક ફળ પરલોકનું સુખ અને બીજું આ લોકનું સુખ પરલોકના સુખમા મોક્ષ અને ભગવાનનો સંબંધ તેમજ આ લોકનું સુખ સ્ત્રી, પુત્ર, મિત્ર, કીર્તિ વગેરે હોય છે. આચાર્યશ્રીના હૃદયમાં તો પરલોકનું સુખ મુખ્ય છે તેથી 'પારલૌકિક' શબ્દ પ્રથમ લીધો છે. તપશ્ચર્યા, દાન, તીર્થારાધન વગેરે સુકૃતોથી મળતાં બન્ને પ્રકારનાં ફળ કેવલ મહાપ્રભુજી સામર્થ્યથી આપે છે.

શ્રીકૃષ્ણ :–ભગવાન શ્રીકૃષ્ણ પુત્રાદિભાવે લૌકિક ફળ અને ભગવદ્ભાવે અલૌકિક ફળનું દાન કરે છે.

અધ્યાય ૪૬ મો :–આ અધ્યાયમા અક્રૂરજી અને કુન્તીમાતાનું મિલન છે. ભગવાને કુન્તીજીને ઉભયવિધ સુખ આપ્યું છે. માતા કુન્તીજીની શરણાગતિ આ અધ્યાયમાં ૧૧ મા શ્લોકમાં છે. તેથી આ નામ આ લીલાનું વાચક બને છે.

(૬૮) નિગૂઢહૃદયઃ–અતિશય શુદ્ધ હૃદયવાળા.

શ્રી મહાપ્રભુજી :–આચાર્યશ્રીના હૃદયની સ્થિતિનો નિર્દેશ કરે છે. આચાર્યશ્રીનું હૃદય નિરંતર ભગવાનમાં જ તન્મય બનીને રહેતું, તો પણ સામાન્ય વ્યક્તિને તેની કલ્પના પણ ન આવતી. વળી ક્યારે કોના ઉપર અનુગ્રહ કરશે તે પણ સમજવું કઠિન હતું. જેઓ અનેક જન્મના સુકૃતથી પણ શુદ્ધ ન થઈ શકે તેવા લાગે તેમનો ક્ષણ વારમાં જ અંગીકાર કરતા.

શ્રીકૃષ્ણ :–ભગવાનનું હૃદય તો કેવલ ભગવાન જ સમજી શકે. તે વિના કોઈનું સમજવાનું સામર્થ્ય નથી. પ્રથમ સ્કંધના નવમા અધ્યાયમાં ૧૬ મા શ્લોકમાં ભીષ્મપિતામહે કહ્યું છે કે યુધિષ્ઠિર, કૃષ્ણની ઇચ્છા કોણ જાણે !

અધ્યાય ૪૭ મો :–આ અધ્યાયમાં જરાસંધ મથુરા ઉપર ૧૭ વખત આક્રમણ કરે છે અને પ્રભુ કૃષ્ણ તેનો સત્તર વખત પરાજય કરે છે. તે જરાસંધ ૧૮ મી વાર કાલયવન સાથે આવ્યો ત્યારે ભગવાન દ્વારિકા નગરનું

નિર્માણ કરે અને કાલયવનથી ભયભીત બની દુર્ગમાં સંતાઈ જાય એના રહસ્યને કોણ સમજી શકે ! સર્વ યાદવો ભગવાનને ભયભીત માનવા લાગ્યા. આ અધ્યાય તેથી નિગૂઢ હૃદય લીલાનો છે.

(૬૯) અનન્ય ભક્તેષુ જ્ઞાપિતાશયઃ–અનન્ય ભક્તોને પોતાના હૃદયની વાતને જણાવનારા.

શ્રી મહાપ્રભુજી :–પૂર્વ નામમાં શ્રીમદ્ વલ્લભ પ્રભુને ગૂઢ હૃદયવાળા દર્શાવ્યા. હવે આ નામમાં નિજજનોને પોતાનું હૃદય સમજાવનાર કહ્યા. અનન્યતા ગુરુમા અને ભગવાનમાં હોવી જોઈએ, કારણ કે અનન્યતા વિશ્વાસ અને પ્રીતિની નિમિત્ત બની શકે છે. કેવલ ભગવદાજ્ઞાપાલન અને ભગવત્સેવા એવા એ જ જેના જીવનમાં સંકલ્પો છે તેમને ભગવાન પણ પોતાના હૃદયની ઇચ્છા જણાવે છે અને આચાર્યદેવો પણ હૃદયની ઇચ્છા દર્શાવે છે. શ્રીપદ્મનાભદાસ તેમજ દામોદરદાસ જેવા નિજભક્તોને શ્રીનાથપ્રભુ તેમજ શ્રી મહાપ્રભુજી પોતાનો મનોરથ જણાવતા. અનન્ય ભક્તોને લીલાપ્રવેશ ક્યારે થશે તે પણ જણાવતા

શ્રીકૃષ્ણ :–પૂર્વ નામમાં ભગવદિચ્છાને કોઈ ન જાણે કહ્યું, છતા આ નામ દ્વારા એમ જણાવે છે કે ભગવાનના ઉદ્ધવ જેવા અનન્ય ભક્તોને કવચિત્ પોતાની ઇચ્છા જાગ્રાવે છે ખરા. બાળલીલામા વ્રજબાલકો પ્રભુની ઇચ્છાને જાણતા જ્યારે ઉત્તરાર્ધની દશમ સ્કંધની લીલામાં ઉદ્ધવજી જેવા ભક્તો પણ જાણતા. તેથી જ જરાસંધ ઉપર આક્રમણ કરવુ કે રાજસૂયમાં જવું એ સમસ્યા ઉદ્ધવજીએ ઉકેલી. ભગવાન તેમને પોતાનો અભિપ્રાય જણાવે છે.

અધ્યાય ૪૮ મો :–આ અધ્યાયમાં શ્રીકૃષ્ણ ભગવાન મથુરામાથી નીકળી ધવલપુરની ગુફામાં જાય છે ત્યારે ચતુર્ભુજ શ્યામ મનોહર સ્વરૂપવાળા શ્રી કૃષ્ણ જ છે એવો નિશ્ચય કાલયવનને નારદજીએ દર્શાવેલાં લક્ષણો દ્વારા થાય છે. ભગવાને અનન્યભક્ત નારદજીને પ્રેરણા કરી તેથી નારદજીએ ભગવાનનાં લક્ષણો કાલયવનને કહ્યાં અને કાલયવન શ્રીકૃષ્ણની પાછળ ગયો.

વળી મુચુકુન્દ રાજાને પણ આ અધ્યાયના ૪૦ થી ૪૪ શ્લોકોમાં પોતાનો આશય બનાવ્યો છે તેમાં કહ્યું કે રાજન્ ! તારા ઉપર અનુગ્રહ કરવા જ ગુફામા આવ્યો છુ. મુચુકુન્દે ભગવાનની કૃપા જાણી પ્રપત્તિ સ્વીકારી. તેથી આ અધ્યાયની લીલા ભક્તોને પોતાનો અભિપ્રાય જણાવવાની છે.૨૩

ઉપાસનાદિમાર્ગાતિમુગ્ધમોહનિવારકઃ ।
ભક્તિમાર્ગે સર્વમાર્ગવૈલક્ષણ્યાનુભૂતિકૃત્ ॥ ૨૪ ॥

કૃષ્ણપ્રિયા—આ શ્લોકમાં બે નામ છે:–

(૭૦) ઉપાસનાદિમાર્ગાતિમુગ્ધમોહનિવારકઃ–ઉપાસના–આદિ-માર્ગ અતિ–મુગ્ધ–મોહ–નિવારકઃ–ઉપાસના વગેરે માર્ગોમાં અત્યંત આસક્તિ ધરાવનારના મોહને નિવારનારા.

શ્રી મહાપ્રભુજી :–ભક્તિ, સર્વ માર્ગોની ઉપાસનાનું ફળ આપે છે તેમજ ઉપાસનાનો શ્રમ હરે છે એવો અનુભવ કરાવે છે. વળી ઉપાસનાને જ ભક્તિમાર્ગ તરીકે ઘણા માનતા અને મનાવતા. પરંતુ ભક્તિ ઉપાસનાનુ તાત્પર્ય દર્શાવીને આચાર્યશ્રીએ ઉપાસનામાંથી આસક્તિ દૂર કરી. ઉપાસનામાં કામનાઓ અને સિદ્ધિઓની પુષ્કળ વૃત્તિઓ રહે છે તેથી ઉપાસક સાધનામાં અટવાય છે. ભગવત્પ્રાપ્તિમાં બાધક બને છે તેથી ઉપાસનાદિનો મોહ દૂર કર્યો.

શ્રીકૃષ્ણ :–ભગવાન શ્રીકૃષ્ણ પણ કેવલ પ્રપત્તિનુ જ પ્રતિપાદન કરે છે. અર્જુનજીને સર્વધર્મા-પરિત્યજ્ય આજ્ઞા દ્વારા શરણે જ આવવાનુ કહે છે.

અધ્યાય ૪૯ મો :–શ્રી રુક્મિણીજી ભગવાન શ્રીકૃષ્ણ પાસે વિપ્રર્ષિ સુદેવજીને મોકલે છે. બ્રાહ્મણ ગુરુ દ્વારા જ શરણાગતિ થાય. ૪૦ મા શ્લોકમા શ્રી રુક્મિણીજી નિવેદન કરે છે કે જો યજ્ઞ, દાન, તપ, કૂવા, વાવ વગેરે દ્વારા જો પરોક્ષ ભગવાનની જ આરાધના કરી હોય તો શ્રી ગદાગ્રજ ભગવાન પધારી મારો અંગીકાર કરો. તેથી આ નામ ભગવત્પ્રાપ્તિના જ તત્ત્વને કરનારી આ લીલાના અર્થને દર્શાવે છે.

(૭૧) ભક્તિમાર્ગે સર્વમાર્ગવૈલક્ષણ્યાનુભૂતિકૃત્ – ભક્તિમાર્ગે સર્વમાર્ગ–વૈલક્ષણ્ય–અનુભૂતિકૃત્–ભક્તિમાર્ગ સર્વ માર્ગ કરતાં કંઇ વિશિષ્ટ પ્રકારનો જ છે એવો અનુભવ કરાવનાર.

શ્રી મહાપ્રભુજી :–પૂર્વ નામમાં ઉપાસનાની વધુ પડતી આસક્તિ દૂર કરવાનું કહ્યુ. હવે આ નામમાં એવું દર્શાવવું છે કે 'ભક્તિમાર્ગ' પ્રત્યેક માર્ગ કરતાં વિલક્ષણ છે—કોઇ જુદા જ પ્રકારનો છે. મનમાં થાય કે બીજા માર્ગમાં અને આ માર્ગમાં શો તફાવત છે? તેનું સમાધાન કરે છે કે ઉપાસનાઓ વિભૂતિઓની થાય છે. તેમની ઉપાસનાનાં ફળો અલ્પ હોય

છે. ભગવત્સેવાનુ ફળ પરમ આનંદની પ્રાપ્તિ છે આચાર્યચરણે અનેક ગ્રન્થોના નિરૂપણથી ઘણું જ સ્પષ્ટતા કરી છે.

શ્રીકૃષ્ણ :–ભગવાન શ્રીકૃષ્ણે ભક્તિમાર્ગમાં એક દિવ્ય માર્ગદર્શન કર્યું છે. પ્રત્યેક કાર્ય ભગવદર્પણ બુદ્ધિથી જ કરવાં. પરિણામે પ્રત્યવાય–દોષ ન લાગે. કર્મના ફળની ઇચ્છા કરતાં જ બધા દોષો લાગે છે. તેમજ પોતાની ઇચ્છાપૂર્વક કરવામાં અપરાધ સંભવે છે. પરંતુ ભગવદાજ્ઞાથી જ સર્વ કાર્ય થતા કોઈ જ દોષ નથી. આ ભક્તિમાર્ગમા ભક્ત પાસે ભગવાન ઘણીવાર દીન તેમજ આધીનવત્ બને છે.

અધ્યાય ૫૦ મો :—આ અધ્યાયમાં ભગવાન રુક્મિણીજીને નિમંત્રણે કુંડનપુર પધારે છે. જતા શ્રીસુદેવજી ઋષિનો હાથ પોતાના કરકમલમા લઈ સંદેશો આપ્યો કે 'તથાહમપિ તચ્ચિત્તઃ' હું પણ રુક્મિણીમા જ ચિત્તવાળો હોઈ મને રાત્રીમાં નિદ્રા જ નથી આવતી. ભક્ત માટે ભગવાનની વિહ્વળતા એ જ ભક્તિમાર્ગની વિલક્ષણતા છે.

વળી જે વ્યક્તિ ભગવાનની બને છે તેને માટે સર્વસામાન્ય જન પણ પોતાના પુણ્યનુ સમર્પણ કરે છે. આ અધ્યાયના ૩૯ મા શ્લોકમા કુંડિનપુરની પ્રજા પોતાનાં સુમંગલ કર્મો રુક્મિણીજીને ભગવાન વરે એ માટે સમર્પે છે આવી વિલક્ષણતા અન્ય માર્ગમા નથી.

વળી ભગવાને વરવા જતા વચમાં આવતા વિરોધીઓને રોકવા રુક્મિણીજીએ ભગવાનને શ્રમ નથી પડવા દીધો, પરંતુ રુક્મિણીજીના દર્શનથી જ સર્વ મૂર્છિત થયા, એ છે સર્વમાર્ગ કરતાં આ પ્રપત્તિમાર્ગની વિલક્ષણતા કારણ કે જે દર્શનથી સર્વને મૂર્છા થાય છે તે દર્શન ભગવાનને આહ્લાદક બને છે ૨૪

**પૃથક્શરણમાર્ગોપદેષ્ટા શ્રીકૃષ્ણહાર્દવિત્ ।**
**પ્રતિક્ષણનિકુંજસ્થલીલારસસુપૂરિતઃ ॥ ૨૫ ॥**

કૃષ્ણપ્રિયા—આમાં ૭ નામો છેઃ–

(૭૨) પૃથક્–શરણમાર્ગ–ઉપદેષ્ટા—સ્વતંત્ર એવા શરણાગતિના માર્ગનો ઉપદેશ કરનાર.

શ્રી મહાપ્રભુજી :—આ નામ પૂર્વના નામના અનુસધાનમાં છે પૂર્વ

નામમા ભક્તિ માર્ગમાં કોઈ એક વિલક્ષણ માર્ગ છે અને તેનું જ નિરૂપણ શ્રીમદ્ વલ્લભે કર્યું છે, એવું કહ્યું ત્યારે વિચાર આવ્યો કે એ વિલક્ષણ માર્ગ કેવો હશે ?

તેના સમાધાનમાં કહ્યું કે 'પૃથક્ શરણમાર્ગ' આ માર્ગનું નામ છે. આ નામમા જરા ધ્યાન રાખવાનું છે 'શરણાગતિ' તો બધા જ ભક્તિમાર્ગોમાં છે, પરંતુ આ નામમા જે શરણાગતિ છે તે સ્વરૂપનો અનુભવ અને સ્વરૂપનો આનંદ કરાવનારી છે. અન્ય શરણાગતિમાં આપત્તિ નિવારણ, સુખસંપાદન, સંરક્ષણ વગેરે ફળો હોય છે જ્યારે આ માર્ગમાં આપત્તિ-વિપત્તિઓ વગેરે સર્વ ભગવત્પ્રસાદી જ છે કેવલ ભગવત્સ્વરૂપ સેવાનો આનંદ મળે એ જ મહાન લાભ છે તેથી આ માર્ગને સ્વતંત્ર શરણાગતિ માર્ગ કહ્યો

શ્રીકૃષ્ણ :—ભગવાન શ્રીકૃષ્ણે ગીતાજી અને ભાગવતમાં આ માર્ગનો સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે 'તસ્માત્ મચ્છરણં' આ ઉલ્લેખ શ્રી ગિરિરાજધારણ સમયે દશમ સ્કંધના ૨૨ મા અધ્યાયમા ૧૬ મા શ્લોકમાં કર્યો ગીતાજીમાં તો સર્વધર્માન્ શ્લોક પ્રસિદ્ધ છે જ

અધ્યાય ૫૧ મો :—આ ૭૨ મા નામમાં સ્વતંત્ર એવા શરણાગતિ માર્ગનો ઉલ્લેખ કર્યો ગોવર્ધનધરણ લીલામાં અખિલ વ્રજની રક્ષા માટે શ્રમ કર્યો તેમજ શ્રી રુક્મિણી માટે શ્રમ કર્યો આ શ્રમ એ જ અનુગ્રહ ગોવર્ધન લીલામાં ઇન્દ્રના ગર્વનો ચૂરો કર્યો, આ અવસરે ગર્વિષ્ઠ સર્વ રાજાઓ અને રુકમીનુ અભિમાન હર્યું ઉપરાંત નિગ્રહપાત્ર રુકમી ઉપર પણ અનુગ્રહ કર્યો કારણ કે રુક્મિણીજીએ શરણાગતિ સ્વીકારી તો તેના 'બંધુ' તરીકે કૃપાસિંધુએ રુક્મિણીની વિનંતિથી રુકમીની રક્ષા કરી બાકી નિયમ તો રુકમીએ પ્રભુની દયા માગવી જોઈએ આ ઉપરથી આ નામ આ લીલા સાથે સંગત થાય છે

## (૭૩) શ્રીકૃષ્ણહાર્દવિત્—શ્રીકૃષ્ણચન્દ્રના હૃદયને જાણનારા.

શ્રી મહાપ્રભુજી :—બીજા નામમા આચાર્યશ્રીને શ્રીકૃષ્ણના મુખારવિંદ-સ્વરૂપે કહ્યા હવે તેની જ પુષ્ટિ કરનારા આ ૭૩ મા નામમાં હૃદયની ઇચ્છાને જાણનાર તરીકે કહ્યા છે જે ભગવાનના મનની વાત ન જાણે તે અન્યને કેવલ મુખસ્વરૂપે કેમ કહી શકે ? ગીતાજીમાં કહ્યું કે અહં ત્વા

સર્વપાપેભ્યો મોક્ષયિષ્યામિ ' અર્જુન, સર્વ પાપોમાથી તને હું મુક્ત કરીશ. પાપ નાશ કરનારાં તપ વ્રત દાન વગેરે મર્યાદાનાં સાધનો છે. ભગવાનસ્વયં મર્યાદાના સાધનસ્વરૂપ થયા. એ પુષ્ટિનું ફલ આપ્યું. અર્જુનને પાપની ચિંતા હતી તે મર્યાદાની પ્રકૃતિ હતી. અને શરણાગતિ કરતા હતા તેથી પુષ્ટિની પ્રકૃતિ હતી. તેથી બન્ને ફલ આપ્યાં. અર્જુનનું વરણમર્યાદા પુષ્ટિમાં છે. ગોપીજનોને પોતાના સ્વરૂપનો સાક્ષાત્ લાભ આપ્યો કારણ કે તેમનું વરણ કેવલ પુષ્ટિમાં છે.

શ્રીકૃષ્ણ :—ભગવાન શ્રીકૃષ્ણ ભક્તોના હૃદયને જોનારા છે. રૂપ, ધન, જ્ઞાન વગેરે નથી જોતા. તેથી શ્રીકૃષ્ણશ્ચાસૌ હાર્દવિદ્ એવો અર્થ છે. ભક્તોને પોતાના તરફ વાળનારા છે તેમજ ભક્તોના પ્રેમ પૂર્ણ હૃદયને જ કેવલ જોનારા છે. તેથી આ નામ ભગવાનને સંગત થાય છે.

અધ્યાય ૫૨ મો—આ અધ્યાયમાં પ્રદ્યુમ્ન લીલા છે. તેમને શંબરાસુર સાગરમાં ફેંકી દે છે અને મત્સ્યના ઉદર દ્વારા તેઓ શંબરાસુરને ત્યાં આવે છે. ત્યારે ભગવાનના હૃદયને જાણનાર નારદજી રતિને પરિચય આપતા કહે છે, આ કામદેવ પ્રદ્યુમ્ન સ્વરૂપે આવ્યા છે તેથી આ લીલા શ્રીકૃષ્ણહાર્દવિત્ કહેવાય. વળી પુત્ર પિતાનું હૃદય છે તેને રતિ ઓળખે છે તેથી પણ શ્રી કૃષ્ણહાર્દવિત્ રતિ બની. તદુપરાંત ભગવાનના અંતઃપુરમાં દમ્પતી આવ્યા ત્યારે કોઈ ન જાણી શક્યા કે આ રુક્મિણી-કૃષ્ણનું હૃદય શ્રી પ્રદ્યુમ્ન છે. ત્યારે સર્વને નારદજી આવીને જણાવે છે તેથી પણ આ શ્રીકૃષ્ણહાર્દવિત્ લીલા થઈ.

(૭૪) પ્રતિક્ષણનિકુંજસ્થલીલારસસુપૂરિતઃ—નિકુંજમાં રહેલા ભગવાનની લીલાના રસથી પ્રત્યેક ક્ષણે ભરપૂર આચાર્યવર્ય.

શ્રી મહાપ્રભુજી :—શ્રી મહાપ્રભુજી જીવોનો અંગીકાર કરાવવા માટે ભૂતલપરિક્રમણ,-માર્ગીય સાહિત્ય લેખન, ભગવત્સેવન અને શ્રી સુબોધિની આદિ પ્રવચન, જીવોદ્ધરણ, વગેરે કાર્યમાં ક્ષણેક્ષણ પરોવાયેલ છતાં પ્રત્યેક ક્ષણે નિકુંજ લીલાના રસમાં આનંદથી તરબોળ જ રહેતા. વ્રજલીલા કરતા નિકુંજલીલાનો અનુભવ તો સર્વથા દુર્લભ જ છે. તે આચાર્યશ્રીને સહજ સિદ્ધ છે. તેમના અનુગ્રહ પામનારને પણ તેટલો જ સુલભ છે.

શ્રીકૃષ્ણ :—ભગવાન શ્રીકૃષ્ણ તો સર્વથા નિકુંજ રસ લીલાથી તરબોળ જ હોય કારણ કે તેઓશ્રી તે જ સ્વરૂપે છે.

અધ્યાય ૫૩ મો :—આ અધ્યાયમાં ભગવાન સ્યમંતકની શોધ માટે શ્રી જામ્બવાનજીની ગુફામાં જાય છે. ત્યા શ્રી જામ્બવાન નિકુંજ-ગુફામાં શ્રી રામચંદ્ર લીલારસનુ અનુસંધાન દ્વારા પાન કરતા શ્રી રામ રસમાં તરબોળ રહે છે. ભગવાન ત્યાં પધાર્યા બાદ ભગવાન સાથે ૨૭ રાત્રીદિવસ યુદ્ધ કર્યું. બાદ ભગવાનને જાણ્યા અને ભગવદ્રસથી છલકાયા. તેથી જ શ્રી જામ્બવતીજીનાં પ્રભુને દાન કર્યાં. તેથી આ અધ્યાયની લીલા "પ્રતિક્ષણ નિકુંજસ્થ'-નામના તાત્પર્યની વાચક બને છે. ૨૫

## તત્કથાક્ષિપ્તચિત્તસ્તદ્વિસ્મૃતાન્યો વ્રજપ્રિયઃ ।
## પ્રિયવ્રજસ્થિતિઃ પુષ્ટિલીલાકર્તા રહઃપ્રિયઃ ॥ ૨૬ ॥

કૃષ્ણપ્રિયા—આમાં ૭ નામ છેઃ-

(૭૫) તત્કથાક્ષિપ્તચિત્તઃ—ભગવત્કથાથી ભક્તોના ચિત્તને નિત્ય ભગવાનમાં વાળનારા.

શ્રી મહાપ્રભુજી :—પૂર્વ નામમા આચાર્યશ્રીને નિકુંજ રસમાં નિમગ્ન કહ્યા. પરંતુ નિકુંજલીલામાં સંયોગ વિપ્રયોગ બન્ને હોય છે. તેથી જ્યારે સંયોગ હોય ત્યારે તો લીલારસથી તરબોળ હોય જ, પરંતુ જ્યારે વિપ્રયોગ થતો ત્યારે ભગવાનની નિકુંજલીલાના સ્મરણ ગાનથી ચિત્તને તન્મય રાખતા.

વળી પોતે જ ભગવલ્લીલાઓનો આનંદ લૂંટતા એવું નથી પરંતુ નિજ ભક્તજનોના પણ ચિત્તને ભગવાનમાં પરોવતા હતા.

શ્રીકૃષ્ણ :—ભગવાન શ્રીકૃષ્ણની જે કોઈ કથા કરે, કીર્તન કરે તો ત્યાં ભગવાનનું ચિત્ત ખેંચાઈ જાય છે અને ભગવાન સ્વયં પધારે છે. ભાગવતના માહાત્મ્યમાં નારદજીના કથાપ્રસંગે દોડી આવ્યા. અને નારદજીએ વચન માગ્યું કે નિત્ય આપની કથા થતી હોય ત્યાં પધારવું અને તે ભગવાને કબૂલ્યું. વળી અવતાર દશામાં ભગવાને જ ભક્તોના ચિત્તને સ્વચ્છ રાખવા સર્વ ચરિત્રો કર્યાં જેથી વ્યાસાદિ મુનિઓ તે કથાનું વર્ણન કરી ભક્તોનાં મનને ભગવાનમાં વાળે છે અને ભગવાનનું ભગવાન તરફ દોરે છે.

અધ્યાય ૫૪ મો :—આ અધ્યાયમાં, ભગવાને પાંડવોની લાક્ષાગૃહદાહ કથા સાંભળતાં દ્વારકામાંથી તેમનું ચિત્ત એકાએક ખેંચાઈ આવ્યું અને

તેઓ હસ્તિનાપુરમાં પધાર્યા.

વળી સત્યભામાજી દ્વારા સત્રાજિતના વધકથાના સમાચાર જાણી શીઘ્ર ચિત્ત શતધન્વાદિ તરફ દોડી ગયું, તેથી આ નામ આ લીલાનું વાચક થાય છે.

(૭૬) તદ્વિસ્મૃતાન્યઃ—ભગવત્કથાના તાદાત્મ્યથી અન્ય સર્વ વસ્તુને વીસરનારા.

શ્રી મહાપ્રભુજી :—શ્રી મહાપ્રભુજી ભગવલ્લીલા રસની તન્મયતાથી ભૌતિક સર્વ વ્યવહારને વીસરતા તેમજ સર્વસ્વ વીસરતા. આચાર્યશ્રી પણ આ અનુભવ સર્વને થાય તે માટે કથારસપાનનું સદાવ્રત માંડે છે. અને તે રસમાં આવતા તે સર્વ ભૂલી જતા. સ્વયં શ્રી હરિરાયજી મહાપ્રભુજી ભગવદ્વાર્તામાં આવતા અને વૈષ્ણવોની સાથે ભૂમિ પર બિરાજી જતા અને પોતાની તન–મન સઘળી સુધ વીસરી જતા.

શ્રીકૃષ્ણ :—ભગવાન શ્રીકૃષ્ણ ભક્ત વિના સર્વને વીસરી જતા.

અધ્યાય ૫૫ મો :—આ અધ્યાયમાં શ્રીકાલિન્દીજી ભગવાનની ગુણગાથા સાંભળી સર્વ સ્વજનને વીસરી તનતાપ ભાન ભૂલી કેવલ કૃષ્ણમય બિરાજ્યાં છે. અર્જુન દ્વારા તેમનો અંગીકાર થાય છે.

(૭૭) વ્રજપ્રિયઃ—વ્રજ જેમને પ્રિય છે.

શ્રી મહાપ્રભુજી :—આચાર્યશ્રીને વ્રજમા નિવાસ રુચતો. ભગવાનની એ લીલાસ્થલી છે. જે નિકુંજ લીલાના અનુસંધાનથી અને હરિકથાની તન્મયતાથી સર્વસ્વ ભુલાય છે, તે લીલાઓના વિધાતા ભગવાન તો વ્રજમાં બિરાજતા તેથી તેઓશ્રીને વ્રજ અતિશય પ્રિય હતું.

શ્રીકૃષ્ણ :—ભગવાન શ્રીકૃષ્ણને વ્રજ પુષ્કળ પ્રિય છે તેથી જ પોતાનું લીલાધામ વ્રજને બનાવ્યું છે.

અધ્યાય ૫૬ મો :—આ અધ્યાયમાં ભગવાન ભૌમાસુરના પ્રાગ્જ્યોતિષ નગર તરફ અને સ્વર્ગ તરફ પ્રયાણ કરે છે 'વ્રજ' ધાતુનો અર્થ જવું થાય છે, અદિતિની સ્તુતિ તેમજ ઈન્દ્રની પ્રાર્થનાને માન આપી ભગવાન તેમનાં છત્રકુંડલ અપાવા માટે જાય છે. વળી ભગવાન તરફ ૧૬૦૦૦ કન્યાઓનું પણ 'વ્રજન' શરણાગતિ સિદ્ધ થાય છે. તેથી આ અધ્યાયની લીલા વ્રજ-

પ્રિય બને છે.

(૭૮) પ્રિયવ્રજસ્થિતિઃ—પ્રિય એવા વ્રજમાં બિરાજતા.

શ્રી મહાપ્રભુજી :—જ્યાં વિશેષ પ્રીતિ ત્યાં વાસ કરવો રૂચે છે. આચાર્યવર્યને વ્રજમાં વસવુ ભગવલ્લીલા સ્થળોમાં વિચરવું, પ્રતિદિન લીલાઓનો અનુભવ થવો એ સર્વ પ્રિય હતું જેથી શક્ય એટલું વ્રજમાં જ વસતા હતા.

શ્રીકૃષ્ણ :—ભગવાન શ્રીકૃષ્ણચન્દ્ર સદાય નિત્ય વ્રજમાં જ બિરાજે છે. આજે પણ જેઓ અનન્ય ભક્તો છે તેમને પ્રભુ ત્યાં પ્રાપ્ત થાય છે.

અધ્યાય ૫૭ મો :—આ અધ્યાયમાં ભગવાનની રુક્મિણી પરિહાસોક્તિ લીલા છે. ભગવાનને વ્રજ યાદ આવે છે વ્રજવનિતાઓનું દૈન્ય અને સ્મરણ થઈ આવે છે અને વ્રજમાં જવાની અભિરુચિ થાય છે. રુક્મિણીનો જરા ગર્વ તેમાં નિમિત્ત બને છે. ભગવાન તેથી જ રુક્મિણીજીને કહે છે કે દેવી! આપે ભૂલ કરી છે. મને ત્યજીને તે સુધારો વગેરે વાક્યો કહે છે. આખરે વ્રજ અત્યંત પ્રિય છે એવા વ્રજપ્રિય વ્રજરાજ શ્રીકૃષ્ણમા શ્રીરુક્મિણીજી પોતાની સ્થિતિ નક્કી કરવા માટે દૈન્યભર્યા ૧૫ શ્લોક બોલે છે.

(૭૯) પુષ્ટિલીલાકર્તા—અનુગ્રહ લીલાના કરનારા.

શ્રી મહાપ્રભુજી :—ભગવાન ભક્તો ઉપર કૃપાલીલા કરે છે. તે જ પ્રકારે આચાર્યશ્રી સર્વ જીવોને ભગવાનમાં પ્રીતિ ઉત્પન્ન કરે છે. ભગવાનના સન્મુખ કરે છે. તેમનાં જ્ઞાન, દાન વગેરે સાધનો સામે જોતા નથી, પરંતુ પોતાના હૃદયમાં રહેલી પ્રીતિથી જ તેઓ જીવમાત્ર ઉપર કૃપા કરે છે.

શ્રીકૃષ્ણ :—ભગવાન શ્રીકૃષ્ણ નિઃસાધન જનોનું સાધન બનવા જ ભૂતલ ઉપર પધાર્યા છે.

અધ્યાય ૫૮ મો :—આ અધ્યાયમાં ભગવાન પોતાના વંશની પુષ્ટિ કરે છે. પ્રત્યેક પત્નીમાં દશ પુત્રો અને કન્યાનો જન્મ આપી નિજવંશની પરિપુષ્ટિ કરે છે. ઉપરાંત અનિરુદ્ધનો વિવાહ, પ્રદ્યુમ્નવિવાહ અને ચારુમતીવિવાહ એ પુષ્ટિલીલા છે.

(૮૦) રહઃપ્રિયઃ—એકાન્તપ્રિય.

શ્રીમહાપ્રભુજી :—એક વાત ચોક્કસ છે કે કર્મવ્યરત પુરુષ પણ જો જન-

સમૂહમાં રહે તો તેનાં કર્તવ્યપાલનમાં અનેક વિક્ષેપો આવવાના. કારણ કે જનસમુદાયનો અનાદર કેમ કરાય ? એથી એવા પુરુષોને એકાન્ત નિવાસ જ ગમતો. વળી જેઓ માનસિક રીતે પ્રભુના તાદાત્મ્યમાં હોય છે તેમને એકાન્ત જ ગમે છે. લેખક, ચિંતક, ભગવત્સેવક વગેરે એકાન્તને જ વરે છે. આચાર્યવર્ય તેથી જ એકાન્તમાં વસતા.

શ્રીકૃષ્ણ :–ભગવાન શ્રીકૃષ્ણ વ્રજના એકાન્ત નિકુંજોમાં નિવાસ કરતા.

અધ્યાય ૫૯ મો :–આ અધ્યાયમાં અનિરુદ્ધને શોણિતપુરમાં લાવી ચિત્રલેખા ઉષાને સમર્પે છે. શ્રી અનિરુદ્ધ અને ઉષા બાણાસુરથી અજાણમાં ગુપ્તવાસ કરી એકબીજાનું પરસ્પર પ્રિય કરે છે તેથી આ રહઃપ્રિય લીલા બને છે.

## ભક્તેચ્છાપૂરકઃ સર્વાજ્ઞાતલીલોઽતિમોહનઃ ।
## સર્વાસક્તો ભક્તમાત્રાસક્તઃ પતિતપાવનઃ ॥ ૨૭ ॥

કૃષ્ણપ્રિયા—આ શ્લોકમાં પણ છ નામ છે.

(૮૧) ભક્તેચ્છાપૂરકઃ–ભક્ત–ઇચ્છા–પૂરકઃ—ભક્તોની ઇચ્છા તથા આર્તિને પૂર્ણ કરનારા.

શ્રી મહાપ્રભુજી :–જેઓને એકાન્તમાં રુચિ હોય છે તેઓમાં ઘણીવાર રોષ પણ હોય છે. પોતાના સહવાસમાં આવતાં સર્વને રોકે છે. છતાં જો સહવાસમાં આવવા કોઈ પ્રયત્ન કરે તો તેના ઉપર રોષ કરે છે. આચાર્યવર્ય તેમ કરતા નહીં. પરંતુ જેમની લીલામાં તન્મયતા નિહાળતા, જેમની ભગવદ્દર્શન વગેરેની આર્તિ જોતા તેમને સમીપમા આવવા દેતા તેમજ તેમની ઇચ્છાની પૂર્તિ પણ કરતા.

શ્રીકૃષ્ણ—ભગવાન શ્રીકૃષ્ણ તો ભક્તજનોનું કલ્પતરુ જ છે.

અધ્યાય ૬૦ મો:—આ અધ્યાયમાં બાણાસુર અનિરુદ્ધ વચ્ચે યુદ્ધ થાય છે. તેમાં બન્ને પક્ષ તરફથી ભગવાન શ્રીકૃષ્ણ અને ભગવાન શંકર સંગ્રામ ખેલે છે. બાણાસુરના બધા હસ્ત છેદાયા બાદ ભગવાન શંકરનો બાણાસુર ભક્ત હોવાથી તેમજ બલિરાજાનો પુત્ર હોવાથી તેના ચાર હાથ અમર રાખી તેની કામના પૂરે છે. તેથી આ નામના રહસ્યને કહેનારી આ અધ્યાયની લીલા છે.

તેથી આજે પણ જો પુષ્ટિ ભક્તિમાં પ્રીતિ જેના હૃદયમાં વસી હોય છે તેના ઉપર આજ પણ મહાપ્રભુજી આસક્તિ રાખી દર્શન આપે છે અને ભક્તનો ભગવત્સેવામાં અંગીકાર કરાવે છે.

શ્રીકૃષ્ણ :—ભગવાન સર્વમાં આસક્તિ વિનાના હતા છતાં ભક્તજનમાં આસક્તિ રાખતા હતા.

અધ્યાય ૬૪ :—આ અધ્યાયમાં દ્વિવિદ નામના વાનરનો વધ કર્યો છે. રામાવતારમાં રઘુનાથજીના સખા સુગ્રીવજીનો તે મંત્રી હોવા છતા તેની દ્વિધાબુદ્ધિ હતી તેથી ભક્ત ન હતો. વળી તે સમુદ્રકિનારાના અનુભક્ત ઋષિઓના આશ્રમોને સાગરનાં પાણી રોકી ડુબાડતો, કુલભક્ત સ્ત્રીઓને દૂષિત કરતો, આ સર્વ જોઈ ભક્તમાં પ્રીતિવાળા બલભદ્રજીએ તેનો ભક્તક્લેશનિવારણ માટે વધ કર્યો. તેથી આ ૮૫ મા નામના તાત્પર્યની વાચક આ અધ્યાયની લીલા છે.

(૮૬) પતિતપાવનઃ—પતિતને પણ પવિત્ર કરતા.

શ્રી મહાપ્રભુજી :—આચાર્યશ્રીમાં એક લોકાતિગામિની કરુણા હતી. તેમની નજર સામે જો કોઈ પતિત આવ્યો તો તેનો ઉદ્ધાર કર્યા વિના રહેતા જ નહીં. સર્વ શાસ્ત્રો અને સર્વ તીર્થો જેની શુદ્ધિ કરવા ના પાડતા તેને ક્ષણ વારમાં પાવન બનાવતા.

શ્રીકૃષ્ણ :—ભગવાન શ્રીકૃષ્ણ પતિતનો ઉદ્ધાર કરવા જ અવતર્યા છે.

અધ્યાય ૬૫ મો :—આ અધ્યાયમાં સ્વયંવરમાં લક્ષ્મણાનું હરણ કરતા સાંબની સાથે અન્યાયથી યુદ્ધ કરી અનેક મહારથીઓએ તેને કારાગૃહમાં પૂરવાનું પતિત કામ કર્યું છતાં તેવાઓને પણ પાવન કરવા બલભદ્રજી આવ્યા. સાંબને છોડવા કહેણ મોકલ્યું પરંતુ ઉદ્ધત ઉત્તર મળ્યો, ત્યારે હલ દ્વારા હસ્તિનાપુરને ખેંચી ગંગામાં પધરાવાનો પ્રારંભ કર્યો આખરે સર્વ શરણે આવ્યા ત્યારે તેમને પાવન કર્યા ૨૮

**સ્વયશોગાનસંહૃષ્ટહૃદયામ્ભોજવિષ્ટરઃ ।**
**યશઃપીયૂષલહરીપ્લાવિતાન્યરસઃ પરઃ ॥ ૨૮ ॥**

(૮૭) સ્વયશોગાનસંહૃષ્ટહૃદયામ્ભોજવિષ્ટરઃ—પોતાના યશનું ગાન કરી પ્રસન્ન થયેલા ભક્તના હૃદયકમલને આસન બનાવી તે પર બિરાજનારા.

શ્રી મહાપ્રભુજી :—આચાર્યશ્રી જ્યારે ભક્તોનાં હૃદયને પાપથી મુક્ત કરે છે. ત્યારે ભક્તો ગુરુજનોનાં પુષ્કળ યશોગાન કરે છે. યશ ગાતાં ગાતાં હૃદયકમલ પ્રફુલ્લ બને છે. તે ભક્તનાં હૃદયકમલને આચાર્યવર્ય પોતાનું આસન સમજી ત્યાં બિરાજે છે. આ નામથી એમ સૂચવ્યું કે શ્રી મહાપ્રભુજી પરમ દયાળુ છે. તેમનાં યશોગાન કરતાં જ હૃદયમાં પધારશે.

શ્રીકૃષ્ણ :—ભગવાન શ્રીકૃષ્ણ પોતાનું નામકીર્તન અને ગુણસંકીર્તન કરનારના હૃદયને કદી ત્યજતા નથી. વિસૃજતિ હૃદયં. અગીઆરમા સ્કંધમાં કહ્યું કે પ્રણયરશનાથી પ્રભુચરણને હૃદયમાં સ્થાપનારના હૃદયને કદી પ્રભુ ત્યજતા નથી.

અધ્યાય ૬૬ મો :— આ અધ્યાયમાં સોળ હજાર પત્નીઓ સાથે પ્રભુનો ગૃહસ્થાશ્રમ કેવો સુમંગલ ચાલે છે તે જોવા નારદજી આવે છે. ત્યારે કુતૂહલ છે. પ્રભુ તેમના પાદકમલ પખાળે છે. નારદજીના હૃદયમાં ભક્તિ પ્રકટે છે અને ભગવાનનું યશોગાન કરતાં ૧૮ મા શ્લોકમાં ' સંસારકૂપપતિતોત્તરણાવલમ્બં ' પદથી પ્રભુના પાદસરોજને પોતાના હૃદયસરોજમાં બિરાજવા પ્રાર્થના કરે છે. બાદ ભગવાનના ગૃહસ્થાશ્રમનું દર્શન કરી પરમ પ્રેમ પ્રાપ્ત કરી હૃદયને પ્રભુનું આસન બનાવી વિદાય લે છે. આ નામ આ લીલાનું તાત્પર્ય બતાવે છે.

(૮૮) યશઃપીયૂષલહરીપ્લાવિત–અન્યરસઃ—યશોગાનરૂપ અમૃતની લહરીઓ દ્વારા અન્ય રસોને ડુબાડી દેતા.

શ્રી મહાપ્રભુજી :—સામાન્ય રીતે મનુષ્યને લોકરસમાં અભિરુચિ હોય છે જ. પરંતુ તેને જો હરિરસ પીવા મળે તો તે રસવૃત્તિ શીઘ્ર ચાલી જાય છે. આચાર્યશ્રીના ઔદાર્ય અને કારુણ્યપૂર્ણ યશઃપીયૂષમાં ભક્તોનાં હૃદય તરબોળ બની જાય છે, જેથી અન્ય વિષયના રસો સ્વયં નિવૃત્ત થાય છે અને આ એક જ યશઃપીયૂષની લહરીમાં ભક્તો ડૂબેલા જ રહે છે. જેથી ભગવદ્ભાવ દૃઢ બન્યો રહે છે.

શ્રીકૃષ્ણ :—ભગવાન શ્રીકૃષ્ણનું નામામૃત અને કથામૃત પીધા પછી

(૮૨) સર્વજ્ઞાતલીલઃ–સર્વ–અજ્ઞાત–લીલઃ— જેમની લીલાઓ સર્વથી સમજી ન શકાય તેવા.

શ્રી મહાપ્રભુજી :–આચાર્યશ્રી સર્વને માટે સુલભ હતા. તેઓ ઘણુ હોઈ ભક્તોની જે કોઈ ભગવત્કામનાઓ જોતા તે પૂર્ણ કરતા જ. તો પણ પ્રત્યેક વ્યક્તિ તેમની લીલાઓને સમજી શકતી નથી. જે જે પ્રકારનો ભગવલ્લીલાઓનો તેઓને અનુભવ થતો તે સર્વ લીલાઓ સર્વને જણાવી દેતા એવું તો ન જ હતું. અધિકારી દેખે તો જ બતાવતા અન્યથા હૃદયમાં જ રાખતા.

શ્રીકૃષ્ણ :—ભગવાન શ્રીકૃષ્ણની લીલાઓ તો સર્વ જ્ઞાની વિચક્ષણોને પણ ન સમજાય તેવી છે જ. કેવલ કૃપાપાત્ર બને તેને તે સમજાતી. ૭ દિવસની વયમાં પૂતનાને મારવી, ત્રણ માસની વયમાં ચરણારવિંદના કોમલામ ભાગથી શકટાસુરને મારવો એ લીલાઓનું રહસ્ય સર્વને અજ્ઞાન જ છે.

અધ્યાય ૬૧ મો :–આ અધ્યાયમાં નૃગરાજાનો મોક્ષ કરે છે. રાજાને બંધન થવામાં દાન ન લેનાર બ્રાહ્મણની ગાય નિમિત્ત બને છે. રાજા પણ ગાયની બાબતમાં અજ્ઞાત છે. દાન લેનાર વિપ્ર પણ અજ્ઞાત છે તેમજ જેની ગાય છે તે બ્રાહ્મણ પણ અજ્ઞાત છે તેથી આ સર્વની અજ્ઞાન લીલાનો અધ્યાય છે

આ ચરિત્ર દ્વારા ભગવાનને પણ વિપ્રદેવદ્રવ્યનું મહત્ત્વ બતાવવું છે, તે પણ સર્વને અજ્ઞાત છે તેથી આ કથા અજ્ઞાત લીલાની છે.

(૮૩) અતિમોહનઃ—અત્યંત મનોહર.

શ્રી મહાપ્રભુજી :–આચાર્યશ્રીની આકૃતિ અત્યંત મનોહર હતી. જેઓને એક વાર દર્શન થતું તેમના હૃદયમાં તે દિવ્ય તેજોમય મંગલ-વિગ્રહ હૃદયમાં જ વસી જતું. વળી ભક્તોને ભગવલ્લીલાઓનુ વર્ણન કરી સંભળાવતા કે તેઓને ભગવદ્રમનો આવિર્ભાવ થતો અને તેમના લીલા અનુભવ સંબંધના મનોરથો પૂર્ણ થતા તેથી આચાર્યશ્રીને અતિમોહન કહ્યા.

શ્રીકૃષ્ણ :–ભગવાન શ્રીકૃષ્ણ સમાન સૌન્દર્ય કૃપા નિધાન કોઈ જ નથી તેથી તેઓ અતિમોહન છે જ.

અધ્યાય ૬૨ મો :–આ અધ્યાયમાં બલભદ્રજી પોતાના ચરિત્રથી અતિ

મોહન બને છે. ગોપીજનોને ગાનથી મુગ્ધ કરે છે, ભગવાનના સંદેશાથી વ્રજવનિતાઓને અતિશય મુગ્ધ કરે છે યમુનાજીને વશ કરીને મુગ્ધ કરે છે.

(૮૪) સર્વાસકતઃ—સર્વ—અસકતઃ—સર્વમાં આસકિત વિનાના.

શ્રી મહાપ્રભુજી :—આચાર્ય અને મહાપુરુષો કૃપા સર્વમાં રાખે છે પરંતુ તેઓની આસક્તિ ગણ્યાગાંઠયામાં જ હોય છે તેઓની એ આસક્તિ લૌકિકાસક્તિ જેવી નથી હોતી. પરંતુ તે તેમની કૃપાભરી પ્રીતિ હોય છે આચાર્યવર્ય પણ તેવા જ વિવેકી અને દયાળુ હતા, જેઓની હરિસેવામાં પ્રીતિ નિહાળતા તેમને તે રસમાં તરબોળ કરતા. જેઓને તે અધિકાર ન હતો તેમના ઉપર દયા કરતા, દુઃખ હરતા પરંતુ લીલામાં તેમનો નિરોધ ન કરતા.

શ્રીકૃષ્ણ :—ભગવાન શ્રીકૃષ્ણ દયાળુ હતા. પરંતુ આસકિત સર્વમાં રાખતા ન હતા

અધ્યાય ૬૬ :—આ અધ્યાયમાં પૌંડ્રક, કાશીરાજનો વધ તેમજ સુદર્શન ચક્ર દ્વારા કાશીદાહનો પ્રસંગ આવે છે કાશીપતિનો નાશ થતા સુદક્ષિણ પિતાના વૈરનો બદલો લેવા કાશીશ્વરની આરાધના કરે છે કાશીનાથ પ્રભુ તેને દક્ષિણાગ્નિ હોમનો નિર્દેશ કરે છે છતાં ભગવાન શંકરને સુદક્ષિણમાં આસક્તિ નથી તેથી કહે છે કે 'સાધયિષ્યતિ સંકલ્પમબ્રહ્મણ્યે પ્રયોજિતઃ' બ્રાહ્મણભકત નહીં હોય તે વ્યકિતમાં આ સંકલ્પ સફળ થશે. જો કાશીપતિ, સુદક્ષિણ વગેરેમાં શંકર પ્રભુને આસક્તિ હોત તો બાણાસુરની માફક તેને પણ મદદ કરવા યુદ્ધમાં આવ્યા હોત તેથી આ લીલા સર્વાસકત નામની વાચક બને છે. વળી પોતાની કાશીનગરી બળે છે તેમાં પણ આસક્તિ નથી તેથી બળવા દે છે. કારણ કે કાશીમાં ભગવાનના નિંદકો ભેગા થયા હતા તેથી પોતાના નગર વિષે પણ પ્રેમ ન કર્યો

(૮૫) ભકતમાત્રાસકતઃ—ભકતમાત્ર—આસકતઃ—પુષ્ટિમાર્ગીય સર્વ ભકતોમાં આસકત.

શ્રી મહાપ્રભુજી :—આચાર્યશ્રી સર્વમાં આસક્તિ ન રાખતા તો પણ નિજજનમાં તેમની આસક્તિ હતી જ શ્રી દામોદરદાસજીને કહેતા કે 'દમલા, યહ માર્ગ તેરે લિયે પ્રકટ કિયો હૈ' આ ઉપરથી સ્પષ્ટ દેખાતું કે જો આપને એમ લાગતું કે આ અનરંગ ભકત છે તો તેના ઉપર પુષ્કળ પ્રીતિ કરતા.

તેથી આજે પણ જે પુષ્ટિ ભક્તિમાં પ્રીતિ જેના હૃદયમાં વસી હોય છે તેના ઉપર આજ પણ મહાપ્રભુજી આસક્તિ રાખી દર્શન આપે છે અને ભક્તનો ભગવત્સેવામાં અંગીકાર કરાવે છે.

શ્રીકૃષ્ણ :—ભગવાન સર્વમાં આસક્તિ વિનાના હતા છતાં ભક્તજનમાં આસક્તિ રાખતા હતા.

અધ્યાય ૬૪ :—આ અધ્યાયમાં દ્વિવિદ નામના વાનરનો વધ કર્યો છે. રામાવતારમાં રઘુનાથજીના સખા સુગ્રીવજીનો તે મંત્રી હોવા છતાં તેની દ્વિધાબુદ્ધિ હતી તેથી ભક્ત ન હતો. વળી તે સમુદ્રકિનારાના પ્રભુભક્ત ઋષિઓના આશ્રમોને સાગરનાં પાણી રોકી ડુબાડતો, કુલભક્ત સ્ત્રીઓને દૂષિત કરતો, આ સર્વ જોઈ ભક્તમાં પ્રીતિવાળા બલભદ્રજીએ તેનો ભક્તક્લેશનિવારણ માટે વધ કર્યો. તેથી આ ૮૫ મા નામના તાત્પર્યની વાચક આ અધ્યાયની લીલા છે.

(૮૬) પતિતપાવનઃ—પતિતને પણ પવિત્ર કરતા.

શ્રી મહાપ્રભુજી :—આચાર્યશ્રીમાં એક લોકાતિગામિની કરુણા હતી. તેમની નજર સામે જો કોઈ પતિત આવ્યો તો તેનો ઉદ્ધાર કર્યા વિના રહેતા જ નહીં. સર્વ શાસ્ત્રો અને સર્વ તીર્થો જેની શુદ્ધિ કરવા ના પાડતાં તેને ક્ષણવારમાં પાવન બનાવતા.

શ્રીકૃષ્ણ :—ભગવાન શ્રીકૃષ્ણ પતિતનો ઉદ્ધાર કરવા જ અવતર્યા છે.

અધ્યાય ૬૫ મો :—આ અધ્યાયમાં સ્વયંવરમાં લક્ષ્મણાનું હરણ કરતા સાંબની સાથે અન્યાયથી યુદ્ધ કરી અનેક મહારથીઓએ તેને કારાગૃહમાં પૂરવાનું પતિત કામ કર્યું છતાં તેવાઓને પણ પાવન કરવા બલભદ્રજી આવ્યા. સાંબને છોડવા કહેણ મોકલ્યું પરંતુ ઉદ્ધત ઉત્તર મળ્યો, ત્યારે હલ દ્વારા હસ્તિનાપુરને ખેંચી ગંગામાં પધરાવાનો પ્રારંભ કર્યો. આખરે સર્વ શરણે આવ્યા ત્યારે તેમને પાવન કર્યા. ૨૮

**સ્વયશોગાનસંહૃષ્ટહૃદયામ્ભોજવિષ્ટરઃ ।**
**યશઃપીયૂષલહરીપ્લાવિતાન્યરસઃ પરઃ ॥ ૨૮ ॥**

કૃષ્ણપ્રિયા—આમાં પણ ત્રણ નામ છેઃ—

(૮૭) સ્વયશોગાનસંહૃષ્ટહૃદયામ્ભોજવિષ્ટરઃ—પોતાના યશનું ગાન કરી પ્રસન્ન થયેલા ભકતના હૃદયકમલને આસન બનાવી તે પર બિરાજનારા.

શ્રી મહાપ્રભુજી :—આચાર્યશ્રી જ્યારે ભકતોનાં હૃદયને પાપથી મુકત કરે છે ત્યારે ભકતો ગુરુજનોનાં પુષ્કળ યશોગાન કરે છે યશ ગાતાં ગાતાં હૃદયકમલ પ્રફુલ્લ બને છે. તે ભકતનાં હૃદયકમલને આચાર્યવર્ય પોતાનું આસન સમજી ત્યાં બિરાજે છે. આ નામથી એમ સૂચવ્યું કે શ્રી મહાપ્રભુજી પરમ દયાળુ છે. તેમના યશોગાન કરતાં જ હૃદયમાં પધારશે

શ્રીકૃષ્ણ :—ભગવાન શ્રીકૃષ્ણ પોતાનુ નામકીર્તન અને ગુણસંકીર્તન કરનારના હૃદયને કદી ત્યજતા નથી. વિસૃજતિ હૃદયં. અગીઆરમા સ્કંધમાં કહ્યું કે પ્રણયરશનાથી પ્રભુચરણને હૃદયમાં સ્થાપનારના હૃદયને કદી પ્રભુ ત્યજતા નથી.

અધ્યાય ૬૬ મો :— આ અધ્યાયમાં સોળ હજાર પત્નીઓ સાથે પ્રભુનો ગૃહસ્થાશ્રમ કેવો સુમંગલ ચાલે છે તે જોવા નારદજી આવે છે ત્યારે કુતૂહલ છે પ્રભુ તેમના પાદકમલ પખાળે છે નારદજીના હૃદયમાં ભક્તિ પ્રકટે છે અને ભગવાનનુ યશોગાન કરતા ૧૮ મા શ્લોકમા ' સંસારકૂપપતિતોત્તરણાવલમ્બં ' પદથી પ્રભુના પાદસરોજને પોતાના હૃદયસરોજમા બિરાજવા પ્રાર્થના કરે છે બાદ ભગવાનના ગૃહસ્થાશ્રમનું દર્શન કરી પરમ પ્રેમ પ્રાપ્ત કરી હૃદયને પ્રભુનુ આસન બનાવી વિદાય લે છે આ નામ આ લીલાનુ તાત્પર્ય બતાવે છે

(૮૮) યશઃપીયૂષલહરીપ્લાવિત–અન્યરસઃ—યશોગાનરૂપ અમૃતની લહરીઓ દ્વારા અન્ય રસોને ડૂબાડી દેતા.

શ્રી મહાપ્રભુજી :—સામાન્ય રીતે મનુષ્યને લૌકરસમા અભિરુચિ હોય છે જ પરતુ તેને જો હરિરસ પીવા મળે તો તે રસવૃત્તિ શીઘ્ર ચાલી જાય છે આચાર્યશ્રીના ઔદાર્ય અને કારુણ્યપૂર્ણ યશ પીયૂષમા ભક્તોના હૃદય તરબોળ બની જાય છે, જેથી અન્ય વિષયના રસો સ્વય નિવૃત્ત થાય છે અને આ એક જ યશ પીયૂષની લહરીમા ભક્તો ડૂબેલા જ રહે છે. જેથી ભગવદ્ભાવ દૃઢ બન્યો રહે છે

શ્રીકૃષ્ણ :—ભગવાન શ્રીકૃષ્ણનું નામામૃત અને કથામૃત પીધા પછી

'નાન્યત્રસ્યાત્ ક્વાચિદ્રુચિઃ' અન્ય શ્રવણમાં રુચિ જ થતી નથી. સાકર ખાધા બાદ કેળું ગળ્યું લાગતું જ નથી પ્રભુનું કથામૃત એવું છે કે વિષયરસ અને બ્રહ્મરસ પણ ત્યાં લીન થઈ જાય છે.

અધ્યાય ૬૭ મો :—આ અધ્યાયમાં ભગવાન દ્વારિકાની રાજસભામાં બિરાજે છે. ત્યાં સૂત માગધ બંદી ઋષિવૃન્દ ભગવાનના યશોગાનપીયૂષમાં ડૂબી જઈને સર્વ વિષયો વીસરી જાય છે. ત્યાં જરાસંધના બંદીખાનામાં રહેલા રાજાઓનો પ્રતિનિધિ દ્વારકા આવે છે. અને ભગવાનની યશઃપીયૂષ લહરીઓના પાનમાં દુઃખોને ભૂલી ગયેલા બંધનમાં પડેલા રાજાઓની પ્રપત્તિનું નિવેદન કરે છે.

વળી નારદજી પણ યુધિષ્ઠિર રાજા તરફથી નિમંત્રણ લઈ આવે છે. ૪૪ મા શ્લોકમાં કહે છે 'યસ્યામલં દિવિ યશઃ' આપનો યશ ત્રણે લોકમાં પ્રસરેલ છે અને તેના મધુર પાનથી સર્વ લોક વિષયસુખ વીસરીને બેઠા છે. તેથી આ નામ આ લીલાના તાત્પર્યને બતાવે છે.

(૮૯) પરઃ—પરમ શ્રેષ્ઠ.

શ્રી મહાપ્રભુજી :—સંભવ છે કે કોઈનો યશ ભૂતલ ઉપર વધારે ગવાય છે ત્યારે તેને અભિમાન થાય છે પરંતુ તેમ આચાર્યવર્યનું નથી થતું; કારણ કે તેઓ પૂર્ણપુરુષોત્તમ છે. તેથી જ સર્વથી પર છે, વળી એક છે. તેઓના યશઃપીયૂષમાં આવું સામર્થ્ય કર્યાથી તેનું પણ સમાધાન આ નામ કરે છે કે તેઓશ્રી ગણિતાનંદથી પર પૂર્ણાનંદ છે.

શ્રીકૃષ્ણ :—ભગવાન શ્રીકૃષ્ણ તો અક્ષરબ્રહ્મથી પર અગણિતાનંદ છે જ.

અધ્યાય ૬૭ મો :—આ અધ્યાયમાં નારદજીના પાંડવો તરફના યજ્ઞ-નિમંત્રણ અને રાજાઓના શરણાગત રક્ષા નિમંત્રણમાંથી શરણાગત રક્ષા નિમંત્રણને માન આપવાની બાબતમાં મોટાભાઈ મત ધરાવે છે ત્યારે ભગવાન વાદવિવાદથી 'પર' રહે છે અને ઉદ્ધવજી દ્વારા નિર્ણય કરાવે છે.

વળી પાંડવોને ત્યાં પધારે છે. પૂર્ણપુરુષોત્તમ તરીકે સર્વથી પૂજ્ય છે. આ લીલા પર લીલા છે. ૨૮

**લીલામૃતરસાર્દ્રાર્દ્રીકૃતાખિલશરીરભૃત્ ।**
**ગોવર્ધનસ્થિત્યુત્સાહઃ તલ્લીલાપ્રેમપૂરિતઃ ॥ ૨૯ ॥**

કૃષ્ણપ્રિયા—આમાં પણ ત્રણ નામ છેઃ–

(૯૦) લીલામૃતરસાર્દ્રાર્દ્રીકૃતાખિલશરીરભૃત્-લીલા-અમૃતરસ-આર્દ્ર-આર્દ્રીકૃત–અખિલ–શરીરભૃત્—લીલાઓરૂપ અમૃત રસના પ્રવાહથી અખિલ શરીરધારીઓને આર્દ્ર કરી દેનારા.

શ્રી મહાપ્રભુજીઃ—આચાર્ય ચરણ પાસે એક અમૃતરસનો મહાસાગર છે. તેનું નામ છે ભગવાન શ્રીકૃષ્ણચંદ્રની અલૌકિક લીલાઓ. તે રસ અખૂટ છે. તે રસ દ્વારા ભક્તજનોને અંદર બહારથી ભીંજવી દે છે. ભક્તો પણ એવા આર્દ્ર બની જાય છે કે તેમના સંયોગમાં આવનાર અંદર બહારથી ભીંજાઈ જાય છે. ભીનાં વસ્ત્રને જેના ઉપર મૂકીએ તેને તે ભીંજવી દે તેમ ભક્તો જેને મળે તેને આર્દ્ર બનાવી દે છે. આ મહાદાન આચાર્યશ્રીની જ કૃપાનું ફળ છે.

શ્રીકૃષ્ણઃ—ભગવાન શ્રીકૃષ્ણે ગોકુલ મથુરા દ્વારિકા લીલાઓ દ્વારા ચતુર્દશ લોકનાં પ્રત્યેક સત્વોને સદાય આર્દ્ર બનાવી દીધાં છે. તેમના વેણુશ્રવણમાં વૃક્ષ પર્વતને પણ રોમાંચ થતાં તેમજ પશુપક્ષીઓ વગેરેને પણ વેણુરસથી આર્દ્ર બનાવી દેતા.

અધ્યાય ૬૯ મોઃ—આ અધ્યાયમાં રાજસૂય યજ્ઞનો પ્રસ્તાવ રજૂ થાય છે. ભગવાને અનુમોદન આપી દરેક ભાઈઓને દિગ્વિજય માટે મોકલ્યા. સ્વયં જરાસંધને ત્યાં ભીમસેન અને અર્જુનને લઈ પધાર્યા. ત્રણે ગુપ્ત વેશમાં આવ્યા અને ભગવાને પોતાની અલૌકિક વાણી અને લીલા દ્વારા જરાસંધને આર્દ્ર બનાવી દીધો. તેણે વચનબદ્ધ બની ભિક્ષામાં યુદ્ધ આપ્યું. જરાસંધનો ભીમસેન દ્વારા વધ કરાવી સમસ્ત બંદી રાજાઓને કૃપાજલથી આર્દ્ર બનાવી દીધા તેથી આ નામ આ લીલાનું વાચક બને છે.

(૯૧) ગોવર્દ્ધનસ્થિત્યુત્સાહઃ—શ્રીગોવર્દ્ધનમાં નિવાસ કરવાના ઉત્સાહવાળા.

શ્રી મહાપ્રભુજી :–શ્રી મહાપ્રભુજીએ શ્રીજીપ્રભુને શ્રી ગિરિરાજમાંથી પ્રકટ કર્યા. તેઓશ્રી શ્રી ગિરિરાજજી અને શ્રી ઠાકોરજીના એક સ્વરૂપનો પરિચયવાળા છે. અન્ય કોઈને તેનો મહિમા જાણીતો નથી. તેથી તેઓ ત્યાં વસવામાં રસ અને ઉત્સાહવાળા છે. શ્રી ગિરિરાજજીની સેવા તેમજ શ્રીમદ્

ભાગવતલીલા સંભાળવા માટે ત્યાં જ વસે છે. ઉભયને ઉભયનો વિયોગ અસહ્ય લાગે છે માટે જ શ્રી ગોવર્દ્ધનનિવાસમાં ઉત્સાહ ધરાવે છે.

શ્રીકૃષ્ણ :–ભગવાન શ્રીકૃષ્ણચન્દ્રજી પણ ગો-ચારણ નિમિત્તે વધુ ભાગે શ્રી ગિરિરાજજીમાં વસે છે. અને તેમના વિના શ્રી ગોવર્દ્ધન મહારાજને રુચતું નથી.

અધ્યાય ૭૦ મો:–આ અધ્યાયમાં જરાસંધના બંદીખાનામાંથી મુક્ત કરેલા રાજાઓને પોતાના રાજ્યમાં જવા માટે સૂચવે છે, ત્યારે સર્વ રાજાઓ શ્રી ગોવર્દ્ધનનાથ ભગવાનના શરણમાં જ સ્થિતિ માટે વિનવે છે. તેઓની પ્રપત્તિનો શ્લોક છે કે પ્રણત જનના ક્લેશનિવારણ કૃષ્ણને નમસ્કાર હો.

કૃષ્ણાય વાસુદેવાય હરયે પરમાત્મને ।
પ્રણતક્લેશનાશાય ગોવિન્દાય નમો નમઃ ॥

ભગવાને રાજાઓને ઉત્તર વાળ્યો કે મારામાં ચિત્ત રાખો અને શરીર નિજકર્તવ્યમાં પરોવો. ક્રિયામાત્ર મારી પ્રસન્નતા માટે કરો તેથી અંતમાં મારામાં જ તમારી સ્થિતિ થશે. આ અધ્યાય તેથી આ નામની લીલાનો બોધક બને છે.

## (૯૨) તલ્લીલાપ્રેમપૂરિતઃ—શ્રીગોવર્દ્ધનલીલાના પ્રેમથી ભરપૂર.

શ્રી મહાપ્રભુજી :–આચાર્યશ્રીને શ્રી ગોવર્દ્ધનલીલામા પુષ્કળ પ્રેમ છે ભગવાનની ભક્તવત્સલતા અને કરુણાપૂર્ણતાથી શ્રી ગોવર્દ્ધનલીલા ભરેલી છે. સાત દિવસ વામકરકમલના નખાગ્ર ભાગે શ્રીગિરિવરને ધારણ કરી પ્રત્યેકને ભૂખ–તરસ–નિદ્રા–શ્રમ–ક્લેશ વગેરેમાંથી મુક્ત કર્યા. એ જે ભગવાનની કરુણામય લીલા છે તેને આચાર્યવર કદી નથી વીસરી શકતા. તેથી જ શ્રીગિરિરાજમાં બિરાજવાનો ઉત્સાહ રહ્યા કરે છે શ્રી ગોવર્દ્ધનલીલાના સ્મરણથી આશ્રયભાવ દૃઢ થાય છે. આચાર્યવર્ય ભગવાનની શરણાગતવત્સલ લીલાના પ્રેમથી તરબોળ બનીને રહેલા છે.

શ્રીકૃષ્ણ :–ભગવાન શ્રીકૃષ્ણ તો ભક્તવાત્સલ્યરસથી ભરપૂર જ છે. કોઈપણ ભક્તને શરણે આવેલ જુએ કે ભાન ભૂલી જાય અને આનંદવિભોર બની જાય. જ્યારે તેના ક્લેશનું નિવારણ કરે ત્યારે જ તેમને તૃપ્તિ થાય

અધ્યાય ૭૧ મો :–આ અધ્યાયમાં રાજસૂય યજ્ઞનો પ્રસ્તાવ છે. શ્રી

અર્જુન અને ભીમસેને પૂર્વ અધ્યાયના અંતે શ્રીકૃષ્ણ ભગવાને જરાસંઘ ઉપર વિજય અપાવ્યો તેનું ભાવપૂર્વક વર્ણન કર્યું. ત્યારે ભગવાનની કૃપા ભરી ભક્તવત્સલલીલાના શ્રવણથી યુધિષ્ઠિરજી, ભીષ્મપિતામહ વગેરેનાં અને ઋષિમુનિઓનાં હૃદય પ્રભુચરણમાં પ્રેમથી છલકાઈ ગયાં. શ્રીકૃષ્ણચન્દ્ર પ્રભુની અગ્રપૂજાનો પ્રસ્તાવ શ્રી સહદેવજીએ મૂકયો તેને સર્વ સભાજનોએ વધાવી લીધો અને હરિચરણસેવા કીધી. તેથી આ અધ્યાય આ નામની લીલાનો બોધક બને છે. ૨૯

## યજ્ઞભોકતા યજ્ઞકર્તા ચતુર્વર્ગવિશારદઃ ।
## સત્યપ્રતિજ્ઞસ્ત્રિગુણાતીતો નયવિશારદઃ ॥ ૩૦ ॥

કૃષ્ણપ્રિયાઃ—આ શ્લોકમાં ૭ નામ છે.

(૯૩) યજ્ઞભોક્તા–યજ્ઞના ભોગ કરનાર.

શ્રીમહાપ્રભુજી :–આચાર્યશ્રી અગ્નિસ્વરૂપ છે અને ભગવાનના મુખારવિંદરૂપ છે તેથી તેઓશ્રીને યજ્ઞભોકતા કહ્યા છે. 'યજ્ઞો વૈ વિષ્ણુઃ' યજ્ઞ વિષ્ણુ ભગવાનનું સ્વરૂપ છે. જેથી યજ્ઞમાં જે આહુતિ અપાય છે તે વિષ્ણુ ભગવાન જ ભોગવે છે. આચાર્યશ્રીને સામગ્રી અંગીકાર કરાવીએ તે યજ્ઞારાધન છે. તેમજ ભગવાનને સમર્પણ છે. ભગવાન શ્રીમુખથી સામગ્રી આરોગે છે, આચાર્યશ્રી ભગવાનનુ મુખકમલ છે

શ્રીકૃષ્ણ :–ભગવાન શ્રીકૃષ્ણ સર્વયજ્ઞ સ્વરૂપે છે. તેથી યજ્ઞમાત્રમાં અર્પણ થતું હુતદ્રવ્ય ભગવાનને જ મળે છે.

અધ્યાય ૭૨ મો :–આ અધ્યાયમાં ભગવાન રાજસૂય યજ્ઞનો અંગીકાર કરે છે. યુધિષ્ઠિર રાજાને યજ્ઞફળયજ્ઞના ભોકતા બનાવે છે અને પ્રત્યેક વ્યક્તિને યજ્ઞભોકતા બનાવે છે જેઓ યજ્ઞમાં આવ્યા છે તેઓ યજ્ઞનાં વર્ણન કરવામાં ધરાતા નથી. તેમા યજ્ઞનો આનંદભોગ છે. વળી જેઓ નથી આવ્યા તેઓ પણ યજ્ઞના વર્ણનથી પરમાનંદને પામે છે. આ રીતે અનેક રૂપે ભગવાને યજ્ઞને ભોગવ્યો છે.

(૯૪) યજ્ઞકર્તા–યજ્ઞના કરનારા.

શ્રી મહાપ્રભુજી :–આચાર્યશ્રીને અગ્નિસ્વરૂપે યજ્ઞભોકતા કહ્યા. આ નામથી યજ્ઞના કર્તા પણ કહ્યા છે. આચાર્યશ્રીએ વેદની વિધિને માન આપીને

યજ્ઞો કર્યા છે તેમજ યજ્ઞોનો ઉપદેશ પણ કર્યો છે. વળી ભગવાનને સામગ્રી અંગીકાર કરાવવી, શ્રી ગોવર્ધનને સામગ્રી અંગીકાર કરાવવી એ આધિદૈવિક યજ્ઞ છે એવું જ્ઞાન આચાર્યવર્યે આપ્યું છે તેથી તેઓ યજ્ઞકર્તા પણ છે. અગ્નિચયન કરીને પણ આચાર્યશ્રી યજ્ઞકર્તા બન્યા છે.

શ્રીકૃષ્ણ :—ભગવદ્ગીતામાં ભગવાને યજ્ઞનું વિધાન કર્યું છે ૧૪ પ્રકારના યજ્ઞનો ઉપદેશ કર્યો છે. સ્વાધ્યાયયજ્ઞ, જપયજ્ઞ, દ્રવ્યયજ્ઞ, જ્ઞાનયજ્ઞ અને આત્મસંયમયજ્ઞ એવાં પાંચ મુખ્ય નામ આપ્યાં છે. સર્વ યજ્ઞો તેમાં સમાય છે. પોતાના શ્વાસ વેદસ્વરૂપે અને ઉપદેશરૂપે પોતે જ યજ્ઞકર્તા છે. વળી ગૃહસ્થાશ્રમલીલા કરતાં ભગવાને સ્વયં અગ્નિહોત્ર ઉપાસના કરી છે. પિતાજીને સ્યમન્તક ક્ષેત્રમાં પણ યજ્ઞ કરાવ્યો છે.

અધ્યાય ૭૩ મો :—આ અધ્યાયની લીલા પણ યજ્ઞકર્તાની લીલા છે. ભગવાન શ્રી હસ્તિનાપુરમાં રોકાયેલા છે. પાંડવો તો નિમિત્ત હતા. જાણે યજમાન ભગવાન જ બન્યા હતા. તેમની ગેરહાજરીમા પ્રદ્યુમ્ન દ્વારિકાનું રક્ષણ કરે છે. ભગવાન હસ્તિનાપુરમાં રાજસૂય યજ્ઞકર્તા બને છે ત્યારે દ્વારિકામાં આત્મજસ્વરૂપે પોતે શાલ્વ સાથે, સમર–યજ્ઞકર્તા બને છે.

## (૯૫) ચતુર્વર્ગવિશારદઃ—ચાર પુરુષાર્થના વિવેચક.

શ્રી મહાપ્રભુજી :—ષોડશગ્રન્થમાં બાલબોધ ગ્રન્થદ્વારા ચતુર્વિધ પુરુષાર્થોનું નિરૂપણ કરી તેમાં જીવાત્માઓને પ્રેરે છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થોનું તેમાં સ્પષ્ટીકરણ કરે છે, અને એ પુરુષાર્થોની અલૌકિકતાનુ તાત્પર્ય આ ગ્રન્થમાં સમજાવે છે.

શ્રીકૃષ્ણઃ—ભગવાન ચાર વર્ણ અને ચાર આશ્રમના હિત માટે ચતુર્વર્ગના ધર્મોનું પાલન કરે છે તેમજ નિરૂપણ પણ કરે છે.

અધ્યાય ૭૪ મોઃ—અને આ અધ્યાયમાં સૌભ વિમાન અને શાલ્વનો વધ કરે છે. શાલ્વની સાથે યુદ્ધ કરી ચાર પુરુષાર્થોની રક્ષા કરે છે. વળી રણસંગ્રામમાં પદાતિ, અશ્વ, રથ અને ગજ એ ચાર વર્ગનું સૈન્ય સાથે યુદ્ધ કરવામાં કુશળ છે તેથી ચતુર્વર્ગવિશારદ છે. શાલ્વની ચતુરંગી સેના સાથે એકલા જ સુદર્શન અસ્ત્રથી યુદ્ધ કરવામાં પણ કુશળ છે. તેમજ ચતુર્થ વર્ગ એટલે 'દંડ' નામની નીતિનો પ્રયોગ કરવામાં પણ કુશળ છે તેથી આ નામ આ લીલાનું બોધક બને છે.

(૯૬) સત્યપ્રતિજ્ઞઃ—સાચી પ્રતિજ્ઞાવાળા.

શ્રી મહાપ્રભુજી :—આ નામમાં આચાર્યવર્યને સત્યપ્રતિજ્ઞાવાળા કહ્યા છે. જીવોને ભગવત્સન્મુખ જવાની ઉત્કંઠા નિહાળી હૃદયમાં કૃપા ઉભરાવા લાગી. અને પ્રતિજ્ઞા કરી કે અધિકારી જીવોને ચતુર્વર્ગનો ઉપદેશ કરી બ્રહ્મસંબંધ કરાવી ભગવાનના અંગીકૃત કરીશ. એ પ્રતિજ્ઞાના પાલન માટે તેઓશ્રી સર્વ ભૂતલ ઉપર વિચરવા લાગ્યા. મર્યાદા શાસ્ત્રના દર્શાવેલા પુરુષાર્થો તો અન્યથી પણ સુલભ છે પરંતુ ભક્તિમાર્ગીય પુરુષાર્થો તો કેવલ આચાર્યશ્રીએ જ દાનમાં આપ્યા છે. તેથી તેઓશ્રીએ પ્રતિજ્ઞા કરી હતી.

શ્રીકૃષ્ણ :—ભગવાન શ્રીકૃષ્ણ પણ સત્યપ્રતિજ્ઞાવાળા છે. તેઓની પ્રતિજ્ઞા છે કે મારો ભક્ત કદી નાશ પામતો નથી. બીજી પણ પ્રતિજ્ઞા છે કે એક વાર જે જીવ આવીને કહે કે 'તવાસ્મિ–હું આપનો છું' તો તેની નિત્ય રક્ષા કરે છે. ગિરિરાજ ધારણ કરી સમગ્ર વ્રજની રક્ષા કરી.

અધ્યાય ૭૫ મો :—આ અધ્યાયમાં શાલ્વના સખા દંતવક્ત્ર વિદૂરથ વગેરેનો વધ કરી પૃથ્વીનો ભાર ઉતારવાની પ્રતિજ્ઞા સત્ય કરે છે. પાંડવ—કૌરવમાં 'મધ્યસ્થ' વૃત્તિવાળા બલભદ્રજી, બંને યુદ્ધ કરશે એમ જાણીને તીર્થયાત્રા કરવા જઈને 'તટસ્થ' રહેવાની પ્રતિજ્ઞા સત્ય કરે છે નૈમિષારણ્યમાં ઉચ્ચ આસને બેઠેલ સૂત મુનિ શ્રી બલભદ્રજીને પધારતા જોઈ. અભ્યુત્થાન નથી આપતા ત્યારે તેમને દંડ કરી તેમનો પ્રાણ લે છે, અને મર્યાદાની રક્ષા કરે છે ત્યારે ઋષિઓ વિનવે છે કે—

અસ્ત્રસ્ય તવ વીર્યસ્ય મૃત્યોરસ્માકમેવ ચ । યથા ભવેદ્ વચઃસત્યં તથા રામ વિધીયતામ્ ॥ બ્રહ્માસ્ત્ર, આપનું પરાક્રમ, મૃત્યુ અને અમે સૂત મુનિને આપેલ પૂર્ણ આયુષ્ય માટેનું વચન આપ સત્ય કરો.

બલભદ્રજી સૂતજીના પુત્રને 'આત્મા વૈ પુત્રઃ' શ્રુતિ વાક્યાનુસાર દીર્ઘ આયુષ્ય આપી સર્વ 'સત્ય' કરે છે તેથી 'સત્યપ્રતિજ્ઞ' લીલાનો આ અધ્યાય છે.

(૯૭) ત્રિગુણાતીતઃ—ત્રણ ગુણોથી પર.

શ્રી મહાપ્રભુજી:—લોકમાં પ્રતિજ્ઞા લેનારા સર્વાંશમાં પ્રતિજ્ઞા પાલન કરી શકતા નથી, પરંતુ શક્ય હોય તેટલું પાળે છે. પરંતુ ભગવાન અને

ભગવદવતાર આચાર્યો પોતાની પ્રતિજ્ઞાઓનું પૂર્ણ રીતે પાલન કરી શકે છે. કારણ કે તેઓ ' ત્રિગુણાતીત ' છે. ત્રણ ગુણોના આવેશવાળાની પ્રતિજ્ઞાઓ પણ આવેશવાળી હોય છે તેથી અધૂરી રહે છે. ત્રિગુણાતીતની પ્રતિજ્ઞા નિર્દોષ હોય છે તેથી તે પૂર્ણ થાય છે. જરાસંધ અને રુકમી વગેરેએ કરેલ પ્રતિજ્ઞા સફળ નથી થઈ. પરંતુ આચાર્યવર્યે સર્વ જીવોનો અંગીકાર કરાવવાની પ્રતિજ્ઞા સત્ય કરી છે; કારણ કે તેઓશ્રી ત્રણ ગુણોથી પર અલૌકિક સ્વરૂપ છે. તેઓશ્રીની કોઈ પણ પ્રતિજ્ઞામાં આવેશ દુરાગ્રહ વગેરે નથી હોતાં.

શ્રીકૃષ્ણ :—શ્રીકૃષ્ણ તો પ્રકૃતિના ત્રણ ગુણોથી પર એવા પુરુષોત્તમ જ છે તેથી દ્વારિકાદિનિર્માણ અને યાદવકુલનિર્વાણ ઉભયમાં એક સમાન આનંદને ધરાવે છે. કારણ કે તેઓની એ આનંદલીલા છે.

અધ્યાય ૭૬ મો:—આ અધ્યાયમાં શ્રી બલભદ્રજી એક વર્ષ પર્યન્ત તીર્થયાત્રા કરી નૈમિયારણ્યમાં આવે છે ત્યારે ઋષિઓ તેઓનું બહુમાન કરે છે છતાં તેઓ અભિમાનથી પર રહે છે તેથી આ ત્રિગુણાતીત લીલા છે. તેમજ કુરુક્ષેત્રમાં આવી દુર્યોધન–ભીમસેનને સમર ન કરવા સમજાવે છે ત્યારે દુર્યોધન કે ભીમ તેમના વાક્યનો સ્વીકાર નથી કરતા ત્યારે રાગદ્વેષ વિનાના બની ત્યાંથી વિદાય લે છે તેથી ત્રિગુણાતીત લીલાનો આ અધ્યાય છે.

વળી નૈમિષારણ્યમાં યજ્ઞો કરે છે તો પણ ફલથી પર રહી ત્રિગુણાતીત સ્થિતિમાં યજ્ઞ કરે છે.

## (૯૮) નયવિશારદઃ–પોતાના સિદ્ધાન્તમાં–શાસ્ત્રમાં અત્યંત નિપુણ.

શ્રી મહાપ્રભુજી :–આચાર્યશ્રીને નયવિશારદ વર્ણવ્યા છે. નય શબ્દ સ્વમાર્ગીય સિદ્ધાન્ત પ્રતિપાદક સાહિત્યના અર્થમાં વાપર્યો છે. આચાર્યવર્યે પોતાના માર્ગીય સિદ્ધાન્તનું પ્રતિપાદન કરનાર સાહિત્ય ઘણી જ કુશળતાથી રચ્યું છે. વળી આચાર્યશ્રી નીતિનિપુણ પણ છે.

શ્રીકૃષ્ણ :–ભગવાન શ્રીકૃષ્ણ સમાન નીતિશાસ્ત્રનિપુણ કોઈ જ નથી.

અધ્યાય ૭૭ મો :–આ અધ્યાયમાં શ્રી સુદામાકૃષ્ણ મિલન લીલા છે. સુદામા બ્રહ્મવિત્તમઃ–બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ હોઈ શાસ્ત્રવિશારદ છે.

વળી ભગવાન સુદામાનું સ્વાગત કરી વિનય, સ્નેહ, શાસ્ત્રસિદ્ધાન્ત વગેરેનું પુષ્કળ પાલન કરે છે. સુદામાની સન્મુખ પધારી સર્વેશ્વર પ્રભુ વિનય

દર્શાવે છે. આલિંગન આપી પર્યંક ઉપર પધરાવી સ્નેહ આપે છે, ચરણ પખાળી શાસ્ત્રસિદ્ધાન્ત રક્ષે છે. વાર્તાલાપ કરી અનુનય પ્રકટ કરે છે. તેથી આ લીલા નયવિશારદ લીલા બને છે. નયનો અર્થ વિનય, પ્રણય, અનુનય શાસ્ત્ર વગેરે થાય છે. ૩૦

## સ્વકીર્તિવર્ધનસ્તત્ત્વસૂત્રભાષ્યપ્રદર્શકઃ ।
## માયાવાદાખ્યતૂલાગ્નિર્બ્રહ્મવાદનિરૂપકઃ ॥ ૩૧ ॥

કૃષ્ણપ્રિયાઃ—આમાં ચાર નામ છે.

(૯૯) સ્વકીર્તિવર્ધનઃ—પોતાના માર્ગના ગ્રન્થો રચીને પોતાની કીર્તિ વધારનારા.

શ્રી મહાપ્રભુજી :—ત્યાગ, શીલ, તત્ત્વજ્ઞાન, ભક્તિ વગેરે કીર્તિના સ્તંભો છે. આચાર્યશ્રીની પાદકમલથી ભૂતલપરિક્રમા, અપરિગ્રહ, અસંગ્રહ, ભક્ત ઉપર અનુગ્રહ, આકર ગ્રન્થોનું નિર્માણ, સરલ સાહિત્યમાં સર્વશાસ્ત્રનિરૂપણ આ સર્વ કીર્તિને વધારનાર કીર્તિસ્તંભો છે.

શ્રીકૃષ્ણ :—ભગવાને પોતાના ચરિતામૃતની અખંડ અને અનતકાલવાહિની સરિતા ભૂતલ ઉપર વહાવી છે. ગીતાશાસ્ત્ર સર્વલોકાતિશાયિની સર્વશાસ્ત્રાતિશાયિની કીર્તિ છે.

અધ્યાય ૭૮ મો:—આ અધ્યાયમાં પણ કૃપા સૌહાર્દ લીલા છે. શ્રી સુદામાજીના પૌંઆ આરોગી ભક્તના સમર્પણની અને ભગવાનની દીનતાની કીર્તિ અખંડ બની છે. અયાચક બની સુદામાએ કીર્તિ સ્થાપી છે, ત્યારે સુદામાજીને અતુલ વૈભવો આપી ભગવાને મિત્રપ્રેમની કીર્તિ વધારી છે. જ્યારે સુદામાએ ભગવાનના આપેલા વૈભવો કુટુમ્બને સોંપી ભગવત્પ્રસાદરૂપે સ્વીકારી ભગવચ્ચરણરજસેવનમાં જ પ્રીતિ રાખી કીર્તિ વધારી છે.

(૧૦૦) તત્ત્વસૂત્રભાષ્યપ્રદર્શકઃ—તત્ત્વજ્ઞાનવાળા બ્રહ્મસૂત્રો પર ઉત્તમ અણુ ભાષ્ય રચનાર.

શ્રી મહાપ્રભુજી :—આચાર્યોની મર્યાદામાં એક પ્રણાલી છે કે જે પ્રસ્થાનો ઉપર ભાષ્યો રચે તેઓને વિદ્વદ્વર્ગ અને સમાજ આચાર્ય તરીકે સ્વીકારે છે. આચાર્યશ્રીએ એથી આગળ વધીને ચાર પ્રસ્થાનો સ્વીકાર્યાં છે અને

ભાષ્ય રચ્યાં છે. તેમાં ખાસ કરીને 'તત્ત્વસૂત્ર' એટલે વ્યાસસૂત્ર ઉપર લક્ષણાનો આશ્રય કર્યા વિના જ ભાષ્ય રચ્યું છે. તેમાં 'રસો વૈ સઃ' એ ઉપનિષદ્‌સિદ્ધાન્તનું યથાર્થ પ્રતિપાદન કર્યું છે.

શ્રીકૃષ્ણ :–ભગવાને વેદોના અને ઉપનિષદના સિદ્ધાંતને સંક્ષેપમાં બતાવવા માટે શ્રી વ્યાસ મહર્ષિ સ્વરૂપે બ્રહ્મસૂત્રની રચના કરી છે.

અધ્યાય ૭૯ મો :–આ અધ્યાયમા સૂર્યગ્રહણ પ્રસંગે 'સમન્ત પંચક' ક્ષેત્રમાં વિપુલ જનસંમર્દ મળે છે. તેમાં પાંડવો, કૌરવો, યાદવો, વ્રજવાસીઓ અને અન્ય સમસ્ત રાજાઓ અને જનસમૂહ મળે છે.

ત્યારે ભગવાન ગોપીજનોને ૪૧ મા શ્લોકથી ૪૭ મા શ્લોક સુધી સૂત્રાત્મક અને ભાષ્યાત્મક તત્ત્વજ્ઞાનનો ઉપદેશ કરે છે. ત્યા લખ્યું છે કે અધ્યાત્મશિક્ષયા ગોપ્યઃ એવં કૃષ્ણેન શિક્ષિતાઃ–અધ્યાત્મ શિક્ષાથી ગોપીજનોને ભગવાને ઉપદેશ્યાં,' તેથી આ નામ આ લીલાનો બોધ કરે છે

## (૧૦૧) માયાવાદાખ્યતૂલાગ્નિઃ–માયાવાદ–આખ્ય-તૂલ–અગ્નિઃ— માયાવાદરૂપી રૂમાં અગ્નિ સમાન

શ્રી મહાપ્રભુજી :–સમસ્ત જગત માયિક છે એવા મન્તવ્યનું નિરસન આચાર્યશ્રીએ અનાયાસે કર્યું છે. આ વાદમાં જગત અને સંસારનો ભેદ બતાવ્યો છે. જગત ભગવાનનુ આધિભૌતિક સ્વરૂપ છે, ભગવાન આનંદમાત્ર કરપાદમુખોદરાદિ છે તે જ શ્રીકૃષ્ણ પરબ્રહ્મ છે. જીવ ભગવદંશ છે. જીવ ભગવત્સેવા કરી ભગવાનને પામે છે વગેરે તત્ત્વોનુ નિરૂપણ કર્યું છે.

શ્રીકૃષ્ણ :–ભગવાને પણ માયાવાદનું નિરસન ગીતાદ્વારા કર્યું જ છે. વળી ગીતાજીમાં માયાને પોતાની દૈવીશક્તિ બતાવી છે.

અધ્યાય ૮૦ મો :—આ અધ્યાયમાં શ્રી દ્રૌપદીજી અને ભગવાનની પત્નીઓનો સત્સંગ થાય છે. શ્રી દ્રૌપદીજી પ્રભુપત્નીઓને પૂછે છે કે આપે ભગવાનને કેવી રીતે મેળવ્યા ? સર્વેએ એક જ ઉત્તર આપ્યો, તેઓએ અનુગ્રહ કરી અમારો અંગીકાર કર્યો. પરંતુ અમો એમની સેવા કરવા એમને વર્યા છે વગેરે વાક્યોથી ભક્તિમાર્ગનુ જ પ્રતિપાદન કરી માયાવાદનું નિરસન કર્યું છે. વળી ભૌમાસુરની માયાનો નાશ કરી તેના માયાવી બનેલા કિલ્લાને તોડી ભગવાને ૧૬ હજાર કન્યાઓને મેળવી છે તેથી આ નામ આ લીલાના અર્થને સમજાવે છે.

(૧૦૨) બ્રહ્મવાદનિરૂપકઃ—બ્રહ્મવાદના પ્રતિપાદન કરનારા.

શ્રી મહાપ્રભુજી :–આ નામથી એક નિર્ણય કર્યો કે આચાર્યશ્રીનો માયાવાદ નથી તો કયો સિદ્ધાન્ત છે? તેનો ઉત્તર આપ્યો કે બ્રહ્મવાદ છે. આ સમસ્ત બ્રહ્માંડ બ્રહ્મમાંથી બન્યું છે. 'સર્વં ખલ્વિદં બ્રહ્મ'ના વાક્યોનું યથાર્થ રહસ્ય સર્વનું બ્રહ્મત્વરૂપે નિરૂપણ કરવામાં છે અને આચાર્યવર્યે તે પ્રમાણે જ કર્યું છે.

શ્રીકૃષ્ણ :–ભગવાને અવતાર લઈ બ્રહ્મવાદનું મંડન કર્યું છે.

અધ્યાય ૮૧ મો :–આ અધ્યાયમાં સમન્તપંચક ક્ષેત્રમાં ઋષિઓ અને ભગવાનનો સત્સંગ થાય છે. ઋષિઓની ભગવાને સ્તુતિ કરી કહ્યું કે તીર્થો, દેવો વગેરે દીર્ઘકાલે પાવન કરે છે અને કષ્ટગમ્ય છે, જ્યારે સંતો સુખગમ્ય છે અને સત્વર પાવન કરે છે.

તે સમયે ઋષિઓએ ભગવાનને પરબ્રહ્મ તરીકે માન્યા છે તેથી બ્રહ્મ એટલે બ્રહ્મર્ષિઓનો કરેલો વાદ ભગવાનનો ગુણાનુવાદ તેનો નિરૂપક આ અધ્યાય છે. ઋષિઓએ ભગવાનની સ્તુતિ કરતાં કહ્યું કે 'તસ્યાદ્ય તે દદૃશિમાંઘ્રિમઘૌઘમર્ષતીર્થાસ્પદમ્' આપે અમારો મહિમા ગાયો તે આપનું ગૌરવ છે પરંતુ આપના ચરણમાં જ સમગ્ર તીર્થો વસ્યા છે. યોગીઓએ હૃદયમાં આપનું ચરણ વસાવ્યું છે. આપ અમારા ઉપર અનુગ્રહ કરો. આ વાક્યોથી આ નામ અન્વર્થ બને છે. ૩૧

અપ્રાકૃતાઽખિલાકલ્પભૂષિતઃ સહજસ્મિતઃ ।
ત્રિલોકીભૂષણં ભૂમિભાગ્યં સહજસુંદરઃ ॥ ૩૨ ॥

કૃષ્ણપ્રિયા—આમાં પાંચ નામ છેઃ–

(૧૦૩) અપ્રાકૃતાખિલાકલ્પભૂષિતઃ–અપ્રાકૃત–અખિલ–આકલ્પ–ભૂષિતઃ–અખિલ અલૌકિક આભૂષણોથી શોભતા.

શ્રી મહાપ્રભુજી :–આચાર્યવર્યે કેવા અને ક્યા અલંકારો ધારણ કર્યા છે? તેના ઉત્તરમાં આ નામનો ઉલ્લેખ કર્યો છે. વિપ્રો, સંતો અને વિદ્વાનોના અલંકારો સ્થૂળ સુવર્ણ રત્નના નથી હોતા, તેઓ તો વાણીના અલંકારોને ધારણ કરે છે.

આચાર્યશ્રીએ વ્યાસ સૂત્રના ચોથા અધ્યાયને ફ્લાધ્યાય તરીકે સમજાવ્યો છે. અન્ય આચાર્યવરોએ પણ તેમજ કર્યું છે. છતાં મહાપ્રભુજીએ એ અધ્યાયમાં ભગવાનના અલૌકિક અખિલ લીલારસના ભાવોને આભૂષણરૂપે વર્ણવ્યા છે. તેથી તેઓની વધુ શોભા પ્રતિશ છે. કારણ કે જે તત્ત્વનું કોઈ નિરૂપણ નથી કરી શક્યું તેનું નિરૂપણ આચાર્યવર્યે કર્યું છે.

શ્રીકૃષ્ણ :–ભગવાનનું પીતાંબર અને શૃંગાર એ લૌકિક અલંકારો નથી પરંતુ તે સર્વ નિત્ય અને અલૌકિક છે. તે વિષય વિસ્તારથી જાણકારો પાસેથી સમજવો. અથવા અણુ ભાષ્યના ચોથા અધ્યાયથી સમજવો અથવા તૃતીય સ્કંધનાં અને દ્વિતીય સ્કંધનાં ભગવત્સ્વરૂપના વર્ણન કરતાં શ્રી સુબોધિનીજી દ્વારા સમજવો.

અધ્યાય ૮૨ મો :—આ અધ્યાયમાં ભગવાન અને બલભદ્રજી માતાપિતાનાં વચનોથી છ પુત્રોને લેવા બલિરાજાને ત્યાં જાય છે. ત્યાંથી તેમને લાવી માતાજીને આપે છે. ભગવાને પાન કરેલાં સ્તનનાં પાન કરી છ પુત્રો દિવ્યતાને પામે છે. તેમનામાંથી આસુરાવેશ જાય છે અને અલૌકિકતા સિદ્ધ થાય છે ત્યારે માતાપિતા અલૌકિક પુત્રરત્નોથી વિભૂષિત બને છે તેથી આ અધ્યાય આ નામની લીલાનો બોધ કરે છે.

## (૧૦૪) સહજસ્મિતઃ—સ્વાભાવિક સ્મિત હાસ્યવાળા.

શ્રી મહાપ્રભુજી :—મહાપુરુષોનાં મન નિર્મલ અને કોમલ હોય છે. તેથી તેઓનું સ્મિત હાસ્ય સ્વાભાવિક જ હોય છે. આચાર્યશ્રી તો તેથી આગળ વધીને લીલારસના સ્મરણથી પ્રસન્ન ચિત્તવાળા રહે છે. તે તેમની પ્રસન્નતા સ્મિત હાસ્યથી દેખાય છે.

શ્રીકૃષ્ણ :—ભગવાન શ્રીકૃષ્ણ તો નિત્યપ્રસન્ન વદનારવિંદ છે.

અધ્યાય ૮૩ મો :—આ અધ્યાયમાં સુભદ્રાજી અર્જુનને જોઈને 'હસન્તી વ્રીડિતાપાંગી' હસતા અને સલજ્જ થતાં–વરવાને વાછે છે ત્યારે બલભદ્રજી તેનો વિરોધ કરે છે. પરંતુ ભગવાન બહેનનો મનોરથ પૂર્ણ કરી બહેનનું મુખ હસતું રાખે છે.

વળી શ્રુતદેવ અને બહુલાશ્વ બન્નેના એક જ સમયે પોતાના નિવાસે પધારવાના નિમંત્રણને સાંભળી ભગવાન સહજ સ્મિત બને છે. અને બંનેને ત્યાં એકસાથે બે સ્વરૂપ લઈ મુનિઓનાં બે સ્વરૂપ બનાવી પધારી સૌને

સહજ વિસ્મિત બનાવે છે તેથી આ નામથી આ લીલાનો બોધ થાય છે.

## (૧૦૫) ત્રિલોકીભૂષણમ્—ત્રણે લોકના આભૂષણરૂપ.

શ્રી મહાપ્રભુજી :—આચાર્યો અખિલ બ્રહ્માંડના આભૂષણો છે. અખિલ બ્રહ્માંડ ત્રણ લોકમાં સમાય છે. તેમાં ત્રણ ગુણવાળા જીવો રહે છે. તે ત્રણ ગુણો લૌકિક અલૌકિક બે પ્રકારના છે. તે સમસ્ત જીવોના આચાર્યવર્ય આભૂષણ છે. આચાર્યવર્યથી ત્રણે લોકના જીવો ભગવાનના ચરણ બની શોભે છે.

શ્રીકૃષ્ણ :—ભગવાન શ્રીકૃષ્ણ ત્રૈલોક્યસૌભગવપુઃ—ત્રણે લોકના સૌભાગ્ય ભરેલા સ્વરૂપથી શોભે છે.

અધ્યાય ૮૪ મો :—વેદસ્તુતિઓનો આ અધ્યાય છે. ભગવતી શ્રુતિઓ ૨૮ ઋચાઓ દ્વારા ત્રિભુવનવિભૂષણ સદાનંદ ભગવાનનો યશ ગાય છે. કારણ કે ચૌદ લોકમાં ભગવાન એક જ સ્તુત્ય છે. અને ભગવાન એક જ ત્રણે લોકનું ભૂષણ છે.

## (૧૦૬) ભૂમિભાગ્યમ્— ભૂમિના ભાગ્યરૂપ.

શ્રી મહાપ્રભુજી :—આચાર્યવર્ય ત્રણે લોકના આભૂષણ હોવા છતાં ભૂમિનું પરમ સૌભાગ્ય હોઈ પોતાના પ્રાદુર્ભાવથી અને પાદારવિંદથી કૃતાર્થ કરે છે. આચાર્યવર્યના ચરણનો સ્પર્શ એ પૃથ્વીના અને પૃથ્વીના જનોનું વિશિષ્ટ સૌભાગ્ય છે.

શ્રીકૃષ્ણ :—ભગવાન શ્રીકૃષ્ણ ભૂમિનું સૌભાગ્ય છે. 'વૃન્દાવનં સખિ ભુવો વિતનોતિ કીર્તિમ્ ' એ વાક્ય પ્રમાણ છે 'ધન્યેયમદ્ય ધરણી ' બીજું વાક્ય છે. 'ભૂઃ કાલભર્જિતગુણાપિ ' ત્રીજું વાક્ય છે. આવા અનંત વાક્યો છે.

અધ્યાય ૮૫ મો :—આ અધ્યાયમાં વૃકાસુરનાશ પ્રકરણ છે. તેને ભ્રમમાં મૂકવા માટે ભગવાન ભૂતલ ઉપર બટુક થઈને પધાર્યા. એ જ ભૂમિનું મહદ્ ભાગ્ય છે કે અદિતિ માતાએ જ્યારે પયોવ્રત કર્યું ત્યારે બટુક રૂપે પધાર્યા. જ્યારે ભગવાન શંકરના કલેશને નિવારવા વિના આરાધનાએ ભૂતલ ઉપર બટુક થઈ પધાર્યા. અને વૃકાસુરને મસ્તકે હાથ મુકાવી તેનો વધ કર્યો.

## (૧૦૭) સહજસુન્દરઃ—સ્વભાવિક રીતે જ સુંદર.

શ્રી મહાપ્રભુજી :—શ્રી મહાપ્રભુજી સ્વાભાવિક સુંદર છે. વિના અલંકાર કેવલ પોતાનાં અલૌકિક શ્રીઅંગોથી સુંદર લાગે છે.

શ્રીકૃષ્ણ :—ભગવાન શ્રીકૃષ્ણ સહેજ મનોરમ જ છે. શૃંગાર ભગવાનનાં શ્રીઅંગોથી શોભે છે.

અધ્યાય ૮૬ મો :—આ અધ્યાયમાં ભૃગુ ઋષિ દેવોની કસોટી કરવા જતાં સ્વયં કસોટીમાં મુકાય છે. ભગવાનના વક્ષઃસ્થળ ઉપર પાદપ્રહાર કરે છે, જે ભગવાનનું 'શ્રીવત્સ' લાંછન સૌન્દર્ય બને છે. ક્રોધવિજય અને પ્રેમ એ જ જીવનસૌન્દર્ય છે.

વળી ભગવાન બ્રાહ્મણના બાળકોને લેવા માટે અર્જુનની સાથે પાતાળમાં પધારે છે ત્યાં પોતાના સૌન્દર્ય સ્વરૂપનું દર્શન થાય છે, જેનું વર્ણન ૫૧ થી ૫૮ મા શ્લોક પર્યન્ત છે. તેથી આ અધ્યાયની લીલા સહજ સૌન્દર્યનું નિરૂપણ કરે છે. ૩૨

## અશેષભક્તસંપ્રાર્થ્યચરણાબ્જરજોધનઃ ॥ ૩૨ ॥

(૧૦૮) અશેષભક્તસંપ્રાર્થ્યચરણાબ્જરજોધનઃ—સમસ્ત ભક્તો જેમના ચરણકમલના રજરૂપી ધનની નિત્ય પ્રાર્થના કરે છે.

શ્રી મહાપ્રભુજી :–શ્રી મહાપ્રભુજીનું આ ૧૦૮ મું નામ છે. મહાપ્રભુજીનો મહિમા ગાતાં જ્યારે વાણી વિરામ પામી ગઈ ત્યારે શ્રી મહાપ્રભુજીનું સર્વ મહત્ત્વ ગાવા માટે આ નામ કહ્યું.

આચાર્યોના આચરણ અને ચરણરજ ભક્તજનોનું ધનસર્વસ્વ છે. ભક્તોને માગવા યોગ્ય કોઈ વસ્તુ હોય તો પદપદ્મ પરાગ એક જ પ્રાર્થ્ય છે.

શ્રી સર્વોત્તમજીમાં આચાર્યશ્રીનું સ્વરૂપ, ગુણ, યશ અને પાદરજ વગેરે અલૌકિક તત્ત્વનું નિરૂપણ કર્યું છે.

શ્રીકૃષ્ણ :–ભગવાન શ્રીકૃષ્ણચરણસરોજ રજના દેવ–ગન્ધર્વ–કિન્નરાદિ સર્વ આરાધકો છે.

અધ્યાય ૮૭ મો :–આ અધ્યાયમાં ભગવલ્લીલાઓના નિરૂપણનો ઉપસંહાર કરતાં કહ્યું કે શ્રીકૃષ્ણચન્દ્રની રસમય લીલાઓનું ગાન તો શ્રીભગવાનને માટે પણ શક્ય નથી પરંતુ શ્રીપાદ ચરણરજની જ આરાધના કરી પ્રાર્થના કરવી યોગ્ય છે. ૩૨

ઇત્યાનંદનિધિઃ પ્રોક્તં નામ્નામષ્ટોત્તરં શતમ્ ॥ ૩૩ ॥

**અન્વયાર્થ** :—ઇતિ = આ પ્રમાણે, આનન્દનિધિઃ = આનંદસાગર શ્રી મહાપ્રભુજીનાં, અષ્ટોત્તરમ્-શતમ્ = એકસો આઠ, નામ્નામ્ = નામ, પ્રોક્તમ્= કહેલાં છે.

અનુવાદ—આ પ્રમાણે આનંદનિધિ શ્રી મહાપ્રભુજીનાં એકસોને આઠ નામ વિશેષ સ્પષ્ટતાથી કહ્યાં છે.

**કૃષ્ણપ્રિયા**—ઉપસંહાર વાક્યમાં કહ્યું કે, આનંદનિધિમાં એકસો આઠ નામ પુષ્કળ રહસ્યભર્યાં દર્શાવ્યાં છે. આ સ્થાને આનંદનિધિ પદથી શ્રીમદાચાર્યવર્ય, ભગવાન શ્રીકૃષ્ણ, અને શ્રીમદ્ ભાગવતના દશમ સ્કંધનું ગ્રહણ કરવું. આ ત્રણે તત્ત્વો એક જ આનંદનિધિના ત્રણ સ્વરૂપો છે. ૩૩

શ્રદ્ધાવિશુદ્ધબુદ્ધિર્યઃ પઠત્યનુદિનં જનઃ ।
સ તદેકમનાઃ સિદ્ધિમુક્તાં પ્રાપ્નોત્યસંશયઃ ॥ ૩૪ ॥

**અન્વયાર્થ**—શ્રદ્ધા-વિશુદ્ધ-બુદ્ધિઃ = શ્રદ્ધાથી બુદ્ધિને વિશુદ્ધ કરી, યઃ જનઃ = જે સજ્જન, અનુદિન = દરરોજ, પઠતિ = પાઠ કરે છે, સઃ = તે, તદ્-એકમનાઃ = માત્ર આચાર્યશ્રીમાં મનવાળો થઈ ઉક્તામ્ = આગળ કહેલી, સિદ્ધિમ્ =સિદ્ધિને, અસંશયઃ = સંશય વિના, પ્રાપ્નોતિ = પ્રાપ્ત કરે છે. ૩૪

અનુવાદ—શ્રદ્ધા દ્વારા બુદ્ધિને શુદ્ધ કરી જે કોઈ સજ્જન પુરુષ પ્રતિદિન આ સ્તોત્રનો પાઠ કરે છે તે આચાર્યશ્રીમા એકાગ્ર ચિત્તવાળા બની આગળ કહેલી સિદ્ધિને નિઃસંદેહ મેળવે છે.

**કૃષ્ણપ્રિયા**—સ્તોત્રપાઠ કરતા, મંત્રજાપ કરતા કે સેવાદિ કરતા શ્રદ્ધા, નિત્યાનુષ્ઠાન, એકાગ્રતા આવશ્યક અંગો છે એ ત્રણના અવલંબે કાર્ય-સિદ્ધિ થાય છે. આરંભમાં જ 'કૃષ્ણાધરામૃતસ્વાદન' સિદ્ધિ બતાવી જ છે ૩૪

તદપ્રાપ્તૌ વૃથા મોક્ષસ્તદાપ્તૌ તદ્ગતાર્થતા ।
અતઃ સર્વોત્તમં સ્તોત્રં જપ્યં કૃષ્ણરસાર્થિભિઃ ॥ ૩૫ ॥

ઇતિ શ્રીમદગ્નિકુમારપ્રોક્તં શ્રીસર્વોત્તમસ્તોત્રં સંપૂર્ણમ્ ।

**અન્વયાર્થ**—તત્-અપ્રાપ્તૌ = તે સિદ્ધિ ન મળે તો, મોક્ષઃ = મુક્તિ પણ, વૃથા = વ્યર્થ છે. તત-આપ્તૌ = તદ્ગતાર્થતા = તે મુક્તિનો

અર્થ સરી ગયો છે, અતઃ = માટે, કૃષ્ણ–રસ–અર્થિભિઃ = શ્રીકૃષ્ણના રસન ઇચ્છાવાળાઓએ, સર્વોત્તમમ્ = સર્વોત્તમ સ્તોત્રનો જપ્યમ્ = જપ કરવો. ૩'

કૃષ્ણપ્રિયા—આ સ્તોત્રપાઠના વિધિનાં એક વાત યાદ રાખવી જ્યાં સુધી શુદ્ધ ઉચ્ચાર ન આવે ત્યાં સુધી પાઠ કરવો. અને શુદ્ધ ઉચ્ચા થઈ ગયા બાદ એકાન્તમાં ગુપ્ત રીતે સ્તોત્રનો જપ કરવો. જપમાં રોજ ૩ પાઠ કરતાં અથવા ૧૦૮ પાઠ કરતાં દિવસમાં તેનું ફળ દેખાય છે ૩પ

*

**સૌન્દર્યં નિજહૃદ્ગતં પ્રકટિતં સ્ત્રીગૂઢભાવાત્મકં**
**પુંરૂપં ચ પુનસ્તદન્તરગતં પ્રાવીવિશત્સ્વપ્રિયે ।**
**સંશ્લિષ્ટાવુભયોર્બભૌ રસમયઃ કૃષ્ણો હિ યત્સાક્ષિકં**
**રૂપં તત્ ત્રિતયાત્મકં પરમભિધ્યેયં સદા વલ્લભમ્ ॥**

અન્વયાર્થ—નિજહૃદ્ગતમ્ = પોતાના–શ્રી ભગવાનના હૃદયમાં બિરાજતું, સ્ત્રીગૂઢભાવાત્મકમ્ = સ્ત્રીગૂઢભાવાત્મક, પુંરૂપમ્ ચ = અને પુંભાવરૂપ, સૌન્દર્યમ્ = સૌંદર્ય શ્રી સ્વામિનીજીના હૃદયમા બિરાજતું, પુનઃ = ફરી, પ્રાવીવિશત્ = શ્રીકૃષ્ણે પ્રવેશાવ્યું, ઉભયોઃ સંશ્લિષ્ટૌ = તે બન્ને પ્રકારના સ્ત્રી–પુંભાવનો સંયોગ થતાં, રસમયઃ કૃષ્ણઃ હિ = રસાત્મક શ્રીકૃષ્ણ જ, બભૌ = શોભ્યા–સ્વપ્રિય સ્વરૂપ સાથે એકરસ થઈ શોભ્યા, યત્–સાક્ષિકમ્ = જેના સાક્ષી, તત્–ત્રિતયાત્મકમ્ = ત્રણે સ્વરૂપમય તે, વલ્લભમ્ = શ્રીમદ્ વલ્લભાચાર્યજીનું રૂપમ્ = રૂપ, સદા = નિત્ય, પરમ્ અભિધ્યેયમ્ = ઉત્તમ રીતે ધ્યાન ધરવું.

અનુવાદ—શ્રી ભગવાનના હૃદયમાં બિરાજતું સ્ત્રીગૂઢભાવાત્મક અને પુંભાવાત્મક સૌન્દર્ય પ્રકટ કર્યું તે, તેમજ સ્ત્રીપુંભાવાત્મક સૌન્દર્ય શ્રી સ્વામિનીજીના હૃદયમાં બિરાજતુ પ્રકટ કર્યું તે એમ બન્ને સ્થાનનું બન્ને પ્રકારનું સૌન્દર્ય શ્રી વલ્લભાચાર્યજીમાં ભગવાને પ્રવેશાવ્યું, ઉભય સ્ત્રીપુંભાવ સાથે રસાત્મક સ્વરૂપ જે શોભ્યા એના સાક્ષી શ્રીમદ્ આચાર્ય ચરણ છે. ભગવલ્લીલારસ અનુભવની ઇચ્છાવાળા ભક્તોએ એમનું નિત્ય ધ્યાન ધરવું જોઈએ.

